ૐ શ્રી શેહજાનંદાયનમઃ

શ્રી.

# सत्यउपदेशकिर्तनावली.

સર્વે ઉદ્ધવિ સંપ્રદાયના હરિભકતોને માટે
શ્રીનરનારાયણદેવની ગાદીના ધર્મ ધુરંધર
આચાર્ય શ્રી વાસુદેવપ્રસાદજી માહારાજ
અમદાવાદવાલાની આજ્ઞાથી

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

**જેષ્ટીમલ ઘેલા ત્રીકમજી.**

માનવંતા શ્રીમન્ મહારાજાધિરાજ મિરઝાં મહારા-
ઓ શ્રી ૧૦૮ ખેંગારજી સવાઇ શમશેરબહાદુર.
જી સી. આઈ. ઈ. કચ્છાધિપતિના હજુરી-ભુજ.

શ્રી હરી શેહેજાનદ પ્રભુ મમ ઉર ઇષ્ટ અનુપ,
દાસ ઘેલો કહે દ્રગનમે, રહો સદા એહ રૂપ..

પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૫૦૦.

સવત ૧૯૬૯. સને ૧૯૧૩.

કીંમત રૂ. ૦—૧૦—૦

# નિવેદન પત્રિકા.

---

મારા ઇષ્ટદેવ એવા જે પૂર્ણ પુરૂષોત્તમ શ્રીસહજાનંદ સ્વામી અતિ દયા કરી મુમુક્ષુ જનોના મોક્ષને અર્થે પૃથ્વી ઉપર પધાર્યા અને એકાંતિક ધર્મ સ્થાપન કરી એકાંતિક સત હરિભક્તો કર્યા અને ઉદ્ધવી સંપ્રદાયની મર્યાદા બાંધી, શિક્ષાપત્રી વચનામૃત તથા સતસંગ જીવન આદિ ગ્રંથો કરીને તેમાં આચાર્ય તથા સાધુ બ્રહ્મચારીને સાંખ્ય યોગી બાઇઓ ભાઇઓના તથા ગૃહસ્થ હરિભક્તોના ધર્મ લખ્યા છે, તે પ્રમાણે વર્તનારાઓ સત હરિભક્તોની સેવામાં આ પુસ્તક નિવેદન કરૂંછું. તે હેતે કરી ભગવાનની મૂર્ત્તિ અંતરમા ધારી એકાગ્ર વૃત્તિ કરી વાંચશો એવી આ દાસની વિનંતિ છે. તેમાં જે કાંઇ ભૂલચુક હોય તે ક્ષમા કરશો. અને મારા પર હમેશાં રાજી રહેશો એ હું માગું છું.

લી૦ હુંછું આપના દાસાનું દાસ સેવક,

ભુજવાળા. જેઠીમલ્લ ઘેલા ત્રીકમજીના જયશ્રી

સ્વામીનારાયણ વાંચશોજી.

# ગ્રંથ કર્તાની પિછાન.

હુ ગ્રંથ કર્તા ન્યાતે જ્યેષ્ઠીમલ છુ. મારા પિતાનુ નામ **જ્યેષ્ઠા ત્રીકમજી હાથીમલ** હતુ મારી માતાનુ નામ **પુરબાઈ** હતુ મારો જન્મ સવત ૧૯૧૮ ના પોસ સુદી ૫ ના રોજ ભુજનગર મધ્યે થયો છે.

મારા પિતાએ સવત ૧૯૧૯ ની સાલમા પરલોકગમન કર્યું ત્યારે મારી ઉમ્મર ફકત પાચ વર્ષની હતી. ત્યારે માનવતા દયાળુ મર્હુમ મહારાજા ધિરાજ મિરજા મહારાઓ **શ્રી પ્રાગમલજી** બાહાદુર સાહેબે મને પેન્સન પગાર કરી આપેલ.

જ્યારે હુ નોકરી લાયક થયો એટલે ક સવત ૧૯૨૮ની સાલમા ખુદાવીન્દ મર્હુમ મહારાઓ **શ્રી પ્રાગમલજી** સાહેબે મને કૃપાવત થઈ અન્નદાતા મહારાજા ધિરાજ મિરજા મહારાઓશ્રી **ખેંગારજી** સવાઇ રામશેર બહાદુર જી. સી. આઇ ઇ ની હજુરમા નોકરી કરવા ફરમાવ્યુ ત્યારથી તે સવત ૧૯૬૬ ની સાલ સુધી મે તન મનથી એક નિષ્ઠાથી તે કૃપાળુ સાહેબની હજુરમા નોકરી કરી અને તેનો બદલો અન્નદાતા શ્રીજીએ મને સતોષકારક રીતે આપી મારી આબરૂ વધારી છે, ત્યાર પછી મારી આખને બીમારી થતા મારાથી નોકરી બરાબર થઇ શકતી નહીં અને બાર માહી નોકરીમા બરાબર જવાતુ નહી તો પણ અન્નદાતા શ્રીજીએ મારી નોકરીની કદર જાણી મને આજદીન સુધી નિભાવ્યો છે એટલુજ નહી પણ મારાપર કૃપાવત થઈ જ્યારે સંવત ૧૯૬૯ની સાલમા શ્રી હજુર સ્વારી દીલી પધારી ત્યારે મને સાથે લઈ ગએલ ત્યાથી તેઓશ્રીની સ્વારી મુબઈ પધારી ત્યારે મને એક આખના બાહોશ ડાકટર કે **એન.** કરજીઆ. એફ. આર. સી. એસ.

એમ. આર. સી. એસ. પાસે મારી આખનુ ઓપ્રેસન કરાવી અ-પાવ્યું છે અને મારી આખ તદન સારી કરાવી આપી છે જે માટે પરમ કૃપાળુ શ્રીજી મહારાજ પાસે મારી વિનતિ છે કે એ પ્રભુ મારા કૃપાવંત મહારાજાશ્રીને તથા તેમના રાજ્ય કુટુબને સદા દીર્ધાયુ બક્ષો અને તેમની દિન પ્રતિદિન ચડતી કરો

મારી માતુશ્રીજીને સાખ્યયોગી મોટેરા બાઇયો સૂરજબા તથા લેરખીમા તથા સુતારણ અમૃત બાઇનાં સમાગમથી સતસગ થયેલો હતો. તે મહાત્મા બાઇઓને શ્રીજી મહારાજની અખડ મૂર્તિ દેખાતી અને તેઓ જે જે કીર્ત્તનો હેતે કરીને શ્રીજીમહારાજના મહિમાના તથા મૂર્ત્તિના તથા સતસંગ વિષે બોલતા તે તેમની પાસેથી મેં સાભળ્યા છે, તેવા કીર્ત્તનો આજ પર્યંત મારા સાભળવામા આવ્યા નથી.

હુ બાલ્યાવસ્થાથી સ્વામીનારાયણના મદીરમા જતો આવતો મને સદ્ગુરૂ શ્રી આનદ સ્વામી પાસે વર્ત્તમાન ધરાવવામા આવ્યુ હતુ. પણ સગના દોષથી કેટલોક સમય કુમાર્ગે પડી ગયો હતો. જેથી મદીરમા જવુ આવવુ બધ પડયુ. અને અન્ય સ્થળે સાધુ સંતોમા બહુ કાળ ભટકયો, તો પણ મારા અતરાત્માને શાતિ મળી નહિ. તેનું કારણ એજ કે ! જ્યા ભક્તિ જોવામા આવી ત્યા વૈ-રાગ્ય નહિ, અને જ્યા વૈરાગ્ય ત્યા જ્ઞાન નહિ, અને જ્યા જ્ઞાન ત્યા ધર્મ નહિ, અને જ્યા ધર્મ ત્યા ઉપાસના અને વિવેક નહિ. એમ કયા પણ પરિપૂર્ણતા ન જોતાં જીવ ઉલટો વિપરીત માર્ગ જવા લાગ્યો. કારણકે કોઇ સદુપદેશ આપનાર મને મળ્યો નહિ. જેથી હુ ભ્રાંતિ યુક્ત થઇ ભમતો હતો

આ વાત સદ્ગુરૂ સ્વામી શ્રી અક્ષર જીવનદાસજીને જાણવામાં

આવતા મને મદિરમાં બોલાવી યુક્તિપૂર્વક શિક્ષણ આપ્યુ. અને જ્ઞાનોપદેશથી સમજાવી કુમાર્ગેથી દૂર કર્યો, અને ધીમે ધીમે કથા વાર્ત્તામાં આવવાની રૂચી કરાવી. કે જેથી મને થોડા વખતમા ભાન બીજુ થયુ. અને ઉપર લખ્યા સદ્‌ગુણો મને ઉદ્ધવ સંપ્રદાયમાંજ જોવામા આવ્યા. અને મોક્ષ માર્ગ બતાવનારા ખરેખરા આ મહાત્મા સાધુઓ છે, એમજ મારા મનને નિશ્ચય થયો. જેથી આ સત્સગમા હુ સર્વનો દાસાનું દાસ થઈ રહ્યો છુ.

સવત ૧૯૬૬ની સાલે મને આખે પડળ આવવાથી મારે ઘેર બેસી રહેવુ પડયુ હતુ. પણ શ્રીજી મહારાજની પરમકૃપાથી મારા મનમા લેશ પણ ખેદ થતો નહિ, ઉલટો અધિક આનદ થવા લાગ્યો, તેનુ કારણ એજ કે અન્નદાતા ખુદાવીંદ હજુર સાહેબની મારાપર પુર્ણ કૃપા હતી જેથી કોઈ પણ જાતની ઉપાધિ નહોતી. તેથી તે સમયમા શ્રીજી મહારાજના ગુણ ગાવા મારી વૃત્તિ થઈ કે ભગવાનને ભગવાનના સંત હરિ ભક્તો મારા પર રાજી કેમ થાય ? એટલા માટે મે મારી અલ્પબુદ્ધિ અનુસાર શ્રી હરિના ગુણ ચરિત્રો ગાયા છે ને અક્ષરવાસી સદ્‌ગુરૂ સ્વામી અક્ષર જીવનદાસજીએ મુમુક્ષુ જીવો પાસે જ્ઞાનોપદેશની વાતો કરેલ, તે વાતો તથા જીજ્ઞાસુ જનોને પત્રોદ્વારાએ જ્ઞાનોપદેશ કરેલ તે પત્રો તથા લખેલ વાર્તો મારા હાથમાં આવેલ તે વાંચી, કીર્ત્તનો ગાઇને એમ જણાયુ કે.—મહાત્મા સદ્‌ગુરૂ સ્વામી અક્ષર જીવનદાસજીની પ્રસાદીનો લાભ તથા અમોએ રચેલાં કીર્ત્તનોનો લાભ મારે એકલાએજ લેવો નહિ. પણ સર્વે જીજ્ઞાસુ જનોને પ્રભુની મૂર્ત્તિમાં પ્રીતિ થાય એવા હેતુથી આ પુસ્તકમા છપાવેલાં છે. કારણકે—આમાં લખેલાં કીર્ત્તનો શ્રીજી

મહારાજનાજ કર્યા છે તેમા કયાય પણ ભૂલચુક હોય તે વાચક જનો ક્ષમા કરશો. કારણ કે—શ્રી હરિનો મહિમા સહસ્ત્ર મુખથી શેષજી તથા સરસ્વતી ઇત્યાદિ દેવો પણ ગાઇ શક્યા નથી, તો હુ પામર જીવ શી રીતે વર્ણન કરી શકુ?

કીડી જેમ; સાગર માપવાનો પ્રયાણ કરે, તેવુ આ કામ છે તોપણ મે મારી બુદ્ધિ અનુસાર રચેલા કીર્તનોનો લાભ સર્વ સત્સંગી બાઇઓ ભાઇઓને આ હરિ રસનુ પાન કરાવવુ અને સવ મુમુક્ષુ જીવો લાભ લઇ શકે તેમ કરવુ જોઇયે એમ મે માન્યું

મે કાંઈ વિદ્યા અથવા કાવ્યનો અભ્યાસ કરેલ નથી. તેમજ મહાત્મા જ્ઞાનીનો આડબર કરી અભિમાન ધરાવતો નથી માત્ર મારી અલ્પ બુદ્ધિ અનુસાર મારા જીવને આનદ પમાડવા માટે આ હરિ ચરિત્ર ગાયા છે જેમા કાંઈ દોષ અગર ભુલચુક જોવામા આવે તે મૂકી ફક્ત ગુણનુ ગ્રહણ કરશો

આ પુસ્તક નરનારાયણ દેવની ગાદીના ધર્મ ધુરધર આચાર્ય શ્રી વાસુદેવપ્રસાદ પુરૂશોતમપ્રસાદજી મહારાજની આજ્ઞા લઈ સર્વ હરિભકતોના પ્રસન્નતાને અર્થ છપાવી પ્રસિદ્ધ કરેલ છે માટે સર્વ હરિભકતો બાઇયો તથા ભાઇયો અત્તિ ખતેથી ભગવાનની મૂર્ત્તિ ધ્યાનમા લઈ વાચી આનદ પામશો, એવી આ દાસોના દાસની વિનતી છે, તે સ્વીકારશોજી

આ પુસ્તકના વિષયો વાચતી વેળા જ્યા જ્યા ભગવાનના નામો તથા વિશેષણો આવે તેઓ બધા શ્રીજી મહારાજમા ઘટાવવાના છે કારણ કેઃ-શ્રીજી મહારાજ સર્વના નિયતા છે, અને પ્રત્યક્ષ સર્વોપરિ છે.

આ સપ્રદાયના જે જે સદ્‌ગુરૂ મહાત્માઓએ ભગવાનના ગુણ

ચરિત્રો ગાયા છે, તે ગૂઢાર્થવાળા છે અને તેઓ અવશ્ય સમજી જાણવા લાયક છે.

જૂઓને! મહારાજને કેવા છાના ગાયા છે પણ આ કિર્તનોથી આગળ જે જે મહાત્માઓએ કિતનો રચેલ તેઓનાં નાંમો —

ધર્મધુરધર આચાર્ય શ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ, સદ્‌ગુરૂ મહાત્મા મુક્તાનંદ સ્વામી, સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામી, સદ્‌ગુરૂ નિષ્કુલાનંદ સ્વામી, સદ્‌ગુરૂ પ્રેમાનંદ સ્વામી, સદ્‌ગુરૂ ભોમાનંદ સ્વામી, સદ્‌ગુરૂ દેવાનંદ સ્વામી, સદ્‌ગુરૂ દયાનંદ સ્વામી, સદ્‌ગુરૂ જ્ઞાનાનંદ સ્વામી, સદ્‌ગુરૂ મંજુકેશાનંદ સ્વામી સદ્‌ગુરૂ કૃષ્ણાનંદ સ્વામી, સદ્‌ગુરૂ અમોઘાનંદ સ્વામી, સદ્‌ગુરૂ પુર્ણાનંદ સ્વામી, સદ્‌ગુરૂ શિવાનંદ સ્વામી, સદ્‌ગુરૂ જગદીશ્વરાનંદ સ્વામી, સદ્‌ગુરૂ અવિનાશાનંદ સ્વામી, બદ્રીનાથદાસ સ્વામી નરસિંહ મહેતો, ગોવિંદરામ, સુંદરજીભાઈ, કવિ દલપતરામ ડાહ્યાભાઇ, ઇત્યાદિ બીજા સંત હરિભક્તોએ જે જે શ્રીજી મહારાજના કીર્તનો કર્યા છે, તેઓના કાવ્ય આગળ હું કાંઈ પણ કરી શકું તેમ નથી માત્ર હું તો તેમનો દાસાનુદાસ સેવક છું અને તેમના ચર્ણની રજ સદા શિરપર ધરવા ઇચ્છુછું. મને મહત્તા કે માનની અપેક્ષા નથી. માન તથા મહત્તાને લાયક તે મહાત્માઓજ છે હું તો તેઓની ચર્ણની રજ જેવો એ નથી મારા ઉપર સંત હરિભક્તો સદા રાજી રહેશોજી માત્ર એજ યાચુ છું

લી૦ દાસાનુદાસ સેવક,

**જેઠીમલ્લ ચેલા ત્રીકમજીના**

જય શ્રી સ્વામીનારાયણ સ્વીકારશોજી.



ब्रह्मनामी सद्गुरु महात्मा स्वामी

श्री ब्रह्मजीवनदासजी।

भजवाला।

# અક્ષરવાસી સદ્‌ગુરૂ સ્વામી શ્રી અક્ષર-જીવનદાસજીનું જાણવાયોગ્ય વૃત્તાંત.

શ્રી કચ્છદેશના ગામ રામપર મધે સંવત ૧૯૧૦ની સાલમાં સ્વામી શ્રી અક્ષર જીવનદાસજીનો જન્મ થયો હતો. તેમનુ જન્મનુ નામ શામજી પટેલ હતુ. તેમના પિતાનુ નામ મેઘરાજ પટેલ હતુ. અને તેમની માતુશ્રીજીનુ નામ અમરબાઈ હતુ. ધન્ય છે એવા માત પિતાને, કે જેની કુખે આવા મહાત્મા ભગવત્ પરાયણ રત્ન પેદા થયા.

આ સ્વામી બારવર્ષની અવસ્થામાં શ્રી ભુજમા સ્વામીનારાયણના મદિરમા માત પિતાની આજ્ઞા મેળવીને આવ્યા. અને તે છ વર્ષ પર્યંત શ્વેત વસ્ત્રો ધારણ કરીને મદિરમા સાધુઓના અનુવર્તનના રહ્યા હતા. ત્યારબાદ, સવત ૧૯૨૮ની સાલમાં ૧૮ વર્ષની અવસ્થામા સદ્‌ગુરૂ સ્વામી શ્રી અચ્યુતાનદજી પાસે ભુજમા સાધુની દીક્ષા લઇ, નદ સદ્‌ગુરૂઓના સમાગમમાં રહી, ઉચ્ચું જ્ઞાન સપાદન કર્યું જેથી તેમનામા સાધુતાના ઉત્તમ ગુણો પ્રાપ્ત થયા.

આ મહાત્મા ઉભય પક્ષને માનનિય થવા લાગ્યા. જેથી તેમનાં વચનોનુ કોઈપણ મનુષ્ય ઉલ્લઘન કરી શકતો નહિ, એવો તેમના સમાગમમાં ચમત્કાર જણાતો હતો. જેથી સતસંગમાં સર્વ સપ્રદાયમા અત્યત લાભ થતો હતો જેનું સ્વલ્પ વૃત્તાંત હુ નીચે પ્રમાણે લખી જણાવુંછું:—

એક સમયે શ્રીજી મહારાજ સંવત ૧૮૬૪ની સાલે ભુજનગર

મધ્યે બિરાજતા હતા. શ્રીજી મહારાજે સુતાર હીરજીભાઇને કહ્યુ કે મુદરજીને અમે સાધુ કરીએ ત્યારે સુતાર હીરજીભાઇએ હાથ જોડીને કહ્યું કે, મહોરાજ સાધુ તો ભૂખે મરતા હોય તે થાય છે, પણ સુખીઆ માણસ સાધુ થતા નથી તે શ્રીજી મહારાજે સાભળ્યુ અને હીરજી ભાઇને કહ્યુ કેઃ—"એ વાત તો બહુ ભારે છે, સુખી દુખીનો કાઇ મેળ નથી. લ્યો એક પત્ર વિદેશી હરિભકતોને લખીએ ? તેમા એવી મતલબ હતી કે—આ પત્રો વાચીને ઘરબાર મૂકી કુટુબ તજી ભગવા વસ્ત્ર ધારણ કરી ભુજ આવો એ પ્રમાણે લખેલુ હતુ જે ઉપરથી ૧૮ સદ્‌ગૃહસ્થો પરમહસ થઈ ભુજ આવ્યા. તેમા કેટલાક ગામ ધણીઓ, કેટલાક ગરાસીઆઓ, કેટલાક પટેલ ચોધરીઆઓ અને કેટલાએક મોટા સદ્‌ગૃહસ્થો હતા

આ ખબર શ્રીજી મહારાજને થતા તેજ સમયે શ્રીજી મહારાજ કેટલાક સત હરિભકતો સાથે લઈ ભીડના દરવાજા બહાર દેસળસર તળાવની પૂર્વ દિશામા એક મેદાન હતું જ્યા હાલે જયેષ્ટીમલના ધર્મશાળા છે, ત્યા સુધી સામે પધારીને પરમહસોને ભેટયા અને તે સ્થળે સભા કરીને પોતે બિરાજ્યા. અને જ્ઞાનની વાતો કરી જેથી આ સ્થળને મહા પવિત્ર પ્રસાદીનુ માની તે જગોએ વિષ્ણુ યાગ, ગાયત્રી પુરશ્ચરણ અને મહારૂદ્ર કરીને સવત્ ૧૯૬૫ના ફાલ્ગુન સુદિ ૨ સોમેને દિવસે આ સેવક છતરડી બધાવી શ્રીજી મહારાજના ચરણ યુગ્લ પધરાવ્યા છે.

આ ચર્ણાર્વિદ પધરાવવા માટે મુહુર્ત્તો પુછાવતા એક માસને અંતરે ૩ થી ૪ મુહુર્તો નિકળ્યા, પરતુ આ મુહુર્તોમાથી કયુ મુહુર્ત નક્કી રાખવુ ? તે વિષે સ્વામીશ્રી અક્ષરજીવનદાસજીને પુછતા તેઓએ પાંચ દિવસને અતરે જે મુહુર્ત ફાગણ સુદિ ૨નુ નીકળેલુ

હતુ, તેજ નક્કી રાખવા આજ્ઞા કરી. જે ઉપરથી મે તેમની પાસે વિજ્ઞપ્તિ કરી કહ્યુ કેઃ--"આ થોડા દિવસમા પહોચી શકાશે નહિ બીજા લાબી મુદતના મુહુર્તો ઘણા છે તેમાંથી આજ્ઞા કરો. કારણકે આટલી બધી ઉતાવળ કરવા કાંઈ જરૂર નથી" તથાપિ તેમણે કહ્યુ કે –એજ મુહુર્ત્ત નક્કી રાખવાનુ છે. જે ઉપરથી મે બહાર ગામના હરિભક્તોને કુકુમપત્રી લખીને બોલાવ્યા પણ આટલી બધી ઉતાવળ કરવાનો મર્મ શુ હતો ? તે હુ સમજી શક્યો નહિ પણ સ્વામીશ્રીજીની આજ્ઞા અનુસાર સર્વ સામગ્રી તૈયાર કરી અને સવારના આઠ વાગે મદિરમાથી મોટી ધામ ધામ સાથે પાલખીમા ગાજતે વાજતે ચર્ણારવિદ ત્યાં લઈ ગયા અને મુહુર્ત્ત મધ્યાનના અગિયાર વાગ્યાને સુમારે હોવાથી ચર્ણારવિંદ પધરાવ્યા

એ સ્થાપન કરવાની ક્રિયામા અમદાવાદના સદ્ગુરૂ મહાત્મા સ્વામી વૃદાવનદાસજી સદ્ગુરૂ મહાત્મા સ્વામી ઘનસ્યામદાસજી, સદ્ગુરૂ મહાત્મા શાસ્ત્રી નારાયણ મુનિ, સદ્ગુરૂ મહાત્મા સ્વામી ચિતારા હરગોવિદદાસજી, સદ્ગુરૂ મહાત્મા કૃષ્ણપ્રસાદદાસજી, સદ્ગુરૂ મહાત્મા બ્રહ્મચારી મુનેશ્વરાનદજી કરાચીવાળા, સદ્ગુરૂ મહાત્મા સ્વામી કૃષ્ણ ચરણદાસજી (શ્રી ભુજવાળા) પૌરાણિક સદ્ગુરૂ ધર્મજીવન દાસજી ભુજવાળા, સદ્ગુરૂ મહાત્મા બ્રહ્મચારી નિર્ગુણાનદ આદી મહાત્માઓએ પધરાવવાની ક્રિયા યથાવિધિ સપૂર્ણ કરી હતી

ત્યારબાદ સદ્ગુરૂ મહાત્માઓની પક્તિ તથા હરિભક્તોની પક્તિ જમવા બેઠીતી, તેઓ જમી રહ્યા પછી ખબર થયા કે --સદ્ગુરૂ સ્વામી શ્રી અક્ષરજીવનદાસજી સ્વધામ પધાર્યા. એટલે સર્વ સંત હરિભક્તો તેજ વખતે મદિરમા ગયા અને ત્યાથી સ્વામીની પાલખીને ગાજતે વાજતે ઉત્તરક્રિયા કરવા માટે લઈ ગયા.

આ પ્રમાણે અમારૂં કામ સંપૂર્ણ કરવા બાદ સ્વામીએ પોતાના દેહોત્સવનુ કાર્ય પણ સુધાર્યું. આપણ એક મ્હોટી ચમત્કારી વાત જણાઇ, અને જે મને ટુક મુહુર્ત્ત વિષે મનમા શકા હતી, તે શકા તત્કાલ નિવૃત થઈ. અને મને આશ્ચર્યપણ જણાયુ આ સીવાય સ્વામીની બીજી ઘણી ચમત્કારી વાતો છે.

કચ્છદેશમા કેટલાક મિસ્ત્રી લોકો પ્રથમ દુર્બળ સ્થિતિમા હતા તેઓ સ્વામીજીના વચન ઉપર દૃઢ વિશ્વાસ રાખી સ્વામીનારાયણનો આશ્રય લઇ તથા સ્વામી શ્રીજીનો ઉપદેશ પવિત્રવૃત્તિથી માની આજ્ઞા મેળવીને વિદેશમા કમાવા જતા હતા. ત્યા ભગવત્ કૃપાથી તેઓ લાખો રૂપૈયા મેળવી દેશમા લાવ્યા, તેમાથી મ્હોટી રકમ પુન્યાર્થે ધર્માદા કરેલ છે.

શ્રીજી મહારાજના પ્રતાપથી અને સ્વામી અક્ષર જીવનદાસજીના બોધથી કચ્છદેશમાં સતસંગ સર્વત્ર ખીલી રહ્યો છે. ગામશ્રી અજારના ઉપાધ્યા અળવેશ્વરભાઇ ચતુરભુજ તથા તેમના ચિરજીવી ગવરીશંકર ભાઈ તથા પ્રભાશકરભાઇએ સદ્ગુરૂ સ્વામી અક્ષરજીવનદાસજીનો સમાગમ બહુ કર્યો છે મહિમા તેમ જાણ્યો પણ છે. તેમના સ્મરણ અને સ્વામીની આજ્ઞા મુજબ ધર્મ અર્થે પૈસો પણ બહુ વાપર્યો છે, તે શિલા લેખોપરથી જણાઈ આવે છે. તેમણે શ્રી કચ્છ અજારના મંદીરમાં મોટી રકમ વાપરી સતસંગજીવનનું પારાયણ કરાવી મૂર્તિ પધરાવી અને એક સોના રૂપાનો હીંડાળો પણ કરાવી આપેલ છે તેમજ પૈસાની મોટી મોટી રકમ ધર્માદા આપેલ છે. ધન્ય છે એવા ગ્રહસ્થોને એટલુજ નહીં પણ તેમને તે બાબતનું જરાએ માન કે મોટપ નથી માત્ર સંત હરીભકતોને પ્રસન કરવા માટેજ કરેલું છે.

વળી, ગામો ગામ બાઇયો ભાઇયોનાં મદિરો થયાં છે. તેપણ સઘળો પ્રયાસ સ્વામીશ્રીજીનો કરેલો છે. એટલુજ નહિ, પણ તેમના ઉપદેશનો ચમત્કાર ઘણોજ સારો હતો. તેથી સતસંગમાં બહુવૃદ્ધિ થઇ છે. જે વિસ્તારથી લખતા પાર આવે તેમ નથી તેથી ટુંકામાં લખી જણાવું છુ. સ્વામીની કીર્ત્તિ સર્વત્ર પ્રસરેલી છે ખરેખર સ્વામી પોતે મુક્ત પુરૂષ હતા, એવુ સહજ સ્પષ્ટ જણાય છે. આવા મહાત્મા પુરૂશની સ્મૃતિ કરતાં પાપ નાસે છે. અને અંતર શુદ્ધ થાય છે

લી૦ આજ્ઞાકિત સેવક,

**જેઠીમલ્લ ચેલા ત્રીકમજીના**

જયશ્રી સ્વામીનારાયણ વાચશોજી.



# પ્રસ્તાવના.

જ્યારે જ્યારે પૃથ્વીપર ધર્મનો લય થાય છે અને અધ-ર્મનો સર્ગ વધે છે. અને અસુરો ઉપદ્રવ કરી સંતજનોને દુ ખ આપેછે. ત્યારે ત્યારે ભગવાનના અવતાર પૃથ્વી ઉપર થાય છે. એવાં શાસ્ત્રોના વચનો છે. તેને અનુસરી આ કલિયુગને વિષે આ સ્વામીના-રાયણ ભગવાનનો અવતાર થયો છે. તેનો સક્ષેપમા અથથી ઇતિ સૂધી વર્ણન મારી અલ્પમતિ અનુસાર લખુંછુ જોકે લખી શકાએ નહી એવી ગહન છે તોપણ અતર આત્માને શાતી થાએ માટે લખુંછુ.

એક સમયને વિષે અક્ષર ધામમાં પૂરણ પુરૂષોત્તમ ભગવાન પાસે મહા મુક્તોએ એમ વાત કરી કે --હે પ્રભુ કોઇપણ જીવ આપણા ધામમા કેમ આવતો નથી ? શું એકાતિક ધર્મ આ યુગને વિષે લય પામ્યો કે કોઈ પળાવનાર નથી ? ત્યારે શ્રીજી મહારાજે કહ્યુ કે.— હા ? કલિયુગે પોતાનો પ્રભાવ બતાવ્યો છે, તેથી અસુરો વધી અનાચાર કરવા લાગ્યા છે. જૂઓને ? પૂર્વે મોટા મોટા અવતાર બહુ થયા. અને તેમને મોટા મોટા બખેડા પણ બહુ કર્યા. મહા જોરાવર રાક્ષસોને માર્યા, ઘણા પ્રપચ કરી કજીઆ નીવેડયા. અને પોતાને શરણે જે જે જીવો આવ્યા તેનુ કલ્યાણ કર્યું, અને ભક્ત જનોને સુખ આપ્યુ. પણ પાછળથી કામક્રોધાદિક અંતર શત્રુઓને મારે એવો એકાંતિક ધર્મ સ્થાપન કરી શકયા નહીં જેથી કોઇપણ જીવ અંતર શત્રુને જીતી મનનો કજીઓ મટાડી નિરવાસનિક થઇ આપણા ધામમા આવે એવો ભાગવત ધર્મનો માર્ગ બાંધ્યો નહીં. તેથી ભરતખડમાં મુમુક્ષુજનો બહુ દુ ખ પામે છે વળી બ-

દ્રિકાશ્રમને વિષે નરનાગયણઋષિને દુરવાસાએ શ્રાપ આપેલ છે કે - "તમે પૃથ્વીઉપરે મનુષ્યદેહ ધારણકરો " ને પૂર્વે ધર્મભક્તિએ પણ ઘણા કલ્પ સુધી ઉગ્ર તપ કરી વર માગ્યો છે કે —" અક્ષરાધિપતિ પુરૂષોત્તમ ભગવાન અમારા પુત્ર થાઓ" વળી નવલાખ યોગીઓ નવલખા પર્વત ઉપર અમને પામવા માટે તપ કરે છે. તેમજ મુનિયો તથા મુમુક્ષુ જનો આત્યતિક કલ્યાણને અર્થે અમ સારૂ સાધન કરી દેહને દમે છે. પણ એકાતિક ધર્મ પાળ્યા વિના એ કોઈપણ મોક્ષના માર્ગમા સહાય થાય તેમ નથી. એકાતિક ધર્મ તે શું? જ્ઞાન વૈરાગ્ય, ધર્મ અને ભક્તિ એ ચારે યુક્ત હોય તેને એકાતિક કહેવો. પણ વળી તેની સાથે આ ચાર બાબત જરૂર જોઇયે ૧ ભગવાનની આજ્ઞા ૨ દ્રઢ ઉપાસના ૩ ભગવાનનો પરિપક્વ નિશ્ચય. ૪ ભગવાનના સ્વરૂપનુ જ્ઞાન. સહીત ભગવાનનો અતિ મહિમા જાણવો. એ ચાર જરૂર જોઇયે. તે વિના જીવમા બળ આવતુ નથી માટે તે જાણી પછે મુમુક્ષુએ પોતાને અક્ષર માની બ્રહ્મરૂપ થાવુ. બ્રહ્મરૂપ થયા વિના કલ્યાણકારી ગુણ તેમા આવતા નથી. અને ગુણ આવ્યા વિના ભગવાનની મૂર્તિનું ધ્યાન થાતુ નથી અને ધ્યાન કર્યા વિના કોઈ સાધને કારણ શરીરની વાસના બળતી નથી. અને વાસના બળ્યા વિના અક્ષર ધામમા રહેવાશે નહીં માટે હે મુકતો ? ચાલો આપણે દુરવાસાનો શ્રાપ તથા ધર્મ ભક્તિને આપેલ વરને સત્ય કરી મુમુક્ષુજનોને સુખ આપી એકાતિક ધર્મને દ્રઢ કરી અસુરોનો નાશ કરી, પાછા તરત આપણા ધામમા આવીએ. એમ આજ્ઞા કરી શ્રીજી મહારાજ આ ભરતખંડમા પૂર્વ દિશા ભણી સરવાર દેશ છે તેમા છપૈયાપૂર નામે ગામ છે. ત્યાં સરવરીયા બ્રાહ્મણ કૌથમી શાખાના પાડે હરિપ્રસાદ ઉર્ફે ધર્મદેવ થકી ભક્તિ માતાના

ઉદરથી પ્રાદુર ભાવ કર્યો. તે સવત ૧૮૩૭ના ચૈત્ર શુદિ ૯ ની રાત્રિના ૧૦ બજે પ્રગટ થયા. તે સમયે આકાશ શાત, અને મદમદ સુગધી વાયુ વાવા લાગ્યો દુદભી વાજા વાગવા લાગ્યાં અને આકાશમાથી પુષ્પોની વૃષ્ટિ થઇ, અને જય જય શબ્દ થવા લાગ્યા અને આનદ આનદ છાઈ રહ્યો.

ત્યારબાદ શ્રીજી મહારાજે બાલ અવસ્થામા ઘણા દિવ્ય ચરિત્રો કરી, માત પિતાને અને પુરવાસીઓને અત્યત સુખ આપ્યુ, તેમજ કોટ્રાદિ કતકાઓ તથા કાલિદત્ત નામે જે અસુર તે બહુ ઉપદ્રવ કરતો તેને પોતાની દૃષ્ટિવડે પરાભવ કરી પોતાનો જય કર્યો. વળી, માત પિતાને આનદ આપી પોતાના સ્વરૂપનુ ઉચ્ચુ જ્ઞાન કરાવી દિવ્ય ગતિને પમાડી પોતે ૧૧ વર્ષની વયમા ભાઇબંધુઓથી છાના વર્ણી વેસ ધારણ કરી, તપ કરવાને ઉતર દિશાને વિષે પધાર્યા અને તે વનમા ૭ા વર્ષ સુધી વીચર્યા અને અનેક જીવોનો ઉંદ્ધાર કરી, મુમુક્ષુ જનોને પોતાના ધામમા મોકલી નવલખા પર્વત ઉપર જઈ નવલાખ યોગીઓને પોતાના સ્વરૂપનુ જ્ઞાન આપી, બાલવા કુડ જઈ કપિલ આશ્રમે થઇ, પશ્ચિમ દિશા તરફ પધાર્યા અને રસ્તામા ટાઢ તડકાના અસહ્ય દુખ સહન કરી બગાલમા જગન્નાથપુરી વિષે પધાર્યા ત્યાં બે માસ રહી યુક્તિથી દુષ્ટોનો નાશ કરાવી ચાલી નીકળ્યા. તે તિર્થયાત્રાઓને પવિત્ર કરતા કરતા ભાલ દેશ થઇ, સવત્ ૧૮૫૬ મા લોજ માગરોળ પધાર્યા. ત્યાં મુક્તાનદ સ્વામીને મળી કચ્છ દેશમાંથી રામાનદ સ્વામીને પત્ર લખી તેડાવ્યા અને તે રામાનદ સ્વામી શ્રીજી મહારાજને ગામ પીપલાણામાં મળ્યા અને અતિ આનંદ પામ્યા અને કહ્યુ કે—હે પ્રભુ ! મેં મારૂં કામ આજ્ઞા અનુસાર પુરૂં કીધુ છે. હવે, આપ પધાર્યા તો આ સતસગ સર્વે હું

તમને સોપુછુ. એમ કહી પોતે સત ભકતોને બોલાવીને કહ્યુ કે:—હે સતભકતો આ શ્રીજી મહારાજની આજ્ઞામા સર્વે રહેજો હે મુકતો ! આ પુરૂષ કાઇ મનુષ્ય નથી. કોઈક કારણિક છે માટે તેને ભગવાન કરી માનજો. અને હુ મારી ધર્મધોરની ગાદી તેમને સોપુછુ એમ કહી પોતે મહારાજની આજ્ઞા લઇ સ્વધામ પધાર્યા ત્યારપછી શ્રીજી માહારાજે આ સતસગમા પોતાનો પ્રતાપ બતાવી અને પાચસે પરમ હંશ કીધા અને કેટલાક એકાતિક ભકતો કીધા, અને તેમા એવુ સામર્થ રાખ્યુ કે—પૂર્વે મોટા મોટા અવતારોએ કર્યા તેવા ચરિત્રો આ સતભકતોએ બતાવ્યા. તે પુસ્તકોમા લખેલાં છે. તે વાચી વીચારવાથી સમજાશે એવા એકાતિક સંતભકતો કરી શ્રીજી મહારાજે આજ્ઞા કરી કે:—હે સતો તમે દેશોદેશમા વિચરો અને અનેક જનોને ઉત્તમ જ્ઞાન કરીને ધર્મ પળાવો અને સતસગી કરો તેમજ તમારૂ જે દર્શન કરશે, તમારી જે સેવા કરશે, તમારો જે પક્ષ રાખશે તથા ગુણ લેશે તેનુ તથા તમે જેને વર્ત્તમાન ધરાવશો તે સર્વેનુ હુ કલ્યાણ કરીશ. એમ કહીને સતોને ફરવા મોકલ્યા અને પોતે કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત, હાલાર, ઝાલાવાડ, ગોએલવાડ સોરઠ, વડતાલ આદિ દેશોમા વિચર્યા, અને ત્યા અનેક ઉચ્છવ સમૈયા કરી, ચોરાસીઓ જમાડી ગઢપુરમા આવી બિરાજતા. અને ત્યા ભક્તજનોને સુખ આપતા, શ્રીજી માહારાજે આ લોકમાં ૪૯ વર્ષ ૨ માસ અને ૧ દિવસ સુધી પોતાનુ દેહ કથન માત્ર રાખ્યો. તેમા તો અનેક ભક્ત જનોના કાર્ય કર્યાં અને અનેક જીવોને ધામમા મોકલ્યા અહો ! આવો મોટો અવતાર કોઈ થયો નથી અને થાશે પણ નહી. તેમના ચરિત્રો, ગુણોનો શેષ અને સરસ્વતી સરખા પણ કોટી કલ્પ સૂધી યથાર્થ વર્ણવી શકે તેમ નથી. તો હુ પામર જીવ શી રીતે લખી

શકું ? માત્ર ટુકામાજ લખી જણાવુછુ કેઃ—શ્રીજી મહારાજ ૧૧ વર્ષ છપૈયાપુરમાં રહ્યાને ત્વા બાળ લીલા કરી માતપિતાને અને પુરવાસીઓને સુખ આપ્યુ ત્યારબાદ ૭ાા સાડાસાત વર્ષ વનમાં વિચર્યા અને ત્યા દિવ્ય ચરિત્રો કરી, મુમુક્ષુ જનોને ઓધાર્યા, અને તપ તિર્થો કરતા કરતા પશ્ચિમ દિશા તરફ પધાર્યા. અને સંવત ૧૮૫૬ ની સાલમાં માગરોલથઇ ગામ લોજ આવ્યા અને ત્યાં ગામ પીપલાણામા રામાનદ સ્વામીને મળ્યા અને તેઓની સાથે ૧ાા વર્ષ સૂધી રહ્યા ત્યા પોતાનો પ્રતાપ બતાવી ૭ વર્ષ કચ્છમાં રહ્યા અને ભુજમાં લીલા કરી. અને ત્યારપછી ગઢપુરમાં ૨૨વર્ષ ૨ માસ અને ૧ દિવસ સુધી બિરાજમાન રહ્યા અને ગામોગામ ભક્તજનોને તથા સંતોને તેડાવી ઉચ્છવ સમૈયા કીધા અને ભક્ત જનોને મન વાચ્છીત સુખો આપ્યા તેના સમય સમયના કિર્તનો, પદો વિગેરે આ પુસ્તકમા લખેલા છે તે વાચશો ત્યારે સ્મર્તી થાશે

**દાસાનું દાસ જેઠીમલ્લ ઘેલા ત્રીકમજીના**

જય શ્રી સ્વામીનારાયણ વાંચશો.

## प्रभु स्तुति—सक्रादयना रागमां.

हे धर्मात्म जाय घनश्याम, मारा प्रभु तमे छो,
हे [illegible] पूरण काम, हे नाथ मारा प्रभु तमे छो. १
हे सहजानंद आनद कंद, मारा प्रभु तमे छो,
माहा मुक्तोना सुखवृंद, हे नाथ मारा प्रभु तमे छो. २
अनंत ब्रह्मांडोना कर्ता, मारा प्रभु तमे छो;
कर्ता अकर्ता अन्यथा कर्ता, हे नाथ मारा प्रभु तमे छो.३
आ असार [illegible] सार, मारा प्रभु तमे छो;
मुक्ति भुक्तिना दातार, हे नाथ मारा प्रभु तमे छो. ४
माता पिता भ्राता भगनी, मारा प्रभु तमे छो;
आ जीवनदोरी सर्व जगनी, हे नाथ मारा प्रभु तमे छो.५
सदा दीव्य साकार मुरती, मारा प्रभु तमे छो,
विसरो न कदी मारा उरथी, हे नाथ मारा प्रभु तमे छो. ६
कृपा सागर अधम ओधारण, मारा प्रभु तमे छो
अनंत अवतारोना कार्या कारण हे नाथ मारा प्रभु तमे छो.७
नर्क निवारण पारावार, मारा प्रभु तमे छो,
दास घेलाना सदा आधार, हे नाथ मारा प्रभु तमे छो. ८

હે **સ્વામીનારાયણ!** હે પૂરણ પુરૂષોત્તમ! હે હરિકૃષ્ણ! હે ઘનસ્યામ! હે નિલકંઠ! હે વાસુદેવ! હે સહજાનંદ સ્વામી! હે ન્યાલ કરણ! હે પ્રભુ! હું તમારા દાસનો દાસ છુ, હે પુરૂષોત્તમ તમે અનંત કોટી બ્રહ્માડના પતિ છો, ઈશ્વરના ઈશ્વર છો, મારા આત્માના આધાર છો જીવનદોરી છો, હૈયાના હાર છો, આ દુખરૂપી ખારા સમુદ્રમાં તમે મારી અમૃતરૂપી મીઠી વીયડી છો, મારે ઠરવાનુ વિશ્રામ છો, તમારા વિના બીજો કોઈ મારો આધાર નથી, કેવળ



महाराज श्रीवासुदेव प्रसादजी। अमदावादनी गादीवाला। } जेष्ठमल चेला वीरमजी।

તમારોજ ભરોસો છે, હે દયાળુ! તમે મારા પર કૃપા કરી આ ભરતખંડમા મનુષ્યદેહ આપ્યો તેમજ તમારો ને તમારા ભક્તનો સત્સંગ મને થયો. આથી આ સસારમા બીજો કોઈ મોટો લાભ નથી હે કૃપાનાથ! આ સસારમાં મેં તમારૂં શરણુ લીધુ તો હવે આપ કૃપાળુ થઇ, મારી પંચવિષયરૂપી શત્રુઓથી રક્ષા કરો?

હે પ્રભુ। આપે મુક્તાનંદ સ્વામી તથા આત્માનદ સ્વામીની ઝેર થકી રક્ષા કરી તેમ આ કુસંગ રૂપી કાળા નાગના ઝેર થકી મારી રક્ષા કરો, હે મુક્તપતે! તમે સ્વામી અખડાનદની વાઘ થકી વનમા રક્ષા કરી, તેમ કામ ક્રોધાદિક વાઘથી મારી રક્ષા કરો. હે નાથ! તમે તમારા ભક્તોની તાપના ગોળા થકી રક્ષા કરી તેમ મારી ત્રિવિધી તાપના મોહરૂપી તપતા ગોળા થકિ મારી રક્ષા કરશો.

હે કૃપાસિંધુ! આપે આપના અનેક ભક્તોની અત સમયે ધર્મરાજાના ગણો થકી રક્ષા કીધી છે, તેમ મારી પોતાનો સેવક જાણી અતકાળને સમયે રક્ષા કરશો.

હે સહજાનંદ સ્વામી! તમે મારા દોષ સામે જોશો નહી, કારણકે હુ આપનો સદા અપરાધી છુ. તમારી આજ્ઞા ક્ષણે ક્ષણે ચૂકયો છુ તેમજ કોઇ પ્રકારનું સાધન મારાથી બન્યુ નથી. માટે હે વાસુદેવ! હે પ્રભુ! હે સ્વામીનારાયણ! તમે કૃપાસાધ્ય છો જેથી મારા પર કૃપાવત થઇ, આ ભવાબ્ધીથી અંત સમયે તારી પાર કરશો. જેમ વન વિષે સસલાને ,અત સમયે સનમુખ ઉભા, તેમ મારી સહાય કરશો.

હે પુરૂષોત્તમ! હું તમારા ધામને પામુ અને તમારી સેવામાં નિત્ય તત્પર રહુ એવી અહરનિસમતિ મને આપશો

હે પ્રભુ! હુ આ સંસારમાં દુખરૂપી કાંઇપણ વૈભવ ચહાતો નથી. જેવાં કે —રાજકાજ, કુટુબ કબીલો, ઘરબાર, ધનદોલત, માન

ઇત્યાદિક કોઇપણ હુ આપ પાસે ઇચ્છતો નથી. કારણકે —એ બધા તમારા ધ્યાનમા અતરાય કરનારા છે. માટે એ મને સ્વપ્ને પણ આપશો નહીં.

હે કરૂણાનિધાન ! તમારી ભક્તિ અને તમારા એકાંતિક ભક્તનો સમાગમ મને આપો, તેમજ તમારી મૂર્ત્તિનું મારા અતરમા અહર નિસ ધ્યાન રહે એવી ઉત્તમ શ્રધા મને આપશો.

હે સ્વામી નારાયણ ! તમારો અને તમારા ભક્તનો અવગુણ કોઇ પ્રકારે મારા મનમાં ન આવે તેમજ તમારામાં ને તમારા મત જનોમા મનુષ્યભાવન પરઠાય, સદા દિવ્યભાવ રહે, એવી ઉત્તમ સમજણ મને આપશો.

હે પુરાણ પુરૂષોત્તમ ! તમે સદા દિવ્ય અને સાકાર છો તેમજ દ્વિભુજ મુર્ત્તિ છો વળી તેજોમય સીંતલ અને શાત છો, માયાથી પર છો, આનદ મય છો, અને પોતાની સત્તાથી અનત બ્રહ્માડોને ધારી રહ્યા છો, આપનો મહિમા સેસ અને સરસ્વતી ઇત્યાદિ દેવો થકી પણ પાર પામી શકાય તેમ નથી, તો હુ પામર જીવ શીરીતે પાર પામી શકુ ? તથાપિ ટુકામા મારી અલ્પબુદ્ધિ અનુસાર જે કઇ આપના ગુણો ગાઇ કાલાવાલા કરેલા છે, તે સાભળી મારા પર હમેશાં કરૂણા કરશો, હુતો આપનો દાસોનુદાસ છુ.

હે સ્વામી ! આપ અને આપના સતભક્તો હમેશા મારી ઉપર પ્રશ્ન રહો, એવી આ દાસની આપના ચર્ણાવિદમા પ્રાર્થના છે અસ્તુઃ

અસ્તુ પુરણ લી૦ હુ છુ આપનો દાસોનોદાસ,

**જેઠીમલ્લ ચેલા ત્રીકમજીના**

જયશ્રી સ્વામીનારાયણ વાચશોજી

# શ્રવણભક્તિ.

શ્રી સહજાનંદાયનમઃ ॥

અતીકૃપાનાસાગર એવા જે પુરણ પુરુષોત્તમ શ્રીજી-મહારાજે નવધા ભક્તિમાં સૌથી શ્રવણભક્તિને બહુ ઉત્તમ ગણેલ છે અને સર્વે કલ્યાકારી ગુણ શ્રવણ ભક્તિથીજ આવે છે. એમ શ્રીજીમહારાજના વચન છે.

**ગીતિ.**

**શ્રવણભક્તિ કરતાં, પ્રભુ સ્વરુપનું જ્ઞાન એથી થાશે;**
**મહિમા પ્રતાપ પ્રભુતણો, શત્શાસ્ત્રનાં શ્રવણથી સમજાશે.**

... ... ... ...

**એથી જ્ઞાન મળશે ટળશે અજ્ઞાન તણુંજ અંધારું;**
**સત્યપુરુષથી સુણતાં, કહે ઘેલો ઉર થાશે અજવાળું**

સાભળો બાઇઓ, ભાઇઓ સાભળો પ્રભુની મૂર્ત્તિ ઉરમા ધારીને સદગુરૂ સ્વામી અક્ષરજીવનદાસજીની જ્ઞાન ઉપદેશની વાતું સાભળો

હુ છુ આપનો દાસાનુદાસ,
**જેષ્ઠીમલ્લ ઘેલા ત્રીકમજીના**
**જેશ્રીસ્વામીનારાયણ વાંચશો.**

# સદ્ઉપદેશ વિષે.



**શ્રી પુરણ પુરષોત્તમ શ્રીજીમહારાજ** અક્ષરનીવાશી સભા સહિત મારા હૃદયમાં બિરાજમાન રહો.

આ સમયમા શ્રી પ્રગટ પુરૂષોત્તમ ભગવાન **શ્રીજીમહારાજ** બ્રહ્મસ્થિતિવાળા અક્ષર મુક્તોની સભા સહિત આ ભરતભૂમિમા વિચર્યા હતા. તેમને જે ઓળખશે અને તેમની લીલાની તથા ઉપદેશી વાતો સભારશે, તેમના જીવનુ અતિ રૂડુ થાશે.

વળી શ્રીજીમાહારાજના અમૃતરૂપ વચનામૃતની વાતો જીવમાં ઉતારશે તે તો ખરેખર મોક્ષભાગીજ થાશે તેના જીવનુ પણ અતિ સારૂ થાશે. તેમજ આચાર્યોમાં મોટા વેદના આચાર્ય **વ્યાસજીએ** વેદના ઉપનીષદો કર્યા છે, તેનો રહસ્ય શાસ્ત્રમા છે, અને શાસ્ત્ર માત્રનુ તત્વતારણ કરીને માહામુક્ત શ્રીસદ્‌ગુરૂ સ્વામી ગોપાળનંદજી, તથા માહામુક્ત શ્રીસદ્‌ગુરૂ સ્વામી ગુણાતીતાનંદજી સદ્‌ગુરૂ સ્વામી મુક્તાનંદજી, સદ્‌ગુરૂ સ્વામીશ્રી બ્રહ્માનંદજી, સદ્‌ગુરૂ સ્વામી વાસુદેવાનંદજી, સદ્‌ગુરૂ સ્વામી શુકમુનિ વિગેરે માહાત્માઓએ જે શાસ્ત્રો તથા કિર્તનો કર્યા છે, તેનું તાત્પર્ય બરોબર સમજીને તેજ પ્રમાણે જેઓ વર્ત્તશે, તે મોક્ષભાગી થાસે.

વળી તેમના વચનો સાંભળીને જે ગુણ લેશે તેમનુ પણ કલ્યાણ થાશે. અને વળી આવો ઉત્તમ વર્ણમા મનુષ્યનો દેહ, અનેક જ-

ન્મના શુભ સંસ્કારથી મળ્યો છે, તે પરમ ચિંતામણી તુલ્ય છે. એવો દેહ પામીને જે મોક્ષનુ સાધન કરતા નથી, અને વ્યવહાર પરાયણ તથા વિષય પરાયણ વર્તે છે જે વિષે ગીતાજી અને ભાગવત આદિ પ્રમાણે શાસ્ત્રોમાં કહ્યુ છે કે:—રજોગુણ તમોગુણના વેગથી આસુરી સંપતવાળા મનુષ્યોના સગમાં ફસાએલાને વર્ણાશ્રમના ધર્મમાં વર્તવાનું ભાન નથી. તેવા જીવને યમપુરીના ગર્ભવાસના ચોરાસીના મહા મહા દુખો ભોગવવા પડશે તે વિષે પણ ભાગવતના પચમસ્કંદના યમદડમા તથા ગરૂડપુરાણમાં ઘણા વિસ્તારથી વર્ણન લખેલ છે, તેને પણ કેટલાક બુદ્ધિના તર્કથી ખોટા કરે છે, તે તેમની ભૂલ છે. કારણ કે —વહેવારિક ગમે તેવી બુદ્ધિ હોય, તો વ્યવહાર નિર્ણય કરી શકે છે પણ જીવને માથેથી ચોરાશી યમપુરોના દડની અને મોક્ષ થાય તે બ્રહ્મવિદ્યાની ખબર પડતી નથી તેવી બુદ્ધિ તો ભાગવત, ગીતામા જેવા સાચા સાધુના લક્ષણો કહ્યા છે, તેવા સાધુઓના અતિ ગરજુ થઇને અને સતશાસ્ત્રોનું શ્રવણ આસ્તિક બુદ્ધિથી જીવમા ઉતારીને વિચાર કરે તોજ જેમ છે, તેમ સમજાય. પણ તે વિના બીજાં ગમે એટલા મન ધારેલા સાધન કરે તોપણ જેમ છે તેમ, સમજી શકાતું નથી શ્રીગુસાંઈ તુલસિદાસજીએ કહ્યુ છે કે—

### સાખી

ચતુરાઇ ચૂલે પડી, ભાડ પડ્યો આચાર;
તુલસી હરિની ભક્તિ વિના, ચારે વરણ ચમાર ૧

એવા ઘણા સત્ પુરૂષોના વચનો છે. પણ જીવ બેભાન થએલો દિશાફેર થઇ ગયો છે, જેથી ખોટાને સાચુ, અને સાચાને ખોટુ માન લે છે પણ ખરૂ શુ છે? તે જાણતો નથી. અને જેમાંથી

સુખશાન્તી થાય. તેને તો જીવ સભારતો નથી' કેમકે—શુભ અશુભ કર્મનાં ફળ જીવ પ્રાણી માત્ર ભોગવે છે. તે વિચારીને જો જૂવે તો તરત સમજવામા સારી રીતે આવે તેમ છે. જેમ કોઇ રાજા, કોઇ શેઠ સાહુકાર, કોઇ સુખી તો કોઇ દુ ખી નજરે દેખાએ છિયે. વળી કેટલાક પશુ, કીટ પતગ, સ્થાવર, જગમ એ સર્વે શુભ અશુભ કર્મનુ ફળ ભોગવે છે તેમાં કેટલાક આ લોકના સુખમાજ રચીપચી રહેલા છે. અને મરીને ક્યા જઇશુ ? શુ થાશે ? તેનો તો મનમા ખ્યાલ પણ કરતા નથી.

આ લોકમા લાખો કરોડો રૂપિયાના પાત્ર છે, અને આબરૂ પણ ઘણી છે તે સર્વે ચાર દિવસ કાગડાને શ્રાધ જેવું પણ મુવા પછી, સર્વે અહિજ રહેશે એ જીવના કામમા કાઇ આવે તેમ નથી. એતો ભીખારીના પકવાન જેવું છે. અને મરીને તે બાપડા ક્યા જાશે ? આ વાતનો અમને ભહુજ અફસોસ થાય છે. કારણ કે—જીવ પ્રાણી માત્ર ઉપર અમને દયા આવે છે. કોઇને કાઈ ઉઘોગ હશે, તો કોઇને કાઈ હશે. પણ અમારે કેવળ નિરસ્વાર્થપણે જગતના જીવો ઉપર અતિ દયા આવે છે, જે વારવાર આવો મનુષ્યનો દેહ મળતો નથી, તે આવો અમુલ્ય દેહ પામી પોતાના જીવનું કલ્યાણ જે કરતા નથી. અને અતે તેનુ શુ થાશે ? એટલા વાસ્તે સતશાસ્ત્રનો સાર ટુકામાં લખેલ છે તે શાસ્ત્ર જે સસ્કારી પુરૂષો આસ્તીક બુદ્ધિથી વાચતા હશે, શ્રવણ કરતા હશે, અને સાભળીને મનન કરતા હશે, તેવા સુજ્ઞજનો વાચીને વિચાર કરશે, તેમને કાઇક સમજવામાં આવશે કારણ કે,—જેને સત્વગુણ પ્રધાન હોય તેનાથી જ્ઞાન વાર્તા યથાર્થ સમજાય છે પણ રજોગુણ તમોગુણના વેગવાળાને શાસ્ત્ર સમજાતા નથી કારણ કે તેનું અંત.કરણ સદા તપેલુ

હોય તેમા જ્ઞાન ઠરતું નથી કેટલાક ગ્રહસ્થ બાઇયો ભાઇયો ભેખ, પંડિત વિગેરે સત્શાસ્ત્રો વાચે છે, પણ તે પ્રમાણે વર્તતા નથી. તેથી રજોગુણીને તમોગુણીવાળાને શાસ્ત્રમાં બાળકની હારે ગણેલા છે, તેવા જ્ઞાનીઓના જ્ઞાનનું કાંઇ પણ ઠેકાણું નથી. ઘડીકમા જ્ઞાની અને ઘડીકમા અજ્ઞાની બની જાય છે.

માટે શાસ્ત્રમાં કહેલા એવા સાચા સાધુઓનો સમાગમ અતિ ગરજુ થઇને જે કરશે, તેના અતરમા જ્ઞાનરૂપી ભાનુનો પ્રકાશ થાશે ત્યારે મનુષ્ય દેહનો મહિમા, ભગવાનની ભક્તિનો મહિમા, વિગેરે ગુણો અતરમા સમજાશે, ત્યારે આ લોકના ભોગવિલાસમા જે સુખ માનેલુ છે, તે કાગવિષ્ટા જેવા સમજાશે. માટે મુમુક્ષુને તો બહુજ વિચાર કરી ઉંડુ ઉતરી જોવા જેવુ છે. કેમકે સાર અસારનો વિવેક એજ દશમો નિધિ છે અને તેથીજ સાધુ અસાધુ, ધર્મ, અધર્મ, પાત્ર, કુપાત્ર, આત્મા, પરમાત્મા વિગેરે બાબતોનુ જ્ઞાન સારી રીતે થાય છે. એવી રીતે અનેક પ્રકારે જ્ઞાનદષ્ટિથી તપાસીને સમજવુ, તેજ ખરૂં જ્ઞાન છે. કહેવું, સાંભળવુ તે તો એક જાતનો વહેવાર છે. પણ ખરૂ જ્ઞાન તો શાસ્ત્રમાથી સતપુરૂષોદ્વારાએ અભિપ્રાય સમજીને તે પ્રમાણે વર્તવું તે છે. કહ્યુ છે કે,

**दोहरो.**

**केणी मिसरी खांड हये, रहेणी तत्ता लोह,**
**केणि के ने रेणि रहे, ऐसा विरला कोह.** १

આ ભરતખંડમા જે શાસ્ત્રવેત્તા ગુરૂઓ તથા આચાર્યો અને ધર્મના અધિષ્ઠાઓએ, પોતાની સ્થિતિમા રહી, મુમુક્ષુ જીવોને પાપ કર્મ મૂકાવી, શાસ્ત્રની મર્યાદા પળાવીને ભગવાન ભજવાનો સદ્ઉ-

પદેશ કરવો જોઇએ. તે તેમની ફરજ છે કારણ કે—અનેક જન્મના શુભ સસ્કારથી આ મનુષ્યનો દેહ મળે છે, તે મોક્ષનો ઘણો ઉપયોગી છે તેને નાના પ્રકારના અહાર, નિદ્રા અને મૈથુન આદિ ક્રિયામા વૃથા ખોવો નહિં.

વર્તમાનકાળે જોતા, કેટલાક ઉત્તમ વર્ણના ઉપદેશક ગુરૂ, પોતાની સ્થિતિ મૂકી જે વર્ત્તે છે, તેમનો ઉપદેશ કોઇને અસર કરતો નથી જેથી શાસ્ત્રની મર્યાદા પાળવામા તમામ વર્ગના શ્રોતાવક્તાઓ કાયર થઈ ગએલ છે. અને ઈંદ્રિય પરાયણ વર્ત્તે છે. જેથી પરવશ થએલા અજ્ઞાની મનુષ્યો તો આ દેહને ખાનપાન આદિ ભોગ ભોગવવા એજ સુખ માને છે. અને આગળ કોણે જોયુ છે ? એમ સમજી બેઠા છે.

વળી ભગવાનનો કે સત્પુરૂષનો મહિમા જેને મુદ્દલ નથી. તેમજ ભગવાનને કેવળ પ્રાકૃત મનુષ્ય જેવા સમજે છે, તે પ્રભુના મોટા અપરાધી છે. જો વિચાર કરીને જોશો તો વ્યવહાર કાર્યમાં સાખોવાળા લેખ ખોટા થતા નથી. તો જે ત્રિકાળદર્શિ, બ્રહ્મવિદ્યામા પ્રવીણ પુરુષોના અમૃતરૂપ વચનો કેમ ખોટા થશે ? કેમકે, સત્યુગમા પ્રિયવ્રત રાજાએ અગિયાર અરબુદ પર્યંત રાજ કર્યું, તેણે પણ છેલ્લીવારે કલ્યાણ સારૂ વનમા જઇને તપ કર્યું. તેવી રીતે બીજા ઘણાં બુદ્ધિશાળી રાજાઓના પ્રમાણભૂત દૃષ્ટાંતો શાસ્ત્રમા છે તે આધુનિક અલ્પ બુદ્ધિવાળા જીવોના કહેવાથી ખોટા નહી થાય

વળી એકાતિક ધર્મની રક્ષા કરવા માટે યુગયુગને વિષે પૃથ્વી ઉપર ભગવાનના અવતાર થાય છે, તે વિષે ગીતા, ભાગવત્મા પ્રમાણભૂત સિદ્ધાત છે. અને કળીને વિષે ભગવાનનો અવતાર થશે તેવાં પણ પ્રમાણો છે.

માટે શ્રીજીમહારાજ પુરણ પુરૂષોત્તમ ભગવાને પૃથ્વી ઉપર પધારીને એકાંતિક ધર્મ પ્રવતાવ્યો છે. અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ એવા એકાતિક ધર્મ પાળનારા સ્ત્રી દ્રવ્યના ત્યાગી સતભક્તો ઘણા કીધા છે, અને તેવા સતો મળે તોજ જીવનું કલ્યાણ થાય. કેમકે,—એવા મહાત્મા પુરૂષોના અમૃતરૂપ વચનો જીવને શાંતી રૂપ થાય છે.

વળી જે શાસ્ત્રની મર્યાદા પાળે છે, ખરા પ્રેમથી ભગવાનની ભક્તિ કરે છે અને તેનો જો કોઇ દ્રોહ કરે છે તેને મહા પાપ લાગે છે. એટલા માટે પ્રાણી માત્રનો કોઇએ દ્રોહ કરવો નહીં. પણ મન કર્મ અને વચને એવા સાચા ભક્ત આગળ તો દાસના દાસ થઇને અતિ નિરમાની થઇને વર્તવુ જોઇએ. કહ્યુ છે કે—

दोहरो.

लघुतासें प्रभुता मिले, प्रभुतासें हरि दूर,
कीडी मिशरी खातहे, कुंजर के शिर धूर. १

श्लोक—संतोसाना परमसुखं, न तृष्णा पराव्याधि,

શ્રીભગવાને પણ ગીતાજીના સોળમા અધ્યાયમાં કહ્યુ છે કે:- નીડરપણું, અંત કરણ ચોખ્ખું રાખવુ, જ્ઞાનયોગમા દ્રઢતા રાખવી, દાન કરવુ, ઇંદ્રિયોને તાબામા રાખવી. યજ્ઞ કરવા, શાસ્ત્રનો અભ્યાસ કરવો, તપ સરલતા રાખવી, કોઇને ઈજા કરવી નહીં, સાચાપણું રાખવુ, ગુસ્સો કરવો નહી, મમતા છોડી દેવી, શાતી રાખવી, કોઇનુ નઠારૂં બોલવું નહીં, પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, લાલચ રાખવી નહીં, નમ્રતા રાખવી, શરમ રાખવી, મન અચળ રાખવું, જાગૃતિ રાખવી, ક્ષમા રાખવી, ધીરજ, ચોખ્ખાઇ, સલુકાઇ રાખવી.

અને મગરૂરી કદિ પણ કરવી નહીં એ સઘળા ગુણો, હે ભારત! જે દેવતાઇ ગુણવાળો જન્મેલો છે, તેનામાં હોય છે

વળી જે ઢોગ, મગરૂરી, ચોરટાઇ, ગુસ્સો, કઠોર બોલવુ અને અજ્ઞાનતા એ ગુણ આસુરી જીવમા હોય છે

દેવતાઇ ગુણ છે, તે મોક્ષને માટે છે. અને આસુરી ગુણ છે, તે બંધનને માટે છે. વળી માન ક્રોધ એ નર્કમા જવાના હેતુ છે. એ દોષો જીવના મોટા અતર શત્રુ છે તેને સાંખ્યવિચાર, વસ્તુ-વિચાર, વૈરાગ્યના વિચાર, આત્મવિચાર અતે ભગવાનના મહિમાનો વિથાર અતિ સ્થિર વૃતિથી મનન કરીને એ શત્રુઓનુ મૂળ કાઢી નાખવું,

અને જ્ઞાને કરીને સાધુના લક્ષણ શીખવા. એજ આ મનુ-ષ્યનો દેહ ધર્યાનુ સાર્થક છે. બાકી ગૃહસ્થ કે ત્યાગીનો કાઇ મેળ નથી, ખરૂં સમજીને કરવાનુ છે, અને જ્યા સુધી જે સંપ્રદાયમા સા-ધુઓ સ્ત્રી, ધનના ત્યાગી થઇને વર્ત્તે છે, એકાતિક ધર્મ પાળે છે, ત્યાં સુધી તે સંપ્રદાયમાં એવા ત્યાગી મહાત્માઓના બોધથી કલ્યાણ થાય છે. પણ જ્યારે એ સાધુઓ તેવી રીતે ધર્મ નહિ પાળે, ત્યારે ત્યાં તેમના વચનથી કલ્યાણ થાતુ નથી.

વળી જે સપ્રદાયમા એકાંતિક ધર્મનો નાશ થશે, ત્યારે ત્યાં કોઇ જીવનું કલ્યાણ થશે નહીં, પણ કદાચ કોઇ સસ્કારી વિરલો જીવ આસ્તિક બુદ્ધિથી મુર્ત્તિપૂજા શાસ્ત્રની મર્યાદાપૂર્વક કરશે અને ભગવાનની ભક્તિ કરશે. તેને જ્યારે પૃથ્વી ઉપર પ્રગટ ભગવાનનો અવતાર થાય અને એકાંતિક સાધુ ભગવાનની સાથે હોય, તેવા સંતનો જોગ મળી આવે અને તેવા જોગમા રહીને એકાતિક ધર્મ પાળીને ભક્તિ કરે સે, તે પરમપદને પામસે. આવા સતશાસ્ત્રના

વચન છે તે ખરેખરા મુમુક્ષુ હોય, તેને સમજવામા આવે છે. પણ દિક્ષા લેવાથી, કે શાસ્ત્ર વાચવાથી, સત્‌શાસ્ત્રનો રહસ્ય સમજાય તેમ નથી.

સ્વામી કહે કે મોટા સદ્‌ગુરૂઓ એમ વાત કરતા કે એક સમે શ્રીજી માહારાજ એમ બોલ્યા કે હે પરમહસો હે સત ભક્તો તમે ઓળા આવો તમોને સુગમ શન્યાસની રીત શીખાવું તે સુગમ સન્યાસ તે શુ તો ૫૦ કે પચાવન વર્ષો થાએતો કોઇનો દાડો ખાવા જાવુ નહી તથા વીવાએ જાવુ નહી તથા સગપણ કરી ફટાણા સાભળવા જાવુ નહી, નાચ રગ કે ભાડ ભવાયા જોવા જાવુ નહી, કોઇથી ઝાઝી હાસી મસ્કરી કરવી નહી, ચૌટે ચકલે બેસવું નહી, પટેલાઇ કરવી નહી, પચાત કરવી નહી, ઝાઝ્ બોલવુ નહી, ગ્રામ કથા કરવી નહી, સફેત લુગડા પેહેરવાં ડેલીએ બેસવું અને એમ સમજવુ કે છોકરા સર્વ કરે છે હુતો અતિથી છઉ મને રોટલા આપે છે મારે તો હવે નિર્વાસનીક થઇ ભગવાન ભજવા છે એમ સમજી ભજન કરવુ.

બીજુ આ પાચ દોષ પૂર્વના સમજવાં એક તો અશુભવાસના બીજા ભુડા સ્વભાવ ટાળ્યા ટળે નહી તે, ત્રીજું ઢેઢ ભગીઆમા જન્મ થાએ તે, ચોથુ કુપાત્ર છોકરા થાય ને કુલને ડાગ લગાડે તેવાં, અને પાચમુ સત્ પુરૂષની સેવા ન થાએ તે, એ પાચ દોષ પૂર્વના છે. તે જાણી ભોગવવા અને વારે ઘડીએ પસ્તાવો કરવો, પુણ્ય કરવુ અને મોટા પુરૂષની ચરણ રજ માથે ચઢાવવી અને સાધુના ગુણ ગ્રાહીક થાવુ અને સંત ભક્તોમા દીવ્યભાવ સમજવો તેણે કરીને એ પાપ નાસ પામી જાયછે, હે પરમ હસો શ્રીજી માહારાજ કહે કે લ્યો અ-તરના કાંટા કાઢીએ, હે સતો કામ વળગ્યો. તેને કસાઇ વળગ્યો, માન વળગ્યુ, તેને બ્રહ્મ રાક્ષસ વળગ્યો, લોભ વળગ્યો, તેને સર્વે પાપનો બાપ વળગ્યો, રસ વળગ્યો તેને રોગ વળગ્યો, સ્નેહ વળગ્યો. તેને પ્રેત વળગ્યો, વાસના વળગી તેને ભુતડી વળગી, ઇર્ષા વળગી

તેને ચુડેલ વળગી, ત્રષ્ણા વળગી તેને ડાકણ વળગી જાણવુ, મોટપ વળગી તને ખવીશ વળગ્યો, ક્રોધ વળગ્યો, તેને ચંડાળ વળગ્યો, દેહ અભિમાન વળગ્યુ, તેને પર્વત માથે પડ્યો જાણવુ, એ અગીયાર પાપ જીવ માત્રને હૈયામા કાંટાને જેમ ખુચ્યા કરે છે, એઇ જયારે દોષ જ્યારે કાઢસો ત્યારેજ તમે ભજન કરી શકશો અને ભગવાનના ધામને પામસો એમ મહારાજે વાત કરી સ્વામી બોલ્યા કે હરિભકતો આવો તમોને દોષ ઓલખાવુ તે સાભળો જીવ માત્રને દુખના દેનારા આ દોષ છે એક કામ, ક્રોધ, લોભ, માન, સ્નેહ, સ્વાદ, રજ, તમ, મોહ, મહા મોહ, તામીશ એનો અર્થ જે ટોકે એના ઉપર ક્રોધ થાય અંધ તામસ જે પોતાનું ગલણ મટે એટલે મુવા જેવુ થઇ જવાય તે અજ્ઞાન, અશુભ વાસના નાસ્તિક ભાવ અસુર ભાવગગ પાપ દેહ અભિમાન, રાગ, દ્વેષ હર્ષ શોક હુ મારૂ, વ્યસન રીશ રોષ, ખાર, ઝેર, વૈર, તીખડાઇ, તોછડાઇ, આટી, અબોલા, અવગુણ, અભાવ, અનાદર. નિંદા થરડ, મરડ, હકારો. ટુકારો, રગ રાગ, બાલાઇ, ખુટલાઇ, છલવુ, છેતરવુ, ઠગવુ, ધુતવુ, તપવુ, સિસકાર વટવાડ પાછુ પડવુ, પક્ષપાત, જગવાર્તા, ગ્રામગીત, પારકા છિદ્ર જોવા, ગરીબને પીડવુ, લોટાવું, છાનુ ખાવુ, છાનુ દેવુ, છલ કપટ, કલા, યુક્તિ અનીતી, પરવ્રતી અને પ્રભુની વીશ્વરતીને આદિક અનેક દોષો છે તે જીવ માત્રને દુખના દેનાર છે એને અધર્મના સર્ગ જાણવા અને યમપુરીના માર્ગ દેખાડનારા છે જન્મ મરણના હેતુ છે ચોરાશી ભુખ તૃષા તાઢ તડકો આદી અનેક દુખને પમાડનારા છે એમ જાણવુ. આ પાચ દોષ છે તે જીવ માત્રને બાળ્યા કરે છે લોભ કામ સ્નેહ સ્વાદ અને માન એ પાચ દોષજ નરકમા લઇ જનારા છે આ પાચ ગુણ સુખને આપનારા છે ૨ નિષ્કામ-નિર્લોભ નિ સ્વાદ નિર્માન નિ સ્નેહ એ

પાચ ગુણ પ્રાણી માત્રને સુખ આપનારા છે આ પાચ કામ પોતાને કરવાના છે એક ધર્મ પાળવો બીજુ ભજનમાં જોડાવું, ત્રીજુ વાસના ટાળવી ચોથુ હેતે કરી નવધા ભક્તિ કરવી, પાચમુ ગોપીઓના જેવી ભગવાનમા પ્રીતિ કરવી, એ પાચ કામ પોતે કરે તો સુખ થાય જેમ નહાવુ, ધોવુ, ખાવુ, પીવુ, સુવુ, એ પાચ કામ સર્વે દેહને વાસ્તે કરે છે. તેમ જીવને માટે આ ઉપર કયા સર્વેને કરવાના છે.

## સુખના દેનારા.

હે હરિજનો સુખના દેનારાને કહુ તે સાભળો, ધર્મ, જ્ઞાન, વેરાગ્ય, ભક્તિ મહિમા, મોટપશીલ, સતોષ, સમ, દમ, સેવા, સમાગમ, તીર્થ, વ્રત, દાન, પુન્ય, નીતિ, નિવૃત્તિ, પ્રીતિ, સુમતિ, ભક્તિ અનુવૃત્તિ હેત, વિશ્વાસ, પક્ષ, લક્ષ, નિશ્ચય, મહાત્મ્ય, આજ્ઞા, ઉપાસના, પ્રભુનુ બલ, બધાણ બીક, પ્રભુના બળ એનો આનદ, કેફ, અને અમલ, પ્રભુની ઓલખાણ, આશ્રય, ઓથ, અને આધાર, એ સર્વે પ્રભુના રાખવા, ભુડા ધાટે રહિત રહેવુ દયા તપ શોચ એ ચાર ધર્મના પગ જાણવા નિયમ એ સર્વ ગુણ જીવ માત્રને સુખ સપત્, શાન્તી, કાન્તી, જશ, કીર્તિ, જય. જીત, શોભા, સારપ, અભય, આનદ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, તેજ, પ્રતાપ, ઐશ્વર્ય અને વિભુતિ સિદ્ધિ ભગવાનને ભગવાનનુ ધામ એ સર્વેને પમાડનારા છે

## કલ્યાણની કલમ કહીએ છીએ.

શ્રીજી મહારાજ બોલ્યા જે ગોપીઓના જેવું જેને ભગવાન ઉપર હેત થાય તેને કલ્યાણમા કહીં અધુરૂ, ન રહે, જે પોતાના મનને ભગવાનના ચરણારવિદમા રાખે તેને મરીને ધામમા જાવુ. એમ

નથી એતો સદેહે ભગવાનને પામી રહ્યો છે એમ જાણવુ અને જે પોતાના મનને વિષયમાં રાખે તેને મરીને નરકમા જાવુ છે. એમ નથી એ તો નર્કમાજ પડયો છે એમ જાણવુ. જે ભગવાનની અને સતની સેવા કરે છે અને ભગવાનના ગમતામા વર્તે છે. તે મૃત્યુ લોકમા છે તો પણ મારી પાસે છે, જે ભક્તની ચિત્તવૃત્તિ ભગવાનના સ્વરૂપમા જોડાણી તેને અષ્ટાગ યોગ વગર સાધે સધાઇ રહ્યો છે, કેમ જે અષ્ટાગ યોગ સાધીને ભગવાનમા જોડાવું છુ, તે પ્રથમ જોડાણો તેને અષ્ટાંગ યોગનુ પ્રયોજન ના રહ્યુ. ચિતામણીરૂપ ભગવાનની મૂર્તી મલી તેને જતન કરી હૈઆમા રાખસો તો સર્વે સુખની પ્રાપ્તિ થાસે. જેમ અજ્ઞાની જીવને વિષયનુ ચિતવન થઆ કરે છે, તેમ જેના હૈઆમા ભગવાનનુ ચિતવન થયા કરે છે. તેને એથી ઉપરાત મનુષ્ય દેહનો બીજો લાભ નથી એજ લાભ છે.

અને અમારે તો નેત્ર મીચી ભગવાનનુ ચિતવન કરીએ તેમા જેવુ સુખ છે તેવુ ચઉદ લોકના રાજયમા સુખ નથી અને માયિક આકારના જે જોનારા છે અને ચિતવન કરનારા છે, તે તો કોટી કલ્પ સુધી લક્ષ ચોરાસીમા ભમે છે.

અને જે ભગવાનની મૂર્તીના દર્શનનું ચિતવન કરનારા છે. તે તો કાલ કર્મ અને માયાના પાસથી મુકાઇને અભયપદને પામે છે માટે અમારે તો ભગવાનની કથા કીર્ત્તન વારતાને ધ્યાન એમાથી તૃપ્તિ થાતી નથી તેમ તમારે તૃપ્તિ પામવુ નહી એવી મહારાજની આજ્ઞા છે.

**દાસાનુદાસ જેઠીમલ્લ ઘેલા ત્રીકમજીના**
**જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી.**

કીર્તનભક્તિ વિષે.

# શ્રી સ્વામીનારાયણાયનમઃ

**પુરાણ પુરૂષોત્તમ** ભગવાન શ્રીજી મહારાજે આ કલિયુગને વિષે કીર્ત્તન ભક્તિનો બહુ મહિમા કહ્યો છે અને કીર્તન ભક્તિ નવધા ભક્તિમા સહુથી શ્રેષ્ટ કહી, એમ શ્રી મુખના વચન છે તે વિષે.

ગીતિ.

कलियुगमां भव तरवा, कीर्त्तन भक्ति नाव उत्तम जाणो;
प्रभु मूर्ति दील धारीने, करो कीर्त्तन हरि आज्ञा उर आणो. १

* * *

माटे प्रगट प्रभुना, कीर्त्तन करवा सांभळवा आजे;
घेलो कहे मळ्यो अवसर, मे'र करी छे जूवोने महाराजे २

ગાઓ, બાઇયો ભાઇયો ગાઓ,
આ પ્રભુનો પ્રેમ રસ પીઓ અને પાઓ.

હમેશા પ્રભુની મૂર્ત્તિમા ચિત્તને ગુથાવા સારૂ અને સત હરિભકતોને પ્રસન્ન કરવા આ દાસે આ કીર્ત્તનો રચી છપાવી પ્રસીદ્ધ કર્યા છે તે શ્રદ્ધા સહિત વાચશોજી

**જેષ્ટીમલ્લ ઘેલા ત્રીકમજીના**

જયશ્રી સ્વામીનારાયણ છે.

श्री स्वामीनारायणायनमः

श्री

# सत्य उपदेश किर्त्तनावळी.

दोहरा.

વિઘ્ન નિવારો દુઃખ હરો, દ્યો મુજને શુભ જ્ઞાન;
ગુણ ગાવા ઇચ્છા ધરૂં, સહાય થજો ભગવાન. ૧

***

લઘુ ગુરૂ જાણું નહિં, છે અક્ષરથી કામ;
શું મુખથી વર્ણન કરૂં, પૂરણ છો ઘનશ્યામ. ૨

गीति

સહજાનંદને સમરૂં, હર્ષે ગદ ગદ થઇને અંતરમાં;
ઘેલો કહે મન મગ્ન, રહો પરાગ નિજ પદ પંકજમાં. ૧

***

હોંશ ઘણી હૈયામાં, ગુણ ગાવા પ્રભુ વાણી આપો મધુરી;
કાવ્ય કળા નવ જાણું, પિંગળ જ્ઞાનમાં નહિ બુદ્ધિ પૂરી. ૨

## ચોપાઈ.

મંગલ મૂર્તિ પ્રભુજી સદાએ, હરિને હેતેથી લાગું હું પાય;
જે છે જગત્ તણા આધાર, તે તો પ્રગટયા છે ધર્મ કુમાર. ૧
અક્ષરવાસીપોતેઅહિંઆવ્યા,સાથેસંતમંડળશુભલાવ્યા;
તેના ગુણ હું આનંદથી ગાઉં, દાસ ઘેલો કહે રાજી થાઉં ૨

---

## સોરઠા.

અક્ષર મુક્ત અદોષ, ઘેલાનો પ્રભુ લાવીયા;
બીજા લક્ષ સુતોષ, પણ એ જેવા એકે નહિં ૧

---

## ભુજંગી

નમું જ્ઞાન મૂર્ત્તિ મહાશક્તિ ધારી.
નમું નાથ દિવ્યાંશીને પાપ હારી:
સ્તવે સારદા નારદાદિક જેને,
નમે દાસ ઘેલો થઈ નમ્ર તેને ૧

---

## આરતી

જય સેજાનંદ સ્વામી અલખપુરૂષ અવિનાશી,
ઘટ ઘટ અંતર જામી૦ જય સેજાનંદ સ્વામી. ટેક.
પ્રગટ પુરૂષોત્તમ છો અક્ષરના ધામી, પ્રભુ અક્ષરના

ધામી; ભવ બ્રહ્મા સુર વંદે, વંદે બહુ નામી૦ જય. સેજાનંદ૦ ॥૧॥ મહા મુક્તો મળી સેવે, અહોનીશ નહિ ખામી, પ્રભુ અહોનીશ નહિ ખામી; અનંત મુની ગુણ ગાવે, ચરણે શીર નામી૦ જય સેજાનંદ. ॥૨॥ મંગળ રૂપ તમારૂં, હરીવર હું પામી. પ્રભુ હરીવર હું પામી; કલ્પતરૂ છો મારાં, દુઃખ નાંખ્યા વામી૦ જય સેજાનંદ. ॥૩॥ આરતિ કરી ઘેલો એ, માગે કરભામી, પ્રભુ માગે કરભામી; ભક્તી તમારી દેજો, નિર્મળ નિશકામી૦ જય સેજાનંદ ॥૪॥

---

माल्कोश

નમું સચ્ચિદાનંદ દેવાધિદેવ, કરે શેષ મહેશ બ્રહ્માદિ
સેવ નમું સચ્ચિદાનંદ. ટેક

થાકી છે સરસ્વતી થાકયા છે વેદ, હું પામર કેમ કરી પામું ભેદ૦ ન ॥ ૧ ॥ અકળ મહાબળ નિર્મળ નામ, સર્વે ઘટ વ્યાપક પૂરણકામ૦ ન. ॥ ૨ ॥ છો નરક નિવારણ વિશ્વાધાર, નમું દિવ્યમૂર્ત્તિ સદાય સાકાર૦ ન ॥ ૩ ॥ નમો મોક્ષદાતા પ્રભુ સાક્ષાત, નમું દાસ ઘેલો કહે જોડી હાથ૦ ન ॥૪॥

---

## પદ ૧ લું.

### નાથ આવો મારે ઓરડે.—એ ઢાળ.

આજ સૌમાં શ્રેષ્ટ મહારાજ છો, અવતારૂં મારે તમે પૂરણકામ નાથ તમે શિરતાજ છો. એ ટેક. એવા સહજાનંદ સુજાણ છો, ધર્મ ભક્તિનાં રે વાલા ઘનશ્યામ૦ નાથ ॥૧॥ કહે મુક્તો રૂડા મહારાજને, બંધ પડીરે અક્ષર કેરી વાટ૦ નાથ. ॥૨॥ કોઇ જીવ આપણ-ના ધામમાં, આવે નહીં રે તેનો થાય ઉચાટ૦ નાથ. ॥૩॥ દીનબંધુ તમે દયાવાન છો, કરો ભકતોની રે પ્રભુ આપ સંભાળ૦ નાથ ॥૪॥ વ્હાલા મુક્તિનાં દ્વાર ઉઘા-ડવા, જુગોજુગમાંરે ધરો અવતાર૦ નાથ. ॥૫॥ એકાં તિક ધર્મ અવની વિષે, લય પામ્યો કે નથી પળાવનાર૦ નાથ. ॥૬॥ દાસ ઘેલાના પ્રભુ કૃપા કરો, પૃથ્વી ઉપરરે પધારો આવાર૦ નાથ ॥૭॥

---

### સાખી.

નાથ તમે શિરતાજ છો, અક્ષરના આધાર;
આજ મહા કલીકાળમાં કોણ કરે ભવપાર ૧
કામ ક્રોધ મદ મોહને, મચાવિ જગમાં રાડ;
પંચ વિષયના જુથમાં લોભ ઘણો વિકરાળ ૨

ધર્મ ગયો અવની થકી, સત્ય ગયું સંતાઈ;
શીલ ગયું સંસારથી, ભેખ પંડિતમાં નાઈ ૩

---

## પદ ૨ જું

નાથ કહે સુણો સંતજી, ભોમી ઉપર રે વધ્યા અ-
સુર અપાર૦ નાથ. ટેક.

કલિયુગે પ્રભાવ બતાવીસો, રહેવા દીધારે નથી ધર્મ આચાર૦ ના. ॥૧॥ મનગમતે માર્ગે સૌ ચાલીઆ, શત શાસ્ત્રનોરે નથી સંગ લગાર૦ ના. ॥૨॥ શ્રોતાવક્તા રહે નહિં નીમમાં, ચાલે મન ગમતામાં સૌ નરનાર૦ ના. ૩ ભેખ પંડિત ભટકતા ભવવિષે, ઉદર પોષણ કાજ કરે અનાચાર૦ ના ॥૪॥ નિર્લજ નારીની સાથે નીકળે, મુકી પોતાનોરે કુળ વહેવાર૦ ના. ॥૫॥ આપણે ચાલો જાઇએ અવનીપરે, અધર્મનોરે કરવા ઉચ્છેદ૦ ના. ॥૬॥ દુરવાસાના શ્રાપને સત્ય કરી, કહે ઘેલાનો પ્રભુ કોઈ જાણે ન ભેદ૦ ના. ॥૭॥

---

## સાખી.

એકાંતિક ધર્મ સ્થાપીએ, અવનીપર આવાર;
કલીએ કેર વર્તાવીઓ, પૃથ્વીપર અપાર. ૧

મુમુક્ષુ જન મુંઝાઈ ગયા, કોણ ઉતારે ભવપાર;
શાસ્ત્ર અવળા અવલોકીઆ ચાલ્યા અવળી પાર. ૨
ગુરૂઓ તો ગુંચાઈ ગયા, પંચ વિષયની માંહ્ય;
ચેલાને કોણ ચેતવે, કરે કાંઇનું કાંય ૩

---

## પદ ૩ જુ.

એવા ભેખ ગુરૂ સૌ ભુલીઆ, મુકી દીધીરે કુલ મરજાદ
નાથ છોડાવાને આવીઆ. ટેક

કરી દયા અલબેલો ઓધારવા, સાથે લીધોરે રૂડો સંત સમાજ૦ ના ॥૧॥ વ્હાલો ધર્મને દ્વાર પધારીઆ, માહાજન મુનિનીરે સાંભળી વાત૦ ના ॥૨॥ બ્રહ્મ મોલના સ્વામી શામળો, પુરૂષોત્તમરે પોતે સાક્ષાત૦ ના ॥૩॥ ડંકો દીધો રૂડો આવી દેશમાં, ઉગ્યો સુરજ રે સહજાનંદ ભાણ૦ ના ॥૪॥ જેનો પ્રકાશ વધ્યો પૃથ્વી પરે, નાઠા ઘુવડોરે અજ્ઞાની અજાણ૦ ના ॥૫॥ જેમ કમળ ખીલે જોઈ સૂર્યને, તેમ ફુલ્યારે પ્યારા સંત મરાળ૦ ના ॥૬॥ બાંધ્યો ધર્મ એકાંતિક ધરણીપરે. ઘેલાના પ્રભુએ મારી દુષ્ટ વિકાળ૦ ના. ॥૭॥

---

## સાખી.

ઘેલાના પ્રભુ જય કરી, માર્યા અસુર અનેક;
ધર્મની ધજા ચડાવીને, રાખી ભકતોની ટેક. ૧
પ્રૌઢ પ્રતાપ જણાવીઓ, જગજીવન આવાર;
દીવ્ય ચરિત્ર કીધાં ઘણાં, નવ પામે કોઇ પાર. ૨
ડંકો દીધો દેશમાં, વરતાવ્યો જયજયકાર;
મોક્ષ વાટ વ્હેતી કરી, કલીમા ધર્મ કુમાર. ૩

---

## પદ ૪ થું.

બંધ પડયાંતાં બારણાં ધામનાં, ખુલાં મુકયાંરે પ્રભુ એ આવાર; મુક્તીનો દ્વાર ઉઘાડીઓ. ટેક. આવો પ્રગટ પ્રભુને આશરે, શીદ જાઓરે બીજે જમને દ્વાર૦ મુકતી ॥૧॥ નથી મોક્ષ પડયો કાંઇ વાટમાં, સત્શાસ્ત્રનોરે જુઓ શું છે વિચાર૦ મુ. ॥૨॥ મોટા મોટા મુનીવરો કહી ગયા, પ્રભુ આજ્ઞામાંરે રહેજો નરનાર૦ મુ. ॥૩॥ આજ્ઞા મુકી સુખી કોઇ નવ થયા, આ જગમાંરે વળી પેલેપાર૦ મુ. ॥૪॥ હરીભજન કરી સુખ પામશો, શાસ્ત્ર કહેછેરે એમ વારમવાર૦ મુ. ॥૫॥ આજ પ્રગટ પ્રભુને સંત છે, જેના સંગથીરે પાપ દૂર પળાય૦ મુ. ॥૬॥ એવો સત્સંગ મળ્યો શિરોમણી, દાસ ઘેલો કહે ભવ ભટકણ જાય૦ મુ. ॥૭॥

**સાખી.**

એવા સંતને ઓળખી, કરો પછી સત્સંગ;
તો પ્રભુના ભજનમાં, ચડે ચોગણો રંગ ૧
ધન્ય ધન્ય પ્રભુ આ સમે, ધન્ય ધર્યો અવતાર;
ધન્ય ધન્ય સૌ કો કહે, ધન્ય છે ધર્મકુમાર. ૨
ઘેલાના પ્રભુ આ સમયે, ઉઘાડયો મોક્ષદ્વાર;
બલીહારી તમઉપરે જાઉં હું વારંવાર. ૩

---

**પદ ૧ લું.**

રાગ સારંગ—વૃંદારે વન રળીયામણું—એ રાગમાં.

કૌશલ દેશ સુહામણો, જ્યાં થયા પ્રભુના અવતાર. ટેક. દુર્વાસાના શ્રાપનેરે, સત્ય કીધો મહારાજ (૨). અખિલ ભુવનપતિ અવતર્યા, જન સુખ કરવાને કાજ૦ કૌ. ૧ અગમ અગોચર ગોચર થયારે, નિરખ્યા જગત આ-ધાર; (૨) નિગમ નેતિ નેતિ કહે, કોઈ પામે નહિં પાર૦ કૌ. ॥ ૨ ॥ અક્ષરાતિત અલબેલડોરે, ધરી મનુષ્ય અવતાર; (૨) દયાળુએરે દયા કરી, હરવા ભૂમિનો ભાર૦ કૌ. ॥૩॥ મહા મુકતો સાથે લાવીઆરે, કરવા કલિનો ઉચ્છેદ. (૨). ઘેલાનો પ્રભુ અવતર્યા, કોઇ જાણે નહિં ભેદ૦ કૌ. ॥૪॥

---

## પદ ૨ જું

ધન્યધન્ય ભૂમિ પૂરવતણી, પ્રગટ્યા કૃષ્ણ દિનેશ.(૨)ટેક.
ધન્ય છપૈયા ગામનેરે, ધન્ય પ્રેમવતી માત. (૨).
પુરૂષોત્તમ પુત્ર થયા, ધન્ય ધર્મ દેવ તાત૦ ધન્ય. ૧
ધન્ય ધન્ય બાળ એ ગામનારે, રમે પ્રભુ સંગાથ. (૨)
જ્યેષ્ઠ બંધુને ધન્ય છે, ધન્ય ઇચ્છારામ ભ્રાત૦ ધન્ય. ૨
ધન્ય ધન્ય ચોરા ને ચોવટારે, ધન્ય ધન્ય હાટ બજાર.
(૨). ધન્ય ધન્ય મેડા ને મેડીઓ, રમ્યા જ્યાં વિશ્વા-
ધાર૦ ધન્ય. ॥ ૩ ॥ ધન્ય એ ગામનો ગોંદરોરે, પ્રભુ
જ્યાં રમવાને જાય (૨). દાસ ઘેલો કહે એને ધન્ય છે,
નિરખે નાથ સદાય૦ ધન્ય. ॥૪॥

---

## પદ ૩ જું.

બલિહારી પ્રભુ અવતર્યા, ઘનશ્યામ મહારાજ. (૨) ટેક.
બલિહારી પાય ઘુઘરારે, પ્રભુ રમવાને જાય.(૨.)
બાલગૃહ આવી કોટરા, રાક્ષસી દેખી હરખાય૦
બલિહારી. ॥ ૧ ॥ ધાર્યું જે પ્રભુને મારશુંરે, કરશું
આનંદ અપાર (૨) હરીએ આડંબર જાણીને, દ્ર-
ષ્ટિએ બાળી તેવાર૦ બાલ. ॥૨॥ પછી કાલિદત્ત આવી
ઓરે, જે અસુર કહેવાય.(૨) છલ કરી પ્રભુને છેતરે,

બાળકો બ્હીને નાશીરે જાય૦ બલી.॥૩॥ આવો આવો હરિ કહે રે, બાળકો આવો મારી પાસ; (૨) દાસ ઘેલાનો પ્રભુ એમ કહે, અસુરનો કીધોરે નાશ૦ બલી ॥૪॥

---

પદ ૪ થું.

અહો ભાગી છપૈયાની સીમછે, રમે જ્યાં ધર્મકુમાર ટેક.(૨)
અહો ભાગી આંબાવાડીયુંરે, વડ પીપળ જેહ; (૨)
ભાગ્ય હરિ જ્યાં હિચતા, સખા બંધુ સમેત૦ અહો. ૧
અહોભાગ્ય તળાવતળાવડીરે, પ્રભુ જ્યાંઝીલવા જાય;(૨)
વાવકુવાને પણ ધન્ય છે, ફર્યા જ્યાં નાથ સદાય૦ અહો. ૨
નદી વનવેલીનાં ભાગ્યછેરે. રમે હરિ બાળક વેશ; (૨)
પશુ પક્ષીઓનાં ભાગ્ય છે, નિરખે નાથ હમેશ૦ અહો. ૩
નિત્ય નવા ખેલ કરાવતારે, હરિવન મોઝાર; (૨)
ઘેલો કહે તેના ભાગ્ય છે, નિરખ્યા રમતાં મુરાર. ૪

---

પદ ૫ મું.

રાગ ભેરવી—દોતકલમ હરિને શાહી મંગવાઇ—એ રાહ.
સુંદર છબી શિરકેશ રૂપાળા, સુંદર છબી હરિ. એ ટેક.
સુંદર છબી શિરકેશ રૂપાળા,
સહજાનંદ કૃપાળા. નાથજી. (૨)

માતપિતાને મોક્ષ પદ આપી,
ભાઈ બંધુઓથી છાના નિકસ્યા છોગાળા૦ સું. ૧
કમંડલુ કર મધ્ય બિરાજે,
સંગલીની મૃગછાલા નાથજી; (૨)
ઊર્ધ્વપૂંડ ભાલે તીલક બીરાજે,
વરણી વેષ લિયો દેખોરે દયા૦ સુંદર છબી. ૨
શાલગ્રામનો બટુવો ગળામાં,
હાથે તુલસીની માલા; નાથજી. (૨)
ચાર સારકો ગુટકો સાથે.
મનોહર ચાલ ચલત લટકાળા૦ સુંદર છબી. ૩
ક્ષમા શીલ સંતોષ અંતરમાં,
ત્યાગ વૈરાગે બળવાળા; નાથજી. (૨)
ઘેલાનો પ્રભુ તપ કરવાને,
વન વિષે જાત મોહન મતવાલા૦ સુંદર છબી ૩

---

પદ ૨ જું

વર્ણી મહારાજ વનમાં સિધાવ્યા, વર્ણી મહારાજ૦ ટેક
વર્ણી મહારાજ વનમાં સીધાવ્યા.
સરયૂ તટ પર આવ્યા, નાથજી૦ (૨)
દૈત્ય મહા એક દુષ્ટ ભયંકર,
નાથને પકડી જલમાં ડુબાવ્યા. વર્ણી. ૧

વહેતાં જલમાં શરીર તણાણું,
હરિ નહી ગભરાયા; નાથજી (૨)
મહા વનમાં જઇ કિનારે નિકસ્યા,
વાઘ રીંછ વરૂ ગજ દરશાયા. વર્ણી. ૨
ભૂખ તરશના અસંખ્ય દુઃખ વેઠી,
કાળે પરવત આવ્યા; નાથજી. (૨)
વડના વૃક્ષ તળે હરિ બેઠા,
ભૂત ભૈરવ નિશાચરોએ ડરાવ્યા. વર્ણી. ૩
હેમગિરી ત્યાંથી હરિ ચાલ્યા,
પુલસ્ત આશ્રમે આવ્યા; નાથજી (૨)
તપ જોઈ સૂર્યે સ્તુતિ કીધી;
ઘેલાના નાથને પુષ્પે વધાવ્યા. વર્ણી. ૪

---

પદ ૩ જું

તપમૂર્તિ નીલકંઠ બ્રહ્મચારી. તપમૂર્તિ. (૨) ટેક.
તપમૂર્તિ નીલકંઠ બ્રહ્મચારી,
મુક્તનાથ પધારી નાથજી. (૨)
વારાહ આશ્રમ વિકટ વન જોયું,
ગોપાલ યોગી પાસે આવ્યા સુખકારી૦ તપમૂર્તિ. ૧

અષ્ટાંગ યોગ સાધી તપ અતિ કીધું,
શીત ઉષ્ણ સહેવારી નાથજી. (૨)
ગોપાલ મુનિને જ્ઞાન કરી
સિદ્ધ વલ્લભ રાજાને ત્યાં આવ્યા મુરારિ૦ તપમૂર્તિ. ૨
સિદ્ધ વલ્લભ રાજાને આશ્રિત કીધો,
મત પાખંડ ઉખાડી નાથજી. (૨)
ત્યાંથી કામાક્ષી આસને આવી,
તિબક અસુરને કીધો ભક્ત ભારી૦ તપમૂર્તિ. ૩
ત્યાંથી નવલક્ષ યોગીને મળી,
બાળવા કુંડ ગયા જયકારી નાથજી; (૨)
દાસ ઘેલો કહે કપીલ આશ્રમે આવી,
પશ્ચિમ દિશાએ પધાર્યા અવતારી૦ તપમૂર્તિ. ૪

---

### પદ ૪ થું.

વનવાસી વેહેલા ઘરે આવો. વનવાસી. (૨) ટેક.
વનવાસી વહેલા ઘરે આવો,
હવે નહિં તરશાવો નાથજી. (૨)
સગા સહોદર ઝૂરે મનમાં,
તેના પ્રભુ આવી તાપ નિવારો૦ વનવાસી. ૧

અધર્મ વંશ વધ્યો અતિ જગમાં,
મત પાખંડ ઉખાડો નાથજી. (૨)
એકાંતિક ધર્મ પ્રવર્તાવી,
સંત હરિભક્તોના કાજ સુધારો૦ વનવાસી ૨
અધમ ઉદ્ધારણ પતિત પાવન,
વિનતી અમારી સ્વીકારો નાથજી (૨)
પશ્ચિમ ભૂમિના જીવ મુમુક્ષુ.
તેને હરિ હવે લાડ લડાવો૦ વનવાસી. ૩
આજ હળાહળ કલિયુગમાં પ્યારા,
ધર્મનીતિ સમજાવો નાથજી. (૨)
ઘેલાના પ્રભુ વેગે પધારો,
હેતે હરી હવે લીજીએ લાવો૦ વનવાસી ૪

---

## પદ ૧ લું

એ નાળિયેર હરી વિવાહમાં ગવાતા ગીતનો રાગ.
પ્રીત કરી પ્રભુજી પધારીઆ, વનમાળીજીરે
વન વિશેથી બંગાલ દેશ. વન૦ ॥૧॥
જગન્નાથપુરીમાં આવીઆ, વન૦
નરનારાયણ મુનિ નરેશ. વન૦ ॥૨॥

અસુરો ઘણાં તે ધામમાં, વન૦
મતપંથી જે જગમાં જોરાણ વન૦ ॥૩॥
અધર્મ કરતા અતિ ઘણો, વન૦
અડબંગી જે જાણો કેકાણ. વન૦ ॥૪॥
રહ્યા પ્રભુજી તે ધામમાં, વન૦
દીવસથી તે પક્ષ ને માસ. વન૦ ॥૫॥
માંહોમાંહે દૈત્ય લડાવીઆ, વન૦
યુક્તિએ કીધો અસુરોનો નાશ વન૦ ॥૬॥
પછી ત્યાંથી પ્રભુ પધારીઆ. વન૦
દક્ષિણ ભૂમી અનાથુંનો નાથ, વન૦ ॥૭॥
આદિ કૂર્મ તીર્થે આવીઆ, વન૦
દાસ ઘેલાનો પ્રભુ સાક્ષાત વન૦ ॥૮॥

---

### पद २ जुं.

ત્યાંથી મહાવન વિશે આવીઆ. અલબેલોજીરે.
ઘોર જે અતિ વન કહેવાય. અલ૦ ॥૧॥
વનમાં બોલે વાઘ ઘણા, અલ૦
રીંછ વાંદરની હુકાહુક થાય. અલ૦ ॥૨॥
પછી માનસપુર ગામે આવીઆ, અલ૦
રાજા તેનો શત્રધર્મા નામ. અલ૦ ॥૩॥

પુરપતિ પોતે આશ્રિત થયા, અલ૦
દૈત્યો મરાવી કીધા હરીએ કામ અલ૦ ॥૪॥
ત્યાંથી વેંકટાદ્રિ પધારીઆ, અલ૦
વહાલો મારો પ્રભુજી અવિનાશ અલ૦ ॥૫॥
શિવ કાંચી વિષ્ણુ કાંચી થઇ, અલ૦
શ્રી રંગમાં તે રહ્યા બે માસ અલ૦ ॥૬॥
વૈશ્નવ થકી વિવાદ કરી, અલ૦
મુકાવ્યો તેઓનો અનાચાર અલ૦ ॥૭॥
પ્રતાપ જણાવ્યો અતિ ઘણો. અલ૦
દાસ ઘેલાના નાથે આવાર અલ૦ ॥૮॥

પદ ૩ જું

પછી ત્યાંથી શેતુબંધ ચાલીઆ, જગજીવનજીરે.
આવ્યા હરી સમુદ્રને તીર. જગ૦ ॥૧॥
સ્નાન કરી હરીએ દર્શન કર્યાં, જગ૦
રામેશ્વરનાં પ્રભુ મહાધીર. જગ૦ ॥૨॥
બે માસ રહી ત્યાંથી ચાલીયા, જગ૦
સુંદર રાજ વિષ્ણુ દર્શન કાજ જગ૦ ॥૩॥
હોંશ ધરી પ્રભુ ત્યાં આવીઆ, જગ૦
પોતે વ્હાલો પધાર્યા મહારાજ જગ૦ ॥૪॥
વળતાં વન એક આવીયું, જગ૦

મહા ભયાનક અરણ્ય તે ઘોર જગ૦ ॥૫॥
વાટ કે ઘાટ સુજે નહીં, જગ૦
પક્ષી કરે ત્યાં સોર બકોર. જગ૦ ॥૬॥
અન્ન જળ ફળ જડતાં નથી, જગ૦
એમ કરતાં તે વિત્યા દીન પાંચ જગ૦ ॥૭॥
છઠે દિન એક કુપ જડયો, જગ૦
ઘેલાના પ્રભુએ લીધો ત્યાં વિશ્રાંત જગ૦ ॥૮॥

પદ ૪ થું

જળ કાઢી હરીએ સ્નાન કીધું, મન મોહનજીરે.
વડતળે પૂજા કરતા ભગવાન. મન૦ ॥૧॥
સાલિગરામની મૂર્તિ લઈ, મન૦
સ્નાન કરાવે તેને સુખધામ. મન૦ ॥૨॥
સાલિગરામ જળ પી ગયા, મન૦
કમંડલુ તે પાંચ સાત વાર. મન૦ ॥૩॥
ચંદન ચરચી નૈવેદ ધર્યું, મન૦
સાથવો શિવજી આપ્યો તો તેવાર. મન૦ ॥૪॥
ત્યાંથી પ્રભુજી પધારીઆ, મન૦
ભૂતપુરી જે તીર્થ કહેવાય. મન૦ ॥૫॥
રામાનુજની પ્રતિમા ત્યાં કને, મન૦
સ્પર્શ કરીને પ્રભુજી હરખાય. મન૦ ॥૬॥

કુમારી ક્ષેત્રે પછી આવીયા, મન૦
દરશન કરી રાજી અતિ થાય, મન૦ ॥૭॥
પદ્મનાભના દર્શન કરી વળ્યા મન૦
ઘેલાનો પ્રભુ હરીવર રાય. મન૦ ॥૮॥

પદ ૯ મું.

ત્યાંથી જનાર્દનનાં દર્શન કરી; અવિનાશીજીરે.
આદિ કેશવ આવ્યા મુરાર અવિ૦ ॥૧॥
મલીયાચળ નામે જે કુળગીરી, અવિ૦
સાક્ષી ગોપાલ આવ્યા જગદાધાર અવિ૦ ॥૨॥
ત્યાંથી નીલકંઠ ચાલીયા, અવિ૦
વાહાલો મારો શ્રીજી ઘનશ્યામ. અવિ૦ ॥૩॥
વિઠ્ઠલનાથજીનાં દર્શન કર્યાં, અવિ૦
બે માસ ત્યાં રહ્યા સુખધામ અવિ૦ ॥૪॥
ત્યાંથી દંડકારણ્ય પામીઆ, અવિ૦
પ્રદક્ષિણા તેની કીધી છે દયાળ અવિ૦ ॥૫॥
પછી નાશિકપુર આવીયા, અવિ૦
ત્ર્યંબકેશ્વરનાં દર્શન કરે ગોપાળ અવિ૦ ॥૬॥
ત્યાંથી પ્રભુજી પધારીઆ. અવિ૦
આવ્યા હરિ નર્મદાને તીર, અવિ૦ ॥૭॥
ઘેલાનો પ્રભુ હોંસ ધરી અવિ૦
ઉતરી ચાલ્યા સુંદર ધીર. અવિ૦ ॥૮॥

### પદ ૬ ઠું.

મહીસાગર પ્રભુ આવીઆ, હરીકૃષ્ણજીરે.
સાગર ઉતરી આવ્યા સાબર પાસ. હરી૦ ॥૧॥
સાબર ઉતરી ભાલ દેશ થઇ, હરી૦
ભીમનાથ આવ્યા અવિનાશ હરી૦ ॥૨॥
મંગળકારી મહાદેવનાં, હરી૦
દર્શન કરતા પ્રભુ સાક્ષાત હરી૦ ॥૩॥
પછી પ્રભુજી ત્યાં થકી. હરી૦
ચાલ્યા વહાલો આપ વીખ્યાત હરી૦ ॥૪॥
ગોપનાથ ગોવિંદ આવીઆ, હરી૦
મહાદેવ જે મંગલ કહેવાય હરી૦ ॥૫॥
તેનાં દર્શન કરી ચાલીઆ, હરી૦
પંચ તીર્થી પ્રભુ કરવા જાય. હરી૦ ॥૬॥
તીરથને પાવન પ્રભુ કરી, હરી૦
વીચરતા હરી પોતે દયાળ હરી૦ ॥૭॥
અનેક જીવ ઓધારવા, હરી૦
દાસ ઘેલાનો નાથ કૃપાળ. હરી૦ ॥૮॥

### પદ ૭ મું

મોહન માંગરોળ આવીઆ, સહજાનંદજીરે
કૃપા સાગર નાથ દયાળ. સહ૦ ॥૧॥

યાત્રા કરી હરી પધારીઆ, સહ૦
દર્શન આપી જન કીધા ન્યાલ સહ૦ ॥૨॥
અન્નજળ લઇ પ્રભુ આ સમે, સહ૦
અનેક જનનાં કીધાં છે કામ. સહ૦ ॥૩॥
અધર્મ વંશ ઉખેડતા, સહ૦
સ્વધર્મ મંડન કરતા ઘનશ્યામ સહ૦ ॥૪॥
ત્યાંથી લોજપુર આવીઆ, સહ૦
પ્રભાત સમયે શ્યામ સુજાણ સહ૦ ॥૫॥
વાવ ઉપર હરિ બેઠા જઇ, સહ૦
જાણે ઊગ્યા અગણીત ભાણ. સહ૦ ॥૬॥
શિષ્ય રામાનંદ સ્વામીના. સહ૦
સુખાનંદજી જળ ભરવા ત્યાં જાય, સહ૦ ॥૭॥
લઇ પ્રભુ હરી સંગ ચાલ્લાઆ. સહ૦
ઘેલાના પ્રભુને લોજપુર માંય. સહ૦ ॥૮॥

પદ ૮ મું.

ત્યાં કને મુક્તાનંદ સ્વામી મળ્યા, પુરૂષોત્તમજીરે.
પ્રભુને મળી પૂછ્યા પરશન. પુરૂ૦ ॥૧॥
ભલી કરી પ્રભુ આ સમયે, પુરૂ૦
નાથ અમને દીધાં છે દર્શન. પુરૂ૦ ॥૨॥
ગુરૂ અમારા બહાર ગયા, પુરૂ૦

પત્ર લખીને તેડાવું આવાર. પુરૂ૦ ॥૩॥
કૃપા કરી હવે આંહી રહો, પુરૂ૦
ત્રણી રીતેથી કરશું સંભાળ પુરૂ૦ ॥૪॥
ગુરૂ મુખથી સાંભળ્યું હતું, પુરૂ૦
આંહી આવશે એક ઉત્તમ મુનેશ. પુરૂ૦ ॥૫॥
જતન કરી તેને રાખજો, પુરૂ૦
અમે જાશું હવે કચ્છ દેશ, પુરૂ૦ ॥૬॥
તે પ્રભુ આપ પધારીઆ, પુરૂ૦
વાત મળી તે સ્વામીની સાક્ષાત. પુરૂ૦ ॥૭॥
રામાનંદ સ્વામીને તેડાવીએ, પુરૂ૦
ચેલાનો પ્રભુ કહે થઇ રળીયાત પુરૂ૦ ॥૮॥

## પદ ૧ લું

ગરબી. વંદુ સહજાનંદ રસરૂપ—એ ઢાળ

સમરૂં સહજાનંદ સુખકંદ, મનોહર માવનેરે લોલ.
જેનેભજતાં થાએ આનંદ,પામીએ અક્ષરભાવનેરે લોલ.૧
લીલા નાથની ગાવા કાજ,ઇચ્છા મનમાં ધરૂંરે લોલ;
લખતાં કોઇ ન પામે પાર, હું કેમ કરી ઓચરૂંરે લોલ ૨
સંવતઅઢારસો છપનમાંયકે પીપલાણા ગામમાંરે લોલ;
સ્વામીરામાનંદજીનેમળીઆ,અતિ ઘણીહામમાંરે લોલ.૩
પ્રભુને પુછ્યા સમાચાર, અલોકિક વાતો કરીરે લોલ;

આજ સૌ સરીઆં અમારાં કાજ, પધાર્યા આપહરીરે લોલ.૪
આજ્ઞા મુજને કરીતમે નાથ કે, જાઓ પૃથ્વીપરરે લોલ;
એકાંતિક ધર્મપ્રવરતાવો, જીવોનાં કાજ સરેરે લોલ ૫
તે પ્રભુ પુરૂં કીધું મે કામ, આપ પધારીયારે લોલ;
હવે હું પામું સુખ આરામ, ગળામાં લગાડીયારે લોલ ૬
ગાદી સોંપી રામાનંદે, પોતાની આ સમેરે લોલ;
ધર્યું નામ સહજાનંદ, તે સૌ જનને ગમેરે લોલ. ૭
કહે મુક્તાનંદ સ્વામી આદિને, વચન પ્રમાણજોરે લોલ;
સૌ સંત ભક્તનારાયણમુનીને, પુરૂષોત્તમજાણજોરે લોલ ૮
સંવત અઢાર અઠાવનમાંય, સ્વામી ગયા ધામમાંરે લોલ;
ચડાવ્યો સત્સંગનો અતિ નોર, પ્રભુજીએ હામમાંરે લોલ ૯
મુક્તાનંદ આદિક જે સંત, રામાનંદના હતા રે લોલ;
દાસ ઘેલાનો નાથ તેપર, રાખે ઘણી મમતા રે લોલ ॥૧૦॥

પદ ૨ જું.

સામર્થ્ય બતાવે સર્જનહાર કે, સોના મન હરેરે લોલ;
સન્મુખ આવે તેને શ્યામ, સદા સુખીયા કરેરે લોલ ૧
જનનાં ખેંચે નાડી પ્રાણ, પહોંચાડે હામનેરે લોલ;
જેને જેવી ઇચ્છા હોય, બતાવે તે ધામનેરે લોલ; ૨
કોઇને ધ્યાન ધારણામાં, કરે સુખીયા અતિરે લોલ
કોઇને અક્ષરધામની માંહે, આપે છે દિવ્ય ગતીરે લોલ ૩

એવો સાંભળી પ્રભુનો પ્રતાપ,કે જન સૌ આવતારે લોલ;
ભેટ સામગ્રી લાવે અપાર, મોતીડે વધાવતારે લોલ. ૪
દીવ્ય ચરિત્ર કરતા નાથ,અલૌકિક અતિ ઘણાંરે લોલ;
કોઇને પરચા આપી કરાવે, દર્શન ઇષ્ટ તણાંરે લોલ. ૫
કોઇને ગૌલોક વૈકુંઠધામ, બતાવે એ સમેરે લોલ;
કોઇને તીર્થંકર પેગંબર, દેખાડે તે ગમેરે લોલ. ૬
પ્રતાપ દેખાડતા દેશવિદેશ, પ્રભુજી વિચરેરે લોલ;
આશ્રિત થાયે જે નરનારી,તેને સુખીયા કરેરે લોલ. ૭
સોરઠ કાઠીયાવાડ ગુજરાત, ઝાલાવાડમાં ફર્યારે લોલ;
ઢંઢાર દેશ ભાલ વડતાલમાં,પ્રભુ બહુ વિચર્યારે લોલ. ૮
ચરિત્ર કરતા દેશોદેશ, પ્રતાપ જણાવતારે લોલ;
સામર્થ શામળીઆનું જોઇ, શરણે જન આવતારે લોલ.૯
અલૌકિક અલબેલાની રીત, જુઓને આ સમેરે લોલ;
દાસ ઘેલો કહે સાંભળતાં,તે મુજને અતિ ગમેરે લોલ.૧૦

પદ ૧ લું.

રાગ ગરબી "છેલાનંદના હો લાલરે."—એ ઢાળ.

ભલે પ્રગટ્યા મહારાજરે, પૂરણ પુરૂષોત્તમ આવી લટકાળા હો લાલ રે;મોહન મૂર્ત્તિ મન ભાવી. એ ટેક. પ્રીતમ કરશું પામણા, હું જોવાને જાઇશ આજ મહારાજરે૦ પૂરણ ॥૧॥ ભુધર ભુવન પધારશે, મારા સરશે

સઘળાં કાજ, મહારાજરે૦ પૂરણ ॥૨॥ અલબેલો વેહેલા આવશે, સાથે લાવશે સંત સમાજ. મહારાજરે૦ પૂરણ ॥૩॥ સ્વામિ સહજાનંદજી છો, દાસ ઘેલાના શિરતાજ. મહારાજરે૦ પૂરણ ॥૪॥

पद २ जं.

વ્હાલો દીન દયાળરે, આવીને ઉભા ઓસરીએ. કર્યું તિલક કેશર કેરૂં ભાલરે, સુંદર વર રૂડા હારએ ટેક. સોળે શણગાર હરિએ અંગે ધર્યા છેરે, હું તો નિરખી થયો છું નિહાલ. દયાલરે૦ આવીને ઉભા ॥૧॥ ભાવતાં ભોજન સુંદર કીધાંરે, તમે આરોગોને થાળ દયાલરે૦ આવીને ઉભા. ॥૨॥ મુખવાસ લઇને સેજ પધારોરે, વ્હાલા વધારોને વહાલ. દયાલરે૦ આવીને ઉભા ॥૩॥ આરતી ઉતારી પ્રભુ ઘેલો કહેછેરે, તમને પોઢાડું લાલ. દયાલરે૦ આવીને ઉભા. ॥૪॥

पद ३ जुं.

ગુણવંતા ગોપાળરે, સભા મંડપમાં બિરાજે છે, સંત બેઠા અપારરે; દરશનથી દુઃખ ભાગે છે. ટેક સુંદર પાઘ શિર ઉપર [illegible] જોઇ છોગલું જાઉં બલિહારે ગોપાળરે૦ સભા [illegible] અલંકાર [illegible] ધર્યા છેરે; હરિજનને પહેરાવે છે હાર ગોપા-

લરે૦ સભા મંડપમાં. ॥૨॥ પ્રત્યક્ષ પ્રભુજી સભામાં શોભે છે રે, સંત ભમર કરે છે ગુંજાર ગોપાલરે૦ સભા મંડપમાં. ॥૩॥ મનહર મૂર્ત્તિ મોહનવરનીરે, દાસ ઘેલાના તમે આધાર ગોપાલરે૦ સભા મંડપમાં. ॥૪॥

પદ ૪ થું.

હરિકૃષ્ણ મહારાજરે, હાથે અભય પદ આપે છે; કરી રક્ષા મહારાજરે,જન્મ મરણ દુઃખ કાપે છે. ટેક. શરણાંગત જે દરશન આવેરે, તેને કૃપા કરેછે દયાલ મહારાજરે૦ હાથે અભયપદ ॥૧॥ દેશ દેશથી હરિજન આવેરે, તેને દર્શન દ્યો છો દયાલ મહારાજરે૦ હાથે અભયપદ. ॥૨॥ ઉદારતા અલબેલાની આજેરે, જાણી ઘણી છે દયાલ મહારાજરે૦ હાથે અભયપદ.॥૩॥ ઘેલાના સ્વામી ભલે બિરાજ્યારે, ઉત્તમપુરીમાં દયાલ મહારાજરે૦ હાથે અભયપદ ॥૪॥

પદ ૧ લું ॥ રાગ સારંગ. ॥

હરિવર જોયા મેં હરખે ભરી,
મારા જન્મ મરણ કેરી શંકા ટળી. હરિવર ટેક.
ગોરે ગોરે તનપર ભૂષણ સોહીએ,
અવલોકી મુખ દુઃખડારે ખોઇએ,
નિરખ્યું ભાલ તિલક કેશરનું વરી. હરિવર૦ ॥૧॥

અધુર અમૃત જાણે રસના ભરેલા,
પ્રિત કરી મેં તો ઉરમાં ધરેલા;
પ્યારાં નેણ સલુણાં જોયાં ફરીરે ફરી. હરિવર૦ ॥૨॥
કરમાંરે પુષ્પ ગુલાબનું લઇને,
મનડાં હર્યાં મંદ હાસ્ય કરીને;
કર લટકામાં મ્હારી વૃત્તિ ઠરી હરિવર૦ ॥૩॥
સંત સભામાં વ્હાલો આવી બિરાજે.
શિરપર પાઘ છોગલીયું રે છાજે;
એતો ઘેલાના નાથ રાખું ઉરમાં ધરી. હરિવર૦॥૪॥

પદ ૨ જુ.

સહજાનંદ સ્વામીપર વારી વારી જાઉં,
હું તો ગુણ નિધિ ગુણલા તમારા રે ગાઉં. સહ૦ ટેક.
જેને અલખ પુરૂષ અવિનાશી કહ્યા છે.
તે પ્રત્યક્ષ પ્રભુજી મૂર્તિમાં રહ્યા છે;
વ્હાલા નિત્ય નિરખી હું તો કૃતારથ થાઉ. સહ૦ ॥૧॥
મન મોહન મારે મંદિરે આવ્યા,
પ્રેમ પુષ્પ મોંઘે મોતીડે વધાવ્યા;
પ્યારૂં મુખડું જોઇ મનમાં હરખાઉં. સહ૦ ॥૨॥
જુગતેથી જીવન જીવમાં જડ્યા છે,
હેતે કરી વ્હાલો આવી મળ્યા છે;

કુડાં કુબુદ્ધિડાથી હવે શીદ ગભરાઉં. સહ૦ ॥૩॥
ચિન્હ અનુપમ ઉરમાં ઉતારૂં,
સુખનિધિ સર્વસ્વ તમપર વારૂં;
નિરખી દાસ ઘેલાનો નાથ સુખીઓ થાઉં.સહ૦ ॥૪॥

પદ ૩ જું.

અલૌકિક જોને સખી વાત વરી,
વ્હાલે લાખ ચોરાશી માફ કરી. અલૌકિક૦ ટેક.
ધર્મવંશી ધરણીપર આવી,
ભાકત ધર્મની ધ્વજા ચડાવી;
નિષ્કામ વૃત્ત પાળે આપ હરિ. અલૌ૦ ॥૧॥
મુમુક્ષુ જન જે શરણે આવે,
પચ વર્ત્તમાન આપી નિયમ પળાવે;
રખાવે આજ્ઞા ઉરમાં દ્રઢ કરી. અલૌ૦ ॥૨॥
સાધન સર્વે સોંઘાં કીધાં,
વનનાં સુખ વાલે અહિં કને દીધાં;
અલભ્ય વસ્તુ વ્હાલે સુલભ કરી. અલૌ૦ ॥૩॥
મોક્ષદાન વ્હાલે હાથ ધર્યું છે,
અનેક જીવોનું કાજ સર્યું છે;
દાસ ઘેલાના સ્વામીની રીત ખરી. અલૌ૦ ॥૪॥

પદ ૪ થુ.

આજ અવિનાશી વ્હાલો અઢળ ઢળ્યા,
મારે આનંદ કેરા ઓઘ વળ્યા. આજ૦ ટેક.
હેતે વરી હું તો હરિવર સાથે,
મેણું માવાનું મેં લીધું છે માથે;
મારે ભુધર સુખ દુઃખ માંહી ભળ્યા. આજ૦ ॥૧॥
મલપતા માવો મંદિર આવ્યા,
ચોંપે કરી ચિત્તમાં પધરાવ્યા;
તે કોઇથી વ્હાલો નવ જાય કળ્યા આજ૦ ॥૨॥
ખાધું બગાસું ને સાકર આવી,
તેવી પ્રભુજીએ રીત ચલાવી;
મારા અવળા પાસા સવળા પડ્યા આજ૦ ॥૩॥
તપ જપ વૃત્ત મેં કંઈ નથી કીધું,
મનક્રમ વચનેથી શરણું લીધું;
દાસ ઘેલો કહે તેનાં ભાગ્ય ફળ્યાં. આજ૦ ॥૪॥

પદ ૧ લું.

રાગ કાફી–ભૈરવી.

અલબેલા ઘરે આવોરે લાલ, મોહન મોરલી વાતા
મધુરે મધુરે સુર ગાતારે લાલ; મોહન મોરલી વાતા. ટેક
વાટ જોઇ ઉભી ક્યારની, વેહેલા પધારો કરી દ-

ચારે લાલ૦ મોહન મોરલી વાતા.॥૧॥* સ્વામી બ્રહ્મા-
નંદે પૂછ્યું, તે વાત યાદ કે ભૂલી ગયારે લાલ૦ મો-
હન મોરલી વાતા. ॥૨॥ પ્રીતમ રાખીશ પ્રેમથી,
પળભર નહિં દઊં જવારે લાલ૦ મોહન મોરલી વાતા
॥૩॥ દાસ ઘેલાના ઉરમાં રહો, ધરમકુંવર મતવાલારે
લાલ૦ મોહન મોરલી વાતા ॥૪॥

પદ ૨ જું

ગુણસાગર ઘનશ્યામરે મહારાજ, ભક્તિનંદન મારા
બેલી છો. મારા આત્માના આરામરે મહારાજ; ભક્તિ-
નંદન મારા બેલી છો, ટેક એકાંતિક ધરમ કારણે,
પ્રગટ થયા પ્રભુ આપરે મહારાજ૦ ભાક્તનંદન, ॥૧॥
અધમ ઓધારણ નાથ છો હું, જપું તમારો નિત જાપરે
મહારાજ૦ ભક્તિનંદન ॥૨॥ અલૌકિક અલબેલડા,
લીલા તમારી સુખ કાજરે મહારાજ૦ ભાક્તનંદન ॥૩॥
અક્ષરાતીત ગુણાતીત છો, વંદુ ઘેલાના નાથ જોડી
હાથરે મહારાજ૦ ભક્તિનંદન. ॥૪॥

પદ ૩ જું

નિશદિન આવાનેઆવારે દયાળ, અવિનાશી રેજો

* સ્વામી બ્રહ્માનદે પૂછ્યુ કે:—"કૃષ્ણા અવતારમાં વાંસળી
વગાડી હતી, તે યાદ છે કે નહીં?

અંતરમાં; પ્રીતમ કરી પ્યારરે દયાળ, અવિનાશી રેજો અંતરમાં એ ટેક. સ્વેત વસ્ત્ર હરિએ અંગપર, પેહેર્યા સ્વેત ફુલું કેરા હારરે દયાળ૦ અવિનાશી. ॥૧॥ સ્વેત પાઘ ધરી શિરપર, સ્વેત છોગલું છટાદારરે દયાળ૦ અવિનાશી. ॥૨॥ સ્વેત શણગાર રૂડા શોભતા, સ્વેત રૂમાલ ધર્યો હાથરે દયાળ૦ અવિનાશી. ॥૩॥ દિવ્ય સિંહાસન ઉપરે જોયા, દાસ ઘેલાનો નાથરે દયાળ૦ અવિનાશી. ॥૪॥

પદ ૪ થું.

ધર્મકુંવર હરિકૃષ્ણરે મહારાજ, લેરખડા રંગ લ્હેરી છો; મારા પ્રીતમ પ્રાણ આધારરે મહારાજ લેરખડા. રંગ લહેરી છો. એ ટેક. દયાસિંધુ તમે નાથ છો, ઉતારજો ભવપારરે મહારાજ૦ લેરખડા ॥૧॥ મુજ અબળાની વિનતી, જાણીને લેજો સંભાળરે મહારાજ૦ લેરખડા ॥૨॥ આ અવસરે અલબેલડા, મુકું ન તમારો સાથરે મહારાજ૦ લેરખડા. ॥૩॥ દાસ ઘેલાના વાલમા, મેહેર કરી ઝાલો હાથરે મહારાજ૦ લેરખડા. ॥૪॥

પદ ૧ લું. રાગ ભેરવ.

ભાક્ત ધર્મ સુત આજ લાડીલો, આનંદઘન વરસાવેછે; કૃપાનિધાન ભગવાન્ આજ, સત્સંગમાં સુખ

વરતાવે છે. ટેક. અધમ ઉદ્ધારણ પતિત પાવન અશરણ શરણ કહાવે છે (૨) અનાથોનો નાથ વ્હાલો, ભક્તોને મન ભાવે છે૦ ભકિતધર્મ ॥૧॥ પાશ્ચમ ભૂમિનાથ પધારી, નિજજનને લાડ લડાવે છે (૨) શરણાગત જે દરશન આવે, તે મનવાંચ્છિત ફળ પાવે છે૦ ભક્તિ. ॥૨॥ જયમ આષાઢી ઘન ચઢી વરશે, સહુને આનંદ આવે છે; (૨) જિજ્ઞાસુ તો રાજી થાયે; દુષ્ટ જવાસા સુકાવે છે૦ ભક્તિ૦ ॥૩॥ આનંદ આનંદ આનંદ આજે, સત્સંગમાં મને આવે છે; (૨) દાસ ઘેલાનો નાથ દયાળુ સંતોમાં દરશાવે છે૦ ભક્તિ ॥૪॥

પદ ૨ જું.

સહજાનંદ આનંદકંદ આજ, મુર્તિમાંહી સોહાવે છે સનમુખ બેસી ધ્યાન કરે તેને,અંતર સુખ અતિ આવે છે; (૨) ટેક આજે અલૌકિક રીત તમારી, અલબેલાજી કહાવે છે; (૨) એકાંતિકનો ધર્મ ચલાવ્યો, તે સંત જનોને બહુ ભાવે છે૦ સહજાનંદ. ॥૧॥ બાઇઓ ભાઈઓ ભિન્ન રહી, પ્રભુ ભજ્યામાં હરખાવે છે;(૨) ન્હોતી દીઠી ન્હોતી સાંભળી વ્હાલો, એવી રીત ચલાવે છે૦ સહજાનંદ. ॥૨॥ સુખેથી હરિ ભજન કરે સહુ, અડચણ કોઇને ન આવે છે; (૨) કથા કીર્ત્તન આનંદ થાયે,

ધન્ય ધન્ય જન કહાવે છે૦ સહજાનંદ ॥૩॥ મહા મુક્તો હરિ સંત સભામાં, આનંદ મંગળ ગાવે છે; (૨) દાસ ઘેલો કહે નિત્ય દરશન કરીએ, ભવનાં દુઃખ દુર જાવે છે૦ સહજાનંદ. ॥૪॥

### પદ ૧ લું. રાગ ભેરવી

ગુલાબમેં ગોપાલા બસે, ગુલલાલામે ગિરિવરધારી બસે.(૨)ટેક ચંપેમેં ચતુર્ભુજ,ચારો ચિત્ત ચોપી રહ્યો, માલતીમેં મુકુંદ મુરારી બસે; પ્યારો. (૨) ગોલાબમેં ગોપાલા૦ ॥૧॥ નરગીઝમેં નારાયણ બિરાજે, અકુલ બોલસરીમેં બિહારી બસે (૨) ગુલાબમેં૦ ॥૨॥ દાવદીમેં દિનોનાથ, માધવ હય મોગરેમેં; ચમેલીમેં ચિદાનંદ જારી બસે; પ્યારો (૨) ગુલાબમેં૦ ॥૩॥ ઘેલો કહે પ્રભુ સબ ફુલુંમેં, ભક્તિનંદન ભય હારી બસે;(૨) પ્યારો ગુલાબમેં૦ ॥૪॥

### પદ ૨ જું.

સહજાનંદ સુખકારી છો, પ્યારા ભક્ત વત્સલ ભયહારી છો પ્યારા ટેક. ભુખ્યાના ભંડાર ભૂધર છો, તરશ્યાનાં પ્રભુ વારી છો; પ્યારા ( ૨ ) સહજાનંદ ॥૧॥ અપંગનીઆંખો અલબેલા, લુલાની તમે લારી છો; પ્યારા. (૨) સહજાનંદ૦॥૨॥ નિર્ધનીઆનું ધન પ્રીત-

મજી, દરદીનાં દિલદારી છો. પ્યારા. (૨) સહજાનંદ૦ ॥૩॥ ઘેલાના પ્રભુ છો પ્યારા, અવતારૂના અવતારી છો; પ્યારા (૨) સહજાનંદ૦ ॥૪॥

પદ ૧ લું.—બિભાસ.

જગાડે યશોદા મૈયા નંદના કુંવર જાગો. એ ઢાળ.

છોગાવાળો છેલ મને કાંઈ ન જોઇએ રે,
કાંઈ ન જોઇએરે મને કાંઈ ન જોઇએ રે૦ એકછો. એ ટેક.
હરતાં ને ફરતાં વાલા સામું ટોઇએરે,
જગજીવનનુ મુખડું દેખી, દુઃખડાં ખોઇએરે. એક છો. ૧
ઉઠીને અલબેલાજીમાં ચિત્ત પ્રોઇએરે,
કામકાજ કરતાં હરિનું, ધ્યાન સોઇએરે એક છો. ૨
રૂડું ઘનશ્યામ તમારૂં મુખડું જોઇએરે,
કોડિલુ કામણગારૂ, જોઇને મોહિએરે. એક છો. ૩
હેતેથી શામળીઆને સંભાળો બોઇએરે,
દાસ ઘેલો યહ નામ લેતાં, પાપ ધોઇએ રે. એક છો. ૪

પદ ૨ જું.

થઇ સોહાગીરે હું તો થઈ સોહાગીરે,
પાતળીઆથી પ્રીત કરીને થઇ સોહાગીરે. એ ટેક.
સુતી હતી હું મોહનિદ્રામાં ઝબકી જાગીરે,
ધીમે સ્વરે મોહનજી, મોરલી વાગીરે૦ થઇ૦ ૧

મોહન ક્યારે મળશે એવી ઝંખના લાગીરે.
સુજે નહિં કાંઈ જાઉં સર્વે ત્યાગીરે૦ થઈ૦ ૨
વા'લાજીની વાટ જોઇ થઇ અનુરાગીરે,
આવે છે અલબેલો જોને ઝાલરી ગાજીરે૦ થઇ૦ ૩
દર્શન કરતાં દયાળુનાં મુક્તિ માગીરે,
દાસ વેલો કહે પ્રગટ મળ્યા જુઓ જાગીરે થઇ૦ ૪

પદ ૩ જું

હું લોભાણીરે જોઈ હું લોભાણીરે.
મોહનજીની મુર્તિ જોઈ હું લોભાણીરે —ટેક
સુંદર વાઘા પહેર્યા પાઘ બાંધી મન માનીરે,
ઊજાગરે અલબેલાજીની આંખો અલશાનીરે હું લો૦ ૧
ભાલ તિલક કેશરનું જોઇ હું ભરમાણીરે.
સૂર્યમાંથી નીકળી કિર્ણુ સોનાની જાણીરે હું લો૦ ૨
ડોલરીઓ બેઠા સભામાં સારંગ પાણીરે,
કરનાં લટકાં કરતાં બોલે મીઠી વાણી. હું લો૦ ૩
જોઈ જીવનની મૂર્ત્તિ હું તો ત્યાં અચકાણીરે,
દાસ વેલાના સ્વામીએ લીધું મનડું તાણીરે હું લો૦ ૪

પદ ૪ થું.

મંગલકારીરે આજે મંગલકારીરે,
મુર્તિ મહારાજની આજે મંગલકારીરે. મુર્તિ૦ ટેક.

ચિંતવન કરતાં ચતુરનું જાય મનડું હારીરે,
નિરખતાં નેણામાં આવે આનંદ ભારીરે. મુર્તિ૦ ૧
જોઇ જોઇ પ્રીતેથી લઇએ ઉરમાં ધારીરે,
અંતરમાં અવિનાશીજીને લ્યો ઉતારીરે. મુર્તિ૦ ૨
હું હરીની હરી મારા એવું વિચારીરે,
ટેક ગ્રહો એ સૌથી સારી સુખ કરનારીરે. મુર્તિ૦ ૩
બીજું કાંઇ રૂચે નહિં મનમાં મુરારીરે,
દાસ વેલાના નાથ રાખું ઉર સંભાળીરે. મુર્તિ૦ ૪

પદ ૧ લું.

પ્રભુનો મારગ પૂછો રાજ—એ રાગ.

લેરખડા રંગ લે'રી છો. એ ટેક.
મારા પ્રાણથકી છો પ્યારા લાલ લેરખડા૦ ૧
ભક્તિનંદન ધર્મ દુલારા લાલ. લેરખડા૦ ૨
જે ભવદુઃખભંજન કહાવે લાલ લેરખડા૦ ૩
તે નેણુમાં દરશાવે લાલ. લેરખડા૦ ૪
અલબેલો અઢળક ઢળીઆ લાલ. લેરખડા૦ ૫
ભુધર સુખદુઃખમાં ભળીઆ લાલ. લેરખડા૦ ૬
શું મલપતા મંદિર આવે લાલ. લેરખડા૦ ૭
મન આનંદ અતિ ઉપજાવે લાલ. લેરખડા૦ ૮
મારા ભાગ્ય અલૌકિક જાગ્યાં લાલ. લેરખડા૦ ૯

ભવ ભટકણ દુઃખડાં ભાગ્યાં લાલ. લેરખડા૦ ૧૦
સત્સંગથી સુખ આવ્યું લાલ લેરખડા૦ ૧૧
જયમ છે ત્યમ સત્ય જણાયું લાલ. લેરખડા૦ ૧૨
હું તો સંત સમાગમે રાજી લાલ લેરખડા૦ ૧૩
સુધરી છે સર્વે બાજી લાલ લેરખડા૦ ૧૪
દાસ ઘેલે શરણું લીધું લાલ. લેરખડા૦ ૧૫
મારૂં કારજ સવ સીધ્યું લાલ. લેરખડા૦ ૧૬

પદ ૨ જું.

મન મોહન મન માન્યા છો. એ ટેક
હુ પ્રીતે કરી જગાડું લાલ. મન મોહન૦ ૧
ચરણુંમાં ચિત્ત લગાડું લાલ મન મોહન૦ ૨
રૂડા બાજોઠે પધરાવું તાલ. મન મોહન૦ ૩
નિરમળ નીરે નવરાવું લાલ. મન મોહન૦ ૪
અંગોઅંગ સુંદર નિરખું લાલ. મન મોહન૦ ૫
ચિન્હ જોઇ મનડું હરખ્યું લાલ. મન મોહન૦ ૬
પ્રેમે પીતાંબર પેહેરાવું લાલ. મન મોહન૦ ૭
ચંદનહાર તોરા ધરાવું લાલ મન મોહન૦ ૮
ભોજન ભાતભાતના લાવું વાલ. મન મોહન૦ ૯
જુગતેથી જીવન જમાડું લાલ. મન મોહન૦ ૧૦
જમાડી મુખ મંજન કરાવું લાલ. મન મોહન૦ ૧૧

સુંદર જલ લાવી ધરાવું લાલ. મન મોહન૦ ૧૨
રૂડાં પાન બીડાં સોપારી લાલ. મન મોહન૦ ૧૩
આપી તમપર જાઉં વારી લાલ. મન મોહન૦ ૧૪
આરામ કરી સુખ લેજો લાલ. મન મોહન૦ ૧૫
ઘેલાના ઊરમાં રહેજો લાલ. મન મોહન૦ ૧૬

પદ ૧ લું.

ગિરિધર રસીઆ—એ રાગ

અલબેલા આવો ના તરશાવો મ્હારા નાથરે,
દીન જાણીને હવે તજશો ન પ્યારા હરિ એ ટેક.
આવો અલબેલા વ્હાલા દરશન દેવારે,
પ્રેમે બજાવું પ્યારા પ્રીતમ સેવારે;
હેતે કરીને રાખું હઇડા મોઝારરે દીન જાણીને૦ ૧
તનમન ધન તમ ઉપર વારૂંરે,
કુરબાન તમપર જીવન મારૂંરે;
શ્યામ સલુણા મારા હૈયા કેરા હારરે. દીનજાણીને ૨
સુંદર સેજ બિછાવી તમ કાજેરે,
વાટ જોઈ ઉભી હું દરવાજેરે;
લાલા લટકાળા ઝાઝી શાને કરો વારરે. દીનજાણીને ૩
ભાક્તનંદન ભવસાગર તારોરે,
હેતે ગૃહોને પ્રભુ હાથ અમારોરે;
દાસ ઘેલાના નાથ તમારો આધારરે. દીનજાણીને. ૪

## પદ ૨ જું.

હે દીનબંધુ કૃપા સિંધુ મારા નાથરે,
ચરણ તમારા હું તો સ્નેહે સંભારૂં હરિ;
માનું અક્ષરાતિત તમારાં સાક્ષાતરે,
પ્રિતે કરીને મ્હારા હૃદયામાં ધારૂં હાર૦ એ ટેક.
રવિ શશિ બ્રહ્માભવ સપ્ત રૂષિ આદિક,
સારદ શેષ અરૂ શુક સનકાદિક;
મહિમા તમારો નવ જાણે સુર રાજરે ચરણ૦ ૧
ભૂષણ ભૂમિનાં નર આવીને સેવે રે,
સંશય કીધો મુનિ નારદ જેવેરે,
આ અટપટી વાત એકાંતિકથી જણાય રે ચરણ૦ ૨
સગરામ જોબન પગી માનુભા પાપીરે;
અધમ ઓધાર્યા વ્હાલા મોક્ષપદ આપી રે;
શરણાંગતોની તમે રાખી પ્રભુ લાજ રે. ચરણ૦ ૩
મુકતોને મળવા વ્હાલો અહિં કને આવ્યારે,
તેથી ચરણ દાસ ઘેલે પધરાવ્યારે;
સંત હરિ ભકતોને પ્રસન્ન કરવા કાજરે ચરણ૦ ૪

## પદ ૧ લુ.

"હાંરે સૈયાં પડું મેં તોરે પૈયાં."—એ રાહ
આવો આવો અલબેલા ઘરે આવો,

ભુધર મન ભાવો છો. ટેક.
હું તો દાસી છઉં તમારી,
ગુણવંતા ગિરિધારી;
શામલીઆ, પાતલીઆ, ડોલરીઆ,
વ્હાલા શું તરશાવો છો. આવો૦ ૧
મ્હેં મુખડું જોયું તમારૂં અધરપરવારૂં,
રૂપાળા મરમાળા લટકાળા;
સુંદર મુખ મલકાવો છો. આવો૦ ૨
વ્હાલા આડી નજરે નિહાળી,
હવે તો હદવાળી;
મન લીધું કાંઇ કીધું સુખ દીધું,
પ્યારા શું લલચાવો છો, આવો૦ ૩
દાસ વેલાના અંતરયામી,
છો સહજાનંદ સ્વામી;
ભયહારી જાવું વારી બલિહારી,
અધમ ઉદ્ધારણ કહાવો છો આવો૦ ૪

પદ ૨ જું.

હું તો હરખે વધાવા જાઊં, મોહન મતવાલાને ટેક.
વ્હાલે કોટરા કપટીને મારી,
ભક્તોની પીડા ટાળી;

લટકાળે મટકાળે મતવાલે,
માર્યો દુષ્ટ કાલિદત કાળાને. હુંતો૦ ૧
મહા દુષ્ટ જગતમાં જોરાણ,
હડકાયાં જેવાં શ્વાન;
મતપંથી પાખંડી અડબંગી,
મારી પાડ્યા ભુંડા ભમરળાને હુંતો૦ ૨
મોટા પંચ વિષયને મોડ્યા,
કુબુદ્ધિ કિલ્લા તોડ્યા;
અધર્મી બેશર્મી ખટઊર્મી,
કાઢ્યા કુડા ઘાટ ઘડનારાને. હુંતો૦ ૩
નાથ ઘેલાના દુઃખ નિવારો,
ભવ ભટકણ ટાળો;
શિર ઘોળ્યું મન જોડયું નહિ છોડું,
પ્યારા મારા ધર્મ દુલારાને હુંતો૦ ૪

પદ ૧ લું.—રાગ દેશ

આવો ધર્મકુંવર ડોલરીઆ, ઘનશ્યામજીરે; (૨)
નિરખું ચરણુંના ચિન્હ રૂડાં, નિષ્કામથીરે—એ ટેક
સ્વસ્તિનું ચિહ્ન છે અતિ સારૂં,
મંગલ સુખ એતો દેનારૂં.
તેથી ચિત્તના કાઢું બ્હારૂં. એના ધ્યાનથીરે. આવો ૧

અષ્ટકોણ જે ચિહ્ન કહાવે,
અષ્ટ આવરણથી તે દુર કરાવે;
સહેજે વૃત્તિ ઉખાડે. સકળ જહાનથીરે૦ આ. ૨
અંકુશ મન હસ્તિને વારે,
ચિત્ત બુદ્ધિ અહંકારને ટાળે;
ચરણુંમાં ચિત્ત રખાવે વિના દામથીરે૦ આ. ૩
કેતુ ઉત્તમ માર્ગ બતાવે,
પ્રભુને માર્ગે સુખે ચલાવે;
પંચ શત્રુ ધ્રુજે છે એ નિશાનથીરે૦ આ. ૪
પદ્મનું જે ચિન્હ સંભાળે,
ભવાબ્ધિથી પાર ઉતારે;
મેળવી આપે પ્રેમે, અક્ષરધામથીરે૦ આ. ૫
ઉર્ધ્વરેખા અતિ સુંદર સારી,
તેમાં મનોવૃત્તિ રાખું મારી;
હરિમાં હેત વધારે, આઠો જામથીરે૦ આ ૬
જંબુ ખટ રસથી દુર રાખે,
પ્રભુનો રસ પ્રીતેથી ચાખે;
બીજું ખારૂં કરાવે, શુદ્ધ જ્ઞાનથીરે૦ આ. ૭
વજ્ર ચિન્હ તો મહા બળવાળું,
અવિદ્યા કુળ કાઢે અંધારૂં;

નિશદિન એને ધારૂં, પૂરણ હામથીરે. આ૦ ૮
જવનું ચિન્હ પ્રભુ સ્નેહ કરાવે,
વેગે પ્રભુથી જઇ મળાવે;
હરિથી ધુન લગાવે, સુખે આરામથીરે. આ૦ ૯
દક્ષિણ પદનાં ચિન્હ એ સારાં,
સુખ સંપત્તિ એ તો દેનારાં;
ઘેલો કહે ધ્યાન કરાવે, હેતે એ નામથીરે. આ૦૧૦

પદ ૨ જું

વામ ચરણનાં ચિન્હ સંભાળુ, પ્યારા નાથજીરે;
હરખે હૈડામાં હું ધારૂં, થઇ સનાથજીરે. એ ટેક
મીન પ્રભુથી પ્રીત કરાવે,
પ્રભુ વિના જરી એ ન રહાવે;
એ ગુણ એવા આપે એની જાતથી રે વામ૦ ૧
ત્રિકોણનું જે ચિન્હ છે સારૂં,
ત્રણે ગુણનું જ્ઞાન દેનારૂં;
નિત્ય સ્પર્શી સુખ લઉં હું,મારા હાથથીરે. વા૦ ૨
ગોપદનું જે ચિન્હ સંભાળે,
દુઃખનો સિંધુ સહેજે તારે;
આવરણ કોઈ ન મુંઝાવે, કાઢે એ ધાતથીરે. વા૦ ૩
ધનુષ્ય ચિન્હ અતિ મરમાળું,

પંચ વિષયથી કાઢે બ્હારૂં;
અહોનિશ બચાવે, કુસંગના સાથથીરે. વા૦ ૪
વ્યોમ ચિન્હ તો નિત્ય સંભાળો,
બ્રહ્મરૂપ થઇ પ્રભુને ધારો;
શિદ ભટકો છો મૂકી, સાચી વાતજીરે. વામ૦ ૫
અર્ધચંદ્ર તો અતિ રૂપાળું,
માયાનું ટાળે અંધારૂં,
તેજ એતો બતાવે, સાક્ષાતથી રે વામ૦ ૬
વામ ઊર્ધ્વ રેખા અતિ સારી,
સર્વે સદ્‌ગુણને દેનારી;
તેમાં વ્રતી ઠરાવું, ભલી ભાતથી રે વામ૦ ૭
કલશ છે અમૃત રસ ભરીયો,
લઇ પ્રીતેથી અંતરમાં ધરીયો,
કલ્યાણનો બેડો ચડાવે ખરે ખાંતથી રે વામ૦ ૮
રક્ત કમળ સમ તળિયાં રાતાં,
અંગોઅંગ ચિન્હ અતિ સોહાતાં;
ધ્યાન કરીને ધારો, દિનરાતથી રે. વામ૦ ૯
નખ શિખથી જે ધ્યાન કરે છે,
સદા પ્રભુને ઊરમાં ધરે છે;
દાસ ઘેલો કહે છુટે, યમનાં ત્રાસથી રે. વામ૦ ૧૦

### પદ ૧ લુ.—રાગ ધનાશ્રી.

તમે તમારા બ્રદ સામું જોઈ,
વ્હાલા મારા અવગુણ જોશોમાં કોઇ. ટેક.

હે દિનબંધુ મને આરે સંસારમાં, (૨)
માયાએ લીધો અવળોઈ, વ્હાલા મારા૦ ॥૧॥

પાંચ શત્રુઓ મારી પુઠે ભમે છે, (૨)
તેણે મારી શુદ્ધ બુદ્ધ ખોઈ. વ્હાલા મારા૦ ॥૨॥

સરવસ હવે હુંતો હારીને બેઠો, (૨)
તમ વિના કોઈ મારૂં નવ હોઇ. વ્હાલા મારા૦ ॥૩॥

ઘેલાના પ્રભુ ભક્તિ મને આપી, (૨)
દાસ કરોને નિરમોહી. વ્હાલા મારા૦ ॥૪॥

### પદ ૨ જું

શરણાગતને ઉગારો, હવે મને હરિવર પાર ઉતારો. ટેક

અધમ ઉદ્ધારણ પતિત પાવન, (૨)
જોશો નહિં સારો કે નઠારો. હવે મને હરિવર૦ ॥૧॥

તપ તિર્થ વૃત્ત કાંઇ નથી કીધુ, (૨)
આશરો એક તમારો. હવે મને હરિવર૦ ॥૨॥

ભવસાગરમાં હું ભટકું છું, (૨)
હાથ ઝાલીને કાઢો બ્હારો. હવે મને હરિવર૦ ॥૩॥

આગે પ્રભુ તમે અનેક ઉદ્ધાર્યા, (૨)
દાસ ઘેલો કહે હવે અમારો વારો. હવે મને હરિ૦ ॥૪॥

પદ ૧ લું.

રાગ—એમન કલ્યાણ.

મોહે તો હરિકૃષ્ણ સોહાવે, (૨)
તુમ બિના કોઈ નજરે ન આવે મોહે તો૦—એ ટેક.
શ્રી ભુજકે મંદિરમેં આપ બિરાજો, (૨)
નિરખત આનંદ આવે. મોહે તો૦ ॥૧॥
નરનારાયણ બાજુપે સોહીએ, (૨)
દેખત મન હરખાવે. મોહે તો૦ ॥૨॥
સુંદર શ્યામકી માધુરી મૂર્તિ, (૨)
ગુની મુનિજન યશ ગાવે. મોહે તો૦ ॥૩॥
દાસ ઘેલાનો નાથ નિરખવા, (૨)
નેણાં મોરાં તરસાવે. મોહે તો૦ ॥૪॥

પદ ૨ જું.

નરનારાયણ શ્યામ સુંદર,
નિરખી પુલકિત ઉઠત અંતર. ટેક,
બદરીપતિ હરિ આપ બિરાજે,
છત્ર ચમર સોવત શિરપર. નર૦ ॥૧॥
ઝરકશી જામા પેહેર્યા અભિરામા,

શિરપર પાઘ તોરા ધર્યા મનહર. નર૦ ॥૨॥
ઉરપર હાર હઝારી શોભિત,
અલંકાર ધર્યા પ્યારે સુખકર. નર૦ ॥૩॥
દિવ્ય સિંહાસન હરિજીકો આસન,
દાસ ઘેલો કહે નિરખું નજર ભર. નર૦ ॥૪॥

પદ ૧ લું.

મહેબુબ મિલંધા મેનું–એ રાહ.

મારા મોંગા મુલા માવા, હવે નહિં દઉં તમને જાવા; આવું હેત કરી બોલાવા,હવે નહિં દઉં તમને જાવા.ટેક. પ્રીતમ તમને પહેરાવશું. શુભ લૈ સોનેરી વાઘા લાલ, (૨) સુંદર છોગલાં લાવશું, પાઘ ઉપર ધરાવા. મારા મોંઘા૦ ॥૧॥ ફૂલડે સેજ બિછાવશું, પ્રભુ તમને પધરાવા લાલ. પ્રભુ (૨) હાજર રહેશું હઝુરમાં, લેશું મીઠા લ્હાવા. મારા મોંઘા૦ ॥૨॥ એકાંતે કરશું વાતડી વિયોગી એ વ્હાલા લાલ; (૨) મંદિરે આવો મલપતાં, મને ચતુરાઈ શિખવા. મારા મોંઘા૦ ॥૩॥ અજ્ઞાન અંધારૂં ટાળવા રાખું, ઉરમાં તમને પ્યારા લાલ; (૨) દાસ ઘેલાના નાથને આવું,હરખે ભરી વધાવા.મારા મોંઘા૦૪

પદ ૨ જું.

મીઠા વચનામૃતની વાતો,અદ્‌ભુત તમારી કહાવે;

નિગમ નેતિ નેતિ બોલે, પણ તોલે તેને ન આવે. ટેક. જીવ ઇશ્વર માયા બ્રહ્મ પરિબ્રહ્મનું નિરૂપણ આવે લાલ; (૨) સાંખ્ય યોગ પંચરાત્ર વેદાંતનો, રહસ્ય તેમાં દરસાવે. મીઠા૦ ॥૧॥ ત્યાગ વૈરાગ્ય જ્ઞાન ધ્યાનની, વાત અતિ સમજાવે લાલ; (૨) કામ, ક્રોધ, મદ મોહ લોભનો, સ્વર્ગ નિષેધ કરાવે. મીઠા૦ ॥૨॥ વચનામૃત હરિ મુખની વાણી, સુણી સૌ શાંતિ પાવે લાલ; (૨) બીજા નાસ્તિક શાસ્ત્રો સુણતાં ઉલટી બુદ્ધિ ભરમાવે. મીઠા૦ ॥૩॥ વેદની ધુની મુનિજન જાણી, તર્ક વિતર્ક ચલાવે લાલ; (૨) ઘેલો કહે આચાર્ય અનેક થયા, તે સહુ આપા ગુણ ગાવે મીઠા૦ ॥૪॥

पद ३ जुं.

મારા સુંદર છોગાવાળા, ઓારી ગોરી તમપર જાઉં; લાગોછો મને રૂપાળા, ઓારી ગોરી તમપર જાઉં. ટેક. શ્યામ સલુણા તમપર હુંતો, અધિકો પ્રેમ ધરાવું લાલ; (૨) નિશદિન રહેજો નેણાં આગે, હૈડામાં હરખાવું. મારા૦ ॥૧॥ તમને મુકી નાથજી હવે, કયાં ન અળગી જાઉં લાલ; (૨) હાજર રહિ હઝુરમાં, ગુણ ઓસીંગણ થાઉં. મારા૦ ॥૨॥ મેણાં લોકડીયાં છોદેતાં, નહિં જરા શરમાવું લાલ; (૨) પ્રપંચ ને પરનિંદા તજી, ગુણ ત-

મારા ગાઉં. મારા૦ ॥૩॥ ધર્મકુંવર ઘનશ્યામજી, દાસી તમારી કહાવું લાલ; (૨) હાથ ઘેલાના સ્વામી ઝાલ્યો, શું કરવા ગભરાઉં. મારા૦ ॥૪॥

પદ ૪ થું.

મારી ભવની ભાવટ ભાગી, મને સંત મળ્યા સોહાગી; જેની લગની પ્રભુથી લાગી, મને સંત મળ્યા સોહાગી. ટેક. હેત કરી હરિ ભજતાં શીખાવે, ભ્રમણા દે છે ભાગી લાલ; (૨) જ્ઞાન ધ્યાન જુગતે સમઝાવે, અંતર થઈ અનુરાગી. મારી૦ ॥૧॥ દામ વામ સ્વપ્ને નવ રાખે, એવા છે તે ત્યાગી લાલ; (૨) વિષય વિકાર કદિએ ન વ્યાપે, એવા તે વૈરાગી. મારી૦ ॥૨॥ જેને શેષ સુરેશ વંદે, વંદે અજસનકાદિ લાલ; (૨) મહિમા જેનો ઈશ કહે છે, એવા તે બડભાગી મારી૦ ॥૩॥ શું સુતા અજ્ઞાન નિદ્રામાં, જુઓ મોહથી જાગી લાલ; (૨) દાસ ઘેલો કહે સંત મળ્યા છે, લ્યોને મુક્તિ માગી મારી૦ ॥૪॥

પદ ૧ લું—ભૈરવી. રાગ કાફી.

પ્યારા મારા સ્વામી સહજાનંદ સુખ ધામ છો; (૨)
સબ વિધિ પૂરણ કામ છો (૨) એ ટેક.
અધમ ઉદ્ધારણ પતિતના પાવન; (૨)

ભક્તવત્સલભગવાન્ છો.(૨) સ્વામી સહજાનંદ૦ ॥૧॥
દાસના દુશ્મન હરિ કદિએ ન હોયે; (૨)
સહાય કરો છો આઠો જામજો. (૨) સ્વામી સહ૦ ॥૨॥
સંકટ એના દૂર કરો છો; (૨)
હેતે જપે તમારૂં જે નામજો. (૨) સ્વામી સહ૦ ॥૩॥
દાસ ઘેલાના નાથને મળવા; (૨)
ઉરમાં છે ઝાઝી હામજો. (૨) સ્વામી સહ૦ ॥૪॥

પદ ૨ જું.

જોને મારી લગની લાગી છે મહારાજથી (૨)
અળગી થઇ ઘર કાજથી, (૨) એ ટેક.
ઘરનો ધંધો મને હાથ ન લાગે; (૨)
બંધાણી જઇ વ્રજરાજથી. (૨) જોને મારી૦ ॥૧॥
અહર્નિશ મારા નેણાની આગે; (૨)
રહો સદા તમે નાથજી; (૨) જોને મારી૦ ॥૨॥
પ્રીતમ તમને જાવા ન દેશું; (૨)
રાખીશ ભીડી બાથથી. (૨) જોને મારી૦ ॥૩॥
દાસ ઘેલાના નાથ નહિં મુકું; (૨)
સ્વામી તમારો સાથજી. (૨) જોને મારી૦ ॥૪॥

પદ ૩ જું.

ગુણાતીત અક્ષરાતીત કહાવે પ્રભુ; (૨).

પ્યારો દુર્લભ દેહ ધરી આવે. ગુણાતીત એ ટેક.
શેષ મહેશ પાર ન પામે; (૨).
નિગમ નેતિ નેતિ સુનાવે (૨) ગુણાતીત. ॥૧॥
સર્વ સામર્થ્ય છુપાવી લીધું; (૨).
[1]કુચ્છ સમુદ્ર જ્યુ સકુચાવે. (૨). ગુણાતીત ॥૨॥
સુરીનર મુનિવર ધ્યાન કરી થાકયા; (૨).
બ્રહ્મા અચરજ પાવે. (૨). ગુણાતીત. ॥૩
અગમ સુગમ થયા નજરે જોયા; (૨)
દાસ ઘેલો ગુણ ગાવે. (૨). ગુણાતીત ॥૪॥

પદ ૪ થુ.

હુંતો હેતે હરિવર પામી; (૨).
જે છે અનંત બ્રહ્માંડના સ્વામી. (૨) હું તો એ ટેક
પુરૂષોત્તમ પોતે હરિ એ છે; (૨)
અક્ષરધામના ધામી વ્હાલો. (૨). હું તો. ॥૧॥
અલૌકિક મારાં ભાગ્ય ઉદય થયાં; (૨)
રહી ન રતી હવે ખામી. (૨). હું તો. ॥૨॥
સુંદર શ્યામની મૂર્તિ જોતાં; (૨).
પ્રીત અંતર દ્રઢ જામી; (૨). હું તો. ॥૩॥

૧. કાચબો.

કૃપા કરી હરિ મહોલે પધારો; (૨).
કહે દાસ ઘેલો શિર નામી. (૨). હું તો. ॥૪॥

પદ ૧ લું. રાગ કાફી.

ખમા તમને ધર્મકુમાર, ખમા૦ બેવાર.
મારા પ્રાણ તણા આધાર;
એકાંતિક ધર્મ સ્થાપન અર્થે,
નાથ ધર્યો અવતાર, ખમા૦ ટેક
પાપના પર્વત જોબન પગી જેવા,
બીજા સુરતછાણીના ચમાર;
શિગરામ આદિ કોળી કાઠી શરણે આવ્યા,
તેને તારી લીધા કિરતાર ખમા તમને. ॥૧॥
કલિયુગમાં આજ કલ્યાણકારી,
સંત ન મળત કોઇ ઠાર;
શીલવંતા સદ્‌ગુણી સાધુ કીધા,
વરતાવ્યો જયકાર. ખમા તમને. ॥૨॥
મન ગમતા માર્ગે સહુ ચાલ્યા,
[1]લાવધી બન્યા લાચાર;
મન ગમતું મુકાવી નિયમ પળાવી,
કાઢચા વિષય વિકાર, ખમા તમને. ॥૩॥

---

૧ લાલચુ.

દાસ ઘેલો કહે મને મજો થયો,
હું આવ્યો તમારે દરબાર;
સ્મરણ કરતાં સહજાનંદનું,
બેડો થયો મારો પાર. ખમા તમને ॥૪॥

पद २ जं.

વ્હાલા મને લાગો મહારાજ,
મારા શિરોમણિ શિરતાજ. વ્હાલા મને.
અક્ષરવાસી વ્હાલો અહિં પધાર્યા,
સાથે લઇ સંત સમાજ. વ્હાલા મને.—એ ટેક.
અલૌકિક અલબેલા તમારી,
રૂડી દીઠી રીત મર્યાદ;
ધર્મવંશી ધરણીપર આવી,
ધર્મની બાંધી પાજ. વ્હાલા મન. ॥૧॥
પુરૂષોત્તમ પરચ્યા પુરી,
નિજ જનનાં કીધાં કાજ;
પાંચસે પરમહંસ ભેળા ભમતા,
તજી લોકડીઆની લાજ. વ્હાલા મને. ॥૨॥
અંતર શત્રુ અંતર્યામિ,
કોઇએ મારી ન કાઢી દાઝ;
શ્યામ સોહાગી તમારા સંત સલુણે,

તેણે મારી કીધા મોથાજ. વ્હાલા મને. ॥૩॥
શુદ્ધ થઇ સ્વામિનારાયણ સેવે,
તેનો અવગુણ ન લેવો અપરાધ;
દાસ ઘેલો કહે એવા સંત ભક્તનો,
દાસ તણો છું દાસ. વ્હાલા મને૦ ॥૪॥

પદ ૧ લું—રાગ કનરો.

આનંદ આનંદ આનંદ આજે,
પ્રત્યક્ષ પ્રભુ સત્સંગમાં બિરાજે. આનંદ—ટેક
મહા જોરાણ જે શત્રુ કહાવે,
તેને સંતે જીત્યા પ્રભુ મળવાને કાજે આ૦ ॥૧॥
મોટા મોટાઓને દુઃખ એણે દીધું,
પ્રભુ પ્રતાપે જીત્યા સુરપતિ લાજે. આ૦ ॥૨॥
અવિદ્યાકુળ હવે શું કરશે,
સ્વામિ સહજાનંદ શિરપર ગાજે, આ૦ ॥૩॥
સંત મળ્યા પ્રભુના બડભાગી,
જીતની ઘેલો કહે નોબત વાજે. આ૦ ॥૪॥

પદ ૨ જું.

નવધા ભક્તિ આજ સત્સંગમાં,
પ્રભુ ભજી સૌ ફરે છે આનંદમાં. નવધા ભક્તિ—ટેક.
કોઇ સેવા કોઇ વંદન કરે છે,

કોઇ ચંદન લાવી ચર્ચે ઉમંગમાં. નવધા૦ ॥૧॥
કોઇ સ્મરે કોઇ ધ્યાન લગાવે,
કોઇ સખા હરિ ભજે ઉછરંગમાં નવધા૦ ॥૨॥
કોઇ દાસ કોઇ આત્મનિવેદી,
પ્રભુ અર્પણ વિના ન લે અંતરમાં. નવધા૦ ॥૩॥
કોઈ શ્રવણ કોઇ કિર્તન કરે છે,
ઘેલો કહે રસબસ પ્રભુ રંગમાં. નવધા૦ ॥૪॥

પદ ૧ લું રાગ—દેશી ઢાળ.

સ્વામિ સહજાનંદજી,
પુરૂષોત્તમ ભગવાન્ સલુણા. સ્વામિ૦ ॥૧॥
ઘોર કળીમાં પ્રગટ્યા,
કરવા જનનાં કલ્યાણ સલુણા સ્વામિ૦ ॥૨॥
સર્વે સુખના ધામ છો,
સબ વિધિ પૂરણ કામ સલુણા. સ્વામિ૦ ॥૩॥
અનેક જીવો ઓધારીયા,
પામ્યા તે અક્ષર ધામ સલુણા સ્વામિ૦ ॥૪॥
પ્રતાપ બહુ દેખાડીયો,
આ અવસરે દયાલ સલુણા. સ્વામિ૦ ॥૫॥
શરણે આવે તેને શામળા,
તમે કરોછો નિહાલ સલુણા. સ્વામિ૦ ॥૬॥

અવગુણ એકે જોતા નથી,
પૂરણ છો કૃપાવંત સલુણા. સ્વામિ૦ ॥૭॥
પ્રૌઢ પ્રતાપી કીધા ઘણા,
દાસ ઘેલો કહે સંત સલુણા. સ્વામિ૦ ॥૮॥

પદ ૨ જું.

દર્શન ધો દિનાનાથજી,
અલબેલા પધારો રાજ દયાળુ. દર્શન૦ ॥૧॥
હોંસ ઘણી છે ઉર વિષે,
મન તલખે મળવા કાજ દયાળુ. દર્શન૦ ॥૨॥
મોહન જ્યારે પધારશે.
ટળશે ત્યારે ઉચાટ દયાળુ. દર્શન૦ ॥૩॥
શેરી વારીને સજ કરી,
જોઇ ઉભી છું વાટ દયાળુ. દર્શન૦ ॥૪॥
ઓળું આવે છે ઉર વિષે,
મળવાને તમને નાથ દયાળુ. દર્શન૦ ॥૫॥
કામકાજ કાંઇ સુઝે નહિં,
ગમે ન કોઈની વાત દયાળુ. દર્શન૦ ॥૬॥
દિવાની જેવી થઇ ફરૂં,
લોકડીયામાં શ્યામ દયાળુ. દર્શન૦ ॥૭॥
દાસ ઘેલાના નાથજી,

પૂરોને મનની હામ દયાળુ. દર્શન૦ ॥૮॥

### પદ ૩ જું.

મીઠા બોલા માવજી,
અમને તમારો આધાર માયાળુ. મીઠા બોલા૦ ॥૧॥
મુજ અબળાની વિનતી,
સાંભળજો સરદાર માયાળુ. મીઠા૦ ॥૨॥
લીલા લટકાળા લાલની,
સંભાળતાં ગુલતાન માયાળુ મીઠા૦ ॥૩॥
અંતર ઉંડી ઉતારતાં,
થાય અલૌકિક ભાન માયાળુ. મીઠા૦ ॥૪॥
વચન તમારાં વિઠ્ઠલા,
અમૃત રસનાં ભરેલ માયાળુ. મીઠા૦ ॥૫॥
ઉંડાં ગરી ગયાં ઉરમાં,
જાદુના કાંઇક કરેલ માયાળુ. મીઠા૦ ॥૬॥
તમને જોવાને જાદવા,
તલસે છે મારા નેણ માયાળુ. મીઠા૦ ॥૭॥
દાસ ઘેલાના નાથની,
વાણી છે સુખ દેણ માયાળુ. મીઠા૦ ॥૮॥

### પદ ૪ થું.

શ્યામ સુંદર ઘનશ્યામજી,

છો મારા હૈડાના હાર સોહાગી.શ્યામ સુંદર૦ ॥૧॥
મનમાં ગોઠે ન પીયર સાસરૂં,
હાજર રહું તમ દ્વાર સોહાગી. શ્યામ૦ ॥૨॥
પ્રીત કરીને પામશું,
શ્યામ તમારો સાથ સોહાગી. શ્યામ૦ ॥૩॥
હેત કરીને હીંડશું,
ઝાલી તમારો હાથ સોહાગી. શ્યામ૦ ॥૪॥
આજ્ઞા તમારી પાળશું,
નાની મોટી જે લગાર સોહાગી. શ્યામ૦ ॥૫॥
સત્ય કરીને માનશું,
તેમાં નહિ ફેરફાર સોહાગી. શ્યામ૦ ॥૬॥
મહેર કરી અમ ઉપરે,
આવો અમારે ઘેર સોહાગી. શ્યામ૦ ॥૭॥
દાસ ઘેલાની વિનતિ,
સાંભળજો આ પેર સોહાગી. શ્યામ૦ ॥૮॥

પદ ૧ લું.–ધોળ.

( વર રાજા પીપુડી વાગે. ) એ રાગ

હરિ હરખે રમાડે,
પ્રીતેથી પ્રભુને જમાડેરે. હરિ હરખે એ ટેક.
કોણ માતા ભાગ્યવંતી કહાવે,
ગોવિંદને ગોદ ખેલાવે રે. હરિ હરખે૦ ૧

ભક્તિ માતા પિતા ધર્મ કહાવે,
રામ પ્રતાપ ભાઈ ઝુલાવે રે. હરિ હરખે૦ ૨
કૃષ્ણ શર્માનાનો ભાઇ ઇચ્છારામ,
બાળ શર્મા દાદો લાડ લડાવે રે હરિ હરખે૦ ૩
અયોધ્યાવાસી સૌ આનંદ પામ્યાં,
દાસ ઘેલો કહે દુઃખડાં વામ્યાં રે. હરિ હરખે. ૪

પદ ૨ જું.

મુખ લાગે રૂપાળું,
છે પુનમ ચંદ્રથી સારૂં રે મુખ લાગે એ ટેક
મન મોહન તારી માધુરી મૂર્તિ,
તે પર કોટીક કંદર્પ વારૂં રે મુખ લાગે૦ ૧
હરતાં રે ફરતાં હું તો સામું રે હેરૂં,
તેમાં ચોટયું ચિત્તડું મારૂં રે. મુખ લાગે૦ ૨
હાલરની લકડીની પેરે,
નિમિષ નમેલું ન્યારૂં રે મુખ લાગે૦ ૩
દાસ ઘેલો કહે નિર્ધનીઆની પેરે,
વદન જીવન ધન મારૂં રે, મુખ લાગે૦ ૪

પદ ૩ જું.

લેરી લટકંતા આવે,
અવિનાશી આનંદ વરસાવે રે. લેરી લટ૦ એ ટેક.

સંત સંગાથે વ્હાલો મલપતા ચાલે,
ભુધર મન અતિ ભાવેરે. લેરી લટકંત. ૧
હળવે હળવે વ્હાલો પગલાં ભરે છે,
તે તો ગજ તણો ગર્વ હરે છે રે. લેરી લટકંતા. ૨
મુનિ મંડળ સંગે ગાતા રે આવે,
પ્રેમે આનદ ઉભરાવે રે. લેરી લટકંતા. ૩
ધાઇ ધાઈ હરિજન સૌ આવે,
દાસ ઘેલો કહે મોતીડે વધાવેરે. લેરી લટકંતા. ૪

पद ४ थुं.

માણકીએ બિરાજે,
જોઇ રતિ પતિ સુર લાજે રે. માણકીએ૦ એ ટેક.
હીસંતી ઘોડી ચમકતી ચાલે,
હાથે લગામ લીધી મતવાલે રે માણકીએ. ૧
મનહર મૂર્તિ સુંદર લાગે,
મુખ દેખે દુઃખડાં ભાગે રે. માણકીએ ૨
છત્ર ચમર શિર ઉપર છાજે,
સૂરજમુખી પાસે રાજે રે. માણકીએ. ૩
સુ દર સણગાર અંગે સોહાવે,
દેખી દાસ ઘેલો સુખ પાવેરે. માણકીએ. ૧

પદ ૧ લું—રાગ પીલુ

અધમને પ્રભુ તમે ઉદ્ધારો,
પતિતને નાથજી લૈ તમે તારો—એ ટેક.
અગ્નિને કાંઇ ઉધેઈ ન લાગે, (૨)
માંહિ નાખે બળે સારો નઠારો. અધમને. ૧
ભાવે કુભાવે પારસ પરસે,
લોહ નક્કી જાણો કચન થનારો. અધમને ૨
હરિ હરિજનની જે નિંદા કરે તે,
જીવ જાણો તેનો થાશે નકારો. અધમને ૩
શરણે આવે તેના પાપ હરે છે,
દાસ ઘેલો કહે ધર્મ દુલારો. અધમને. ૪

પદ ૨ જું.

ભક્તિ નંદન તમ સંગ મન લોભાણું,
તમથી અધિક બીજું કાંઇ નવ જાણું.ભક્તિ—એટેક.
વાલમ તમમાં સારપ જાણી,
માયીક સુખ સર્વે મિથ્યા મનાણું ભક્તિ૦ ૧
જગ વ્યવહાર હુતાશન સરીખો,
પ્રપંચથી મારૂં મન ગભરાણું. ભક્તિ૦ ૨
અલબેલા તમ આગળ સર્વે,
વિષય સુખ ઝેર જેવું જણાણું. ભક્તિ૦ ૩

દાસ ઘેલો કહે સર્વે ખોટું છે,
સામળીઓ મારો સાચું ઘરાણું ભક્તિ૦ ૪

પદ ૧ લું.—રાગ કલ્યાણ.

રે છબી તીનું ખુબ બની, નરનારાયણ હરિકૃષ્ણ-રેછબી૦—ટેક ઝરકસી જામા પીતાંબર સોહીએ, ઉર પર હીરામણી. રે છબી ॥૧॥ કાનુમેં કુંડલ શિર મુકુટ બિરાજે, ઝલકત હીરાકની. રે છબી૦ ॥૨॥ શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, કર્મે શુભ રેખા ઘણી. રે છબી૦ ॥૩॥ ઘેલાના પ્રભુ મેરે તો તુમહો, શિરપર નાથ ત્રણી. રે છબી૦ ॥૪॥

સાખી—રાગ આશાની.

જબ આંખુ મેં દિલદાર, તેરી સુરત બસ રહી;
રૂચે નહી સંસાર, જહાં દેખું તહાં તુહી તું.
ઉલટે નેના દેખ, અંતરમેં દિલદાર કો;
રાખ અવલ એ ટેક, વૃત્તિ પીછી ફેર લે.
નેના તેરે નામ પર, શાકી રહે સદાએ;
દેખે નહી દીલભર, તબ અંતર અકુલાતહે.
નેના નવલો નેહ, મુરતીમેં કર દીજીઓ;
પ્રભુસેં કરો સ્નેહ, ઇતનો કામ તો કીજીઓ.
નેના સલુણા સોય, રસ બસ પ્રીતમસેં રહે;

દુજો ન દેખે કોય, મુરતી સનમુખ હો રહે.
નેના ચંગે સોય, નિરખે નારાયણ સદા;
દુસરો ભાંસે ન કોય, પ્રભુ પરાયણ હો રહા
ચંદ્રમેં દૃષ્ટિ ચકોર, ત્યુ મૂર્ત્તિમેં મન રહે;
બીજું દેખે ન કોય, ઉલટા પડી જાય તોય,

પદ ૧ લું.—ગજલ.

દીખાયા હે જબસેં, તું આખું મેં મેરે;
મીલને કીં દીલમેં, તેરી આરજું હે.—દિ૦ એ ટેક.
ઝાડું મે પહાડું મે સાગર મે મોતીમેં,
સબમેં રહા પ્યારા એક તુંહી તુંહે દીખા૦ ૧
ચંદ્રમેં સૂરજમેં આતસ હવામેં,
તેરાહી [1]જલવા તેરાહી નુર હે દીખા૦ ૨
જંગલ મેં શેહેરો મેં ગુલસનમેં દેખા,
સબમેં તું તુજબીન ખાલી હું હે. દીખા૦ ૩
કેશર કસ્તૂરીમેં, અતરમેં અગરમેં,
ઘેલો કહે સબમેં તેરી બુ હે દીખા૦ ૪

પદ ૨ જું.

આવો મોરે જાની છેલ ગુમાની,
તેરી સુરત મેરે મનમેંઠયરાની. આવો૦—એ ટેક

---

૧ કુદરત.

તેરે બિના મોહે ચેન ન આવે. (૨)
એહી મિલનકી પહેલી નિશાની. આવો૦ ॥૧॥
ખાનેમેં પીનેમેં હિરતેમેં, ફિરતેમેં (૨.)
બાતહીં બાતમેં તેરી કહાની. આવો૦ ॥૨॥
અનંત કોટિ બ્રહ્માંડ કે ઇશ્વરમેં, (૨.)
નહિ તેરે જયેસા કોઇ નહિ તેરા સાની. આવો૦ ॥૩॥
ભક્તિ નંદન તુમસેં મન માન્યો,
દાસ ઘેલો કહે જાઉં કુરબાની. આવો૦ ॥૪॥

પદ ૧ લું.—રાગ ઝીંઝોટી

ભજન બનંતા નાંહિ, મન તો સેલાનીઆ—એ ઢાળ.
મીઠો મારે મંદિર આવે, તેને પ્રીતે પધારવશું. મીઠો. એ ટેક.
અંતર અજવાળું થાશે, અજ્ઞાન અંધારૂં જાશે; (૨)
દુઃખ સર્વે દુર નાશે, જો પ્રભુ ઉર ધારશું મીઠો૦ ૧
મીઠી મીઠી વાતો કહેશું, રસીઆ સંગાથે રહેશું; (૨)
આલિંગન હેતે દેશું, દુખડાં નિવારશું. મીઠો૦ ૨
ધન્ય ઘડી આજ કહાવે, માવો મારે મહોલે આવે;(૨)
આનંદ ઉર ન સમાવે, મોતીડે વધાવશું. મીઠો૦ ૩
મલપતા આવે માવો, હેતે હરિને બોલાવો; (૨)
દાસ ઘેલો કહે લેશું લ્હાવો, જોઇ નેણાં ઠારશું. મીઠો૦ ૪

પદ ૨ જુ.

આજ ભાક્ત નંદન વ્હાલો, પ્રેમે પધારશે; (૨)–એ ટેક.
લાગી મને પ્રેમની તાળી, નિસરી હું ઘરથી બ્હારી;
જોવા ઉભી જઇ અટારી, હરિ હેત વધારશે. આજ૦ ૧
સાંભળતું મારી બ્હેની, બીક નહિ રાખું કેની; (૨)
પાછી નહિ ધરૂં પેની, કાજ મારાં સારસે. આજ૦ ૨
દુરીજનીયાં શું કરશે, છોને માથું કુટી મરશે; (૨)
પાપના પોટલા ભરશે, અંતે તેતો હારશે આજ૦ ૩
તન મન પ્રભુને દઇએ, અલૌકિક સુખ લઇએ; (૨)
દાસ ઘેલો કહે શરણે રહીએ, ભવ દુઃખ ટાળશે આજ૦ ૪

પદ ૧ લું.

હાંજી હાં દરદે જીગરને સતાયા એ રાહ.

સંત હરિ ભક્ત ચરણ રજ લાગી, નાથમેં તબહીં ભયો બડ ભાગી–એ ટેક. એહી ચરણ રજકો મહીમા જાનત નારદ સનકાદિ; ગૌતમ ઘરકી ત્રીયા જાનત, ચરણ પરસંસે જાગી. નાથમેં૦ ॥૧॥ કાં મહિમા વ્રજ વનિતા જાનત, કાં જાનત શુક ત્યાગી; કાં વિદુર ઘર નારી જાનત, ન્હાતાં થઇ અનુરાગી. નાથમેં૦ ॥ ૨ ॥ દેવોકું એ રજ હે દુર્લભ, ઇચ્છે જાકો બ્રહ્માદી; વન-વેલીનો અવતાર પામું, પ્રભુસેં લેત હે માગી નાથમેં૦

॥૩॥ હરિ હરિ જનની રજ મળે તો, તેમાં થાઉં અનુરાગી; દાસ ઘેલાની એ ચરણ રજથી, ભવની ભાવટ ભાગી. નાથમેં૦ ॥ ૪ ॥

પદ ૨ જું.

કીડી સાગર માપે તે કદી નવ જાણું, અહો! પ્રભુ મહિમા હું શી રીતે વખાણું.—એ ટેક.

શેષ સુરેશ મહેશ બ્રહ્માદિ, કોઇથી માપ ન બંધાણું; સારદ નારદ વ્યાસઆદિથી યથાર્થ નવ કહેવાણું. અહો૦ ॥ ૧ ॥ ચંદ્ર સૂર્ય ઉગે ને આથમે, સાગરમાં પાણી જે ભરાણું; વધે ઘટે હરિ ઇચ્છા પ્રમાણે, કાળ માયાનું બળ અચકાણું. અહો૦ ॥ ૨ ॥ પૃથ્વી જલપર શી રીતે રહી છે, તે કોઇથી નથી જણાણું; ગગનમાં ઉડગણ અનેક પ્રકાશે, તે કોઇથી નથી સમજાણું. અહો૦ ॥ ૩ ॥ વિભૂતિ સઘળી જાણી પ્રભુજી, છે જો તમારૂં ધરાણું; ઘેલો કહે પ્રભુ મનુષ્ય થયા તે સામર્થ, ચરિત્રમાં જણાયું છુપાણું. અહો૦ ॥ ૪ ॥

પદ ૧ લુ—રાગ–ધનાશ્રી.

કલ્પતરૂ સતસંગના ઘરમાં,
આજ મેં તો હરિ નિરખ્યા મંદિરમાં.—એ ટેક.
જે જોઇએ તે હાજર મારે,

શાને મુંઝાવું અંતરમાં આજમેંતો ॥૧॥
હીરો અમુલખ હાથમાં આવ્યો,
ગોથાં શેને મારો સમુદરમાં આજમેંતો૦ ॥૨॥
સુરિનર મુનિવર શોધીને થાકયા,
વન પહાડ ¹કંદરમાં, આજમેંતો૦ ॥૩॥
દાસ ઘેલો કહે પ્રભુ કૃપાથી,
અમારૂં વ્હાણ આવ્યું છે બંદરમાં આજમેતો૦ ૪

## पद २ जुं

મહા મુકતો કેરી વાતું,
એતો મારે દોહેલી વેળાનું છે ભાતું–એ ટેક
જ્ઞાન ગંગામાં નીત ઝીલાવે,
ટાળે જન્મ મરણનીરે ઘાતું. એતોમારે૦ ॥૧॥
સતસંગમાં જે સુખ રહ્યું તે,
મુખથી નથીરે કહેવાતું એતો મારે૦ ॥૨॥
કુસંગ કુળ એમાં શું કરશે,
મર કુટે રહ્યા માથું. એતો મારે૦ ॥૩॥
દાસ ઘેલો કહે મન ક્રમ વચને,
સંત વિના સુખ ન જણાતું. એતો મારે૦ ॥૪॥

---

¹ ગુફા.

## પદ ૧ લું.

કયા દેખો રામ માયા પતંગી રંગ લગાયા.—એ રાહ.
ચલ દેખો જૂઠી માયા, ધોખેકા રંગ જમાયા.—એ ટેક.
હીરા માણેક મોતી ઝવેરી, લાલ લટકાયા;
જબ ઝવેરી ઉઠકે ચલ્યા, એકો એ નજર ન આયા. ધોં૦૧
જીસ કાયાકું માયા ચાહતી, વોહ બી કરમાયા;
દેખત દેખત યું ગઇ, જયેસે બાદલકી છાયા. ધોંખે૦ ૨
સરા કે મેદાનમેં, યે કોઇ કામ ન આયા;
જેસા સોદા ધ્યાં કિયા, અયેસા વહાં પાયા. ધોંખે૦ ૩
દયા ધર્મ દિલમે રખો, કરો હાથસેં ખિલાયા;
દાસ ઘેલો કહે દાતા જીત્યા, મુંજી પસ્તાયા ધોંખે૦ ૪

## પદ ૨ જું.

માયા હરિજન પાસે હારિ, કહો કયા જાને સંસારી.-ટેક
ધ્રુ પ્રલ્હાદ અંબરીશ વિભિષણ, ઉને ન સ્વીકારી;
જનક વિદેહી ભક્તજ્ઞાની, શુકદેવસે હારી. કહો૦ ૧
પ્રત્યક્ષ કે મહા ભક્ત ભયે, નિરાવર્ણ દષ્ટિ ધારી;
મુકુંદ આદિ મહા મુક્તોને, માયાકું ધિક્કારી. કહો૦ ૨
ગોવર્ધનભાઇ પર્વતભાઇ, માંચે ભક્ત માચી ટારી;
લાડુબા જીવુબા, રાજુબાકી બલિહારી. કહો૦ ૩
પ્રગટ પ્રભુકે ભક્ત ભયે, અક્ષર કે અધિકારી,

દાસ ઘેલો કહે જ્ઞાનિધ્યાનીપર, જાઉ મેં વારી. કહો૦ ૪

પદ ૧ લું

મોહી રહ્યો મદ હાસ્યમાં—એ રાહ
સંત મુનિ મંડળ સંગમાં,
રસીઓ વ્હાલો રાશ ખેલે છે આનંદમાં;
જયકાર જયકારી સંગમાં,
રસીઓ વ્હાલો રાશ ખેલે છે આનંદમાં,—એ ટેક
ગઢપુરમાં સખા સંગાથે લઇને,
માંડયો અખાડો ઉછરંગમાં રસીઓ૦ ॥૧॥
તાળી દઈ મતવાલો ફરે છે,
ફૂદડી રૂપાળી રૂડી ઢંગમાં. રસીઓ૦ ॥૨॥
સુંદર મૂર્તિ મન મોહનની,
ગૌરવર્ણ રૂડા રંગમાં. રસીઓ૦ ॥૩॥
હરિજન સર્વે જોવાને ઉભા,
દાસ ઘેલો કહે ઉમંગમાં. રસીઓ૦ ॥૪॥

પદ ૨ જું.

તાન મધુરી મુખે દેછે,
અલબેલો વ્હાલો તાન મધુરી મુખે દેછે;
મારૂં ચિત્તડું ચોરી લેછે,
અલબેલો વ્હાલો તાન મધુરી,—એ ટેક.

વનવેલી સહુ ચકિત થઇ છે,
વહેતાં નદીનાં નીર રે, છે. અલબેલો० ॥૧॥
જે સાંભળે મોહનજીની વાણી,
શુધ બુદ્ધ તે વિસરે છે. અલબેલો० ॥૨॥
દેવ સ્વર્ગેથી સુર સુણી આવ્યા,
જય જય શબ્દ ઓચરે છે. અલબેલો० ॥૩॥
દાસ ઘેલાના પ્રભુ દર્શન પામી,
આનંદ મોદ ધરે છે અલબેલો० ॥૪॥

પદ ૩ જું

તાળી પાડે છે એના તાનમાં,
રંગીલો જોને તાળી પાડે છે એના તાનમાં:
હુંતો મોહી મોહનજીનાં વાનમાં,
રંગીલો જોને તાળી પાડે છે એના તાનમાં. ટેક.
જોને લટકાળો ગુણીઅલ લાલો,
હેરે નેણું કેરી સાનમાં રંગીલો० ॥૧॥
કામકાજ મર્યાદ નવ સુઝે,
વાલમજીના ધ્યાનમાં; રંગીલો० ॥૨॥
ધુમ થાય ને અતિ વાજાં વાગે,
મીઠા શબ્દ આવે છે રૂડા કાનમાં. રંગીલો० ॥૩॥
અજબ અલૌકિક ખુબી રહી છે,

દાસ ઘેલાના ભગવાનમાં. રંગીલો૦ ॥૪॥

પદ ૪ થું.

પાઘપર છોગલું સારૂં,
મોહનની પાઘપર છોગલું સારૂં;
જોઈ લોભાણું મનડું મારૂં, મોહનની૦—એ ટેક
હેતે કરી હરિ સામું જોઇને,
કાઢું નચિતથી બહારૂં. મોહનની૦ ॥૧॥
સુંદર સણગાર હરિએ અંગે ધર્યા છે,
લઇ અંતરમાં હું ધારૂં. મોહનની૦ ॥૨॥
મતવાલો મંડપમાં મહાલે,
રૂપ અલૌકિક ન્યારૂં. મોહનની૦ ॥૩॥
દાસ ઘેલાના પ્રભુ દર્શન કરીને,
તન મન ધન સૌ વારૂં. મોહનની૦ ॥૪॥

પદ ૧ લું—રાગ ગરબી

આજ મહા કલિકાળમાંરે,
વાલા મુક્તિના દાતાર જો.ધર્મકુંવર અલબેલડાછો ટેક
અનેક જીવ ઉદ્ધારવારે,
વાલે આપે ધર્યો અવતારજો. ધર્મકુંવર૦ ॥૨॥
વાલે મત પાખંડ ઉખેડીઆરે,
વર્ત્તાવ્યો જયજયકારજો. ધર્મકુંવર૦ ॥૩॥

અહિંસા ધર્મ પ્રવર્ત્તાવવારે,
વ્હાલે પાપીનો કીધો સંહારજો. ધર્મકુંવર૦ ॥૪॥
સાધુ જનોને સુખ આપવારે,
પ્રગટયા છો સરજનહારજો. ધર્મકુંવર૦ ॥૫॥
અભય સુખ સહુ પામવારે,
આવો ભક્તિનંદનને દ્વારજો. ધર્મકુંવર૦ ॥૬॥
ડંકો વગાડયો દેશમાંરે,
છો સહજાનંદ સિરદારજો, ધર્મકુંવર૦ ॥૭॥
શિરોમણિ શિરતાજ છો રે,
દાસ ઘેલાના આધારજો. ધર્મકુંવર ॥૮॥

પદ ૨ જું.

મુકુટમણિ શિરતાજ છો રે,
આજ સૌમાં શ્રીમાહારાજજો, સ્વામિ સહજાનંદ
શ્યામ છો જો.—એ ટેક. ॥૧॥
અનેક અવતાર આપનારે,
તેમાં સબવિધ પૂરણ કામજો. સ્વામી૦ ॥૨॥
ભવોભવની ભુધરારે,
તમે પૂરી છે મનની હામજો. સ્વામી૦ ॥૩॥
તવ દાસુનો દાસ છઉંરે,
થઈ રહ્યો તેનો ગુલામજો. સ્વામી૦ ॥૪॥

આજ્ઞા પ્રમાણે જે ચાલશે રે,
તેઓ ભોગવશે આરામજો. સ્વામી૦ ॥૫॥
જે ગરજુ રહેશે સત્સંગનોરે,
તે પામશે અક્ષર ધામજો. સ્વામી૦ ॥૬॥
ગાય શીખે ને જે સાંભળે રે,
તેના સરસે સઘળાં કામજો સ્વામી૦ ॥૭॥
દાસ ઘેલાનો નાથજીરે,
રહેશે તે પર રાજી તમામજો સ્વામી૦ ॥૮॥

## પદ ૧ લું.

" દેશમાંરે દેશમાં તેડીને લઈ ચાલો "–એ રાગ.

આવોરે વાલમ તમારી મરજીમાં રહેશું, મરજીમાં રહેશું
તમારી આજ્ઞામાંરહેશું વાલા. આવોરે– એટેક.
ઘરનોરે ગઢ દઢ નિયમનો બાંધ્યો વાલા,
જાણપણાને દરવાજે બેસું,
દરવાજે બેસું કોઇને આવવા ના દેશું વાલા. આવો૦ ૧
ચંદન ગાર કરીને ઘર લીંપ્યાં વાલા,
તેમાંરે તમને રૂડા ઉતારા દેશું;
ઉતારા દેશું નિત હાજર રહેશું વાલા. આવો૦ ૨
કુબુદ્ધિડાંનો સંગ કાઢયો છે મ્હારો વાલા,
ધડક હવે પ્યારા કોઇની ન ધરશું;

કોઇની ન ધરશું, છોગલા મેલીને ફરશું વાલા. આવો૦ ૩
ફુલડે સેજ સમારી તમ કાજે વાલા,
આવી બિરાજો મીઠા સુખડાં લેશું;
સુખડાં લેશું, ઘેલો કહે હાંજીહાં કેશું વાલા. આવો૦ ૪

પદ ૨ જું.

આવો ગિરિધારી, જાઉં તમપર વારી, તમપરવારી,
હું તો દાસી તમારી વાલા. આવો –એ ટેક.
અલૌકિક ભાગ્ય જાગ્યાં અમારાં વાલા,
અહિં પધાર્યા તમે વનવારી, તમે વનવારી,
પ્યારા છો અવતારી વાલા આવો૦ ॥૧॥
જોઈ જોઈ હુંતો આનંદ પામું વાલા,
અલૌકિક દીઠી રીત તમારી; રીત તમારી,
લાગે અતિ સુખકારી વાલા. આવો૦ ॥૨॥
ધર્મકુંવર ઘનશ્યામ છોગાળા વાલા,
ધર્મ વર્ત્તાવ્યો તમે કલ્યાણકારી;
કલ્યાણકારી મોક્ષની ઉઘાડી બારી વાલા આવો૦ ॥૩॥
દાસ ઘેલો કહે ભાવે ભજીએ વાલા,
સ્વામી સહજાનંદ આનંદકારી;
આનંદકારી ભકતોના ભયહારી વાલા. આવો૦ ॥૪॥

## પદ ૧ લું.–રાગ સારંગ.

"હાં હાં સાચો સ્વામી શહજાનંદ કરીયો,
લઇને ડોલરીઓ રૂદીયામાં ધરીયો."–હાંહાં. ટેક.

હુ મોહનની મોહન મારા, પ્રીતમ મુઝને પ્રાણથી પ્યારા; હેતે કરી હરિવરમે વરીઓ હાં હાં સાચો૦ ॥૧॥ મન કર્મ વચને વાલાની થઇને, મત્તવાલી થાઉં જગમાં રહીને; શીદ ડોળું હવે દુઃખનો દરીઓ હાં હાં સાચો ॥૨॥ લોક લાજ મર્યાદ તજીને, રંગ જામ્યો હરિવર ભજીને; ભવસાગર સિંધુ પાર ઉતરીઓ હાં હાં સાચો૦ ॥ ૩ ॥ દાસ ઘેલાના સ્વામીને સારૂં, કુરબાન કરૂં હું તો જીવન મારૂં; ભૂધર સુખ દુઃખમાં આવી ભળીઓ હાં હાં સાચો૦ ॥૪॥

## પદ ૨ જું.

જાજા ધડક હવે કોન ધરે છે, દુર્જનોથી હવે કોણ ડરે છે જાજા ધડક૦–એ ટેક કુડાં કુબુદ્ધિડાં છોને લડતાં, પોતાની મેળે માથું કુટીને મરતાં; કુસંગ થકી મન મારૂં ડરે છે. જાજા૦ ॥૧॥ કામ ક્રોધ મદ મોહ તજીને, હર્ખે હૈઉં મારૂં મોહન ભજીને; પ્રભુ ભજનનો રંગ ચડે છે. જાજા૦ ॥૨॥ ધર્મ કુંવરનું લીધું મેં મેહેણું, નથી રાખ્યું બીજા કોઇનું દેણું; હરિ ભજતાં મારૂં કાજ સરે છે.

જાજા૦ ॥૩॥ જુઠું જગત્ રહેશે જખમારી, ખર તજી ગજની લીધી અસ્વારી; ઘેલો કહે પાપી છો ને દાઝી મરે છે. જાજા૦ ॥૪॥

પદ ૩ જું.

નાના હવે હું તો નહિં માનું, નાથનું લોક છોને દેતા તાનું. નાના હવે૦—એ ટેક.

જગતનું ભૂષણ જુઠું હું જાણું, શામળીઓ મારૂં સાચું ઘરાણું; શાને હવે એ હું રાખું છાનું, નાના૦ ॥૧॥ સગા સંબંધીથી પ્રીત તોડું, સંત હરિજન સાથે જઈ જોડું; સ્વામિ સહજાનંદનું લીધું બ્હાનું નાના૦ ॥૨॥ ઉજડ વાટે હું હવે શાને ચાલું, સત્પુરૂષની સાથે જઇને મ્હાલું; જ્ઞાન પ્રકાશ ઉગે ઉર ભાનું. નાના૦ ॥૩॥ અલૌકિક મારે અવસર આવ્યો, ધન ઘડી ધન દહાડો કહાવ્યો; દાસ ઘેલાના પ્રભુથી પડયું પાનું. નાના૦ ॥૪॥

પદ ૪ થું.

જોને ધણી ધીંગો શિરપર ગાજે, ડરૂં શાને હવે લોકની લાજે. જોને૦—એ ટેક.

તિલક રૂડું કીધું રૂપાળું, ગળે કંઠી કરમાળા ધારૂં; દુર્જન દેખી છોને રહ્યા દાઝે. જોને૦ ॥૧॥ હરિજન મળે તો હરખું છું, મુખેથી જય સ્વામિ નારાયણ કહું છું; જેથી

નોબત મારી જીતની વાજે. જોને૦ ॥૨॥ મત વાલા સંગે લાગી તાળી, ખેપ મારી નવ જાયે ખાલી; મહેર કરી જોને આજ મહારાજે. જોને૦ ॥૩॥ બીક હવે હું કોઇની ન રાખુ, દેવોને દુર્લ્લભ તે રસ ચાખું; દાસ વેલાનો પ્રભુ રૂદીયે બિરાજે. જોને૦ ॥૪॥

પદ ૧ લું.—રાગ આશા

ગુન્હા માફ કરો દાસ કેરા, હે દય. સંધુ તુમ હો માલિક મેરા શ્રીજી તમારો છું—એ ટેક.
હે દિન બંધુ! હું આરે સંસારમાં,
ચેત્યો નહિં સવેરા;
બહોત ગઈ અબ કહેશે કરૂ પ્યારે,
મોંમે અવગુન ઘણેરા. હે દયા૦ ॥૧॥
ઝુડે જેસે ગજકો પકડયો,
તેસા હાલ હયે મેરા;
માયા ઝુડે મોકું ફસાયો,
અબ શરણગાંત તેરા. હે દયા૦ ॥૨॥
સજના વંકા અજામિલ ઉધારે,
લેખે નહિં અનેરા;
તેસેં મોપે દયા કરી જે,
અબ ગ્રહો હાથ સવેરા. હે દયા૦ ॥૩॥

ધર્મકુંવર બિરદ તમારો ભારી,
દાસ તાર્યા ઘનેરા;
ઘેલો કહે પ્રભુ અબ ના છોડો,
કિયા ચરણુંમેં મેંડેરા. હે દયા૦ ॥૪॥

પદ ૧ લું.—અષ્ટક.

કરૂણા નિધિ સહજાનંદનં, દર્શનકરી લે; (૨)
પ્રભુ ગર્વ ગજનં. કરૂણા૦ ૧
અધમ ઉદ્ધારણ અશરણ શરણં, (૨)
અનાથોકે નાથ ભય ભંજનં. કરૂણા૦ ૨
દિવ્ય સિંહાસન પ્રભુજીકો આસન, (૨)
મુનિમંડળ સુરવંદનં કરૂણા૦ ૩
ભક્ત ભયહારી આનંદકારી, (૨)
મત પાખંડ પંથ ખંડનં. કરૂણા૦ ૪
અધમ ઓદ્ધારે અસુર સંહારે, (૨)
ધર્મવંશી ધર્મ મંડનં. કરૂણા૦ ૫
દયા દિલ ભારે ભકતકોં તારે, (૨)
શ્યામ સદા સુખ કંદનં. કરૂણા૦ ૬
ગુણાતીત પ્રભુ તમે અક્ષરા તીત, (૨)
માયા કો નહિ અંજનં. કરૂણા૦ ૭

માધુરી તારી મૂર્તિ મુરારી, (૨)
ઘેલા જન મન રંજનં. કરૂણા૦ ૮

### પદ ૧ લું.—અષ્ટક.

ભવ સંભવ ભીતિ ભેદનં-એ રાગ.

શ્રી સહજાનંદ હરીભજો સર્વદા.-એ ટેક.

દઢ નિયમ પ્રભુ તણા પાળજો, આજ્ઞા પ્રભુતણી અંતરમાં ધારજો; તો રાજી રહેશે ધર્મકુંવર સદા. શ્રી સહજાનંદ ॥૧॥ કામ ક્રોધ મદ મોહ નીવારજો, મિથ્યા વાણી થકી મનને ખાળજો; કુડકપટ ન કરશો કદા, શ્રી સહજાનંદ૦ ॥૨॥ વચન થકી બહાર કદી ન નીસરો, ઉરમાં પ્રભુ ધારીને સદા વીચરો; તો નિકટ કદી ન આવે આપદા. શ્રી સહજાનંદ૦॥૩॥ જપ તપ વૃત્ત આદર થકી કરો, એકાદશ નિયમ કદી ન પરહરો; ઘેલો કહે આજ્ઞા પાળી સુખી થયા યદા. શ્રી સહજાનંદ. ॥૪॥

### પદ ૧ લું.—રાગ ગોડી.

સત્સંગ ત્રવેણીમાં નાહીએં,
ચાલોરે સત્સંગ ત્રવેણીમાં નાહીએ.—એ ટેક.
મનના મળ સર્વે ધોઈ નિકાશી, (૨)
પ્રભુને સનમુખ થાઇએ. ચાલોરે૦ ॥૧॥

મોહનજી ત્યાં મલપતા આવે, (૨)
હેતે હરિગુણ ગાઇએ. ચાલોરે૦ ।૨।
અડશઠ તિર્થ ત્યાંઆવી વસ્યાં છે, (૨)
શીદ ગોદાવરી જાઇએ. ચાલોરે૦ ।।૩।।
ઘેલો કહે સંત સમાગમ કરતાં (૨)
કહો શાને શરમાઇએ. ચાલોરે૦ ।।૪।।

પદ ૨ જું

સંતોનું શરણું લીજે,
હો નિશદિન, સંતોનું શરણું લીજે.—એ ટેક.
મન કર્મ વચને તેના થઈ રહીએ, (૨)
હેતે હરિરસ પીજે. હોનિશદિન૦ ।।૧।।
સત્સંગમાં જે વિઘ્ન પડાવે, (૨)
સંગ તેનો નવ કીજે. હોનિશદિન૦ ।।૨।।
પ્રભુ ભજનમાં પ્રીત કરાવે, (૨)
તેને મનડું દીજે. હોનિશદિન૦ ।।૩।।
દાસ ઘેલો કહે એકાંતિક આગળ, (૨)
દાસનો દાસ થૈ રીજે હોનિશદિન૦ ।।૪।।

પદ ૧ લું.—રાગ આશાવરી.

"આ હા! શું શું ખાવુંરે, ભોજનિયાં"—એ રાહ.

નામ વ્હાલું લાગેરે, સહજાનંદ સુખદાઈ. (૨)
માર્કંડ મુનિયે પાડયાંરે, કહું નામ અતિ સારાંરે. (૨)
મંગલ કારીવાલું લાગેરે. સહજાનંદ૦—ટેક.

જન દુઃખ હરશે, હરિ કહેવાશે,
કૃષ્ણ શાંતિનું ધામ થાશે; (૨)
ઉભય મળી હરિ કૃષ્ણહીં નામરે,
પ્યારૂં. પ્યારૂં વાલું લાગેરે સહજાનંદ૦ ॥૧॥

સર્વ વ્યાપક માટે વિષ્ણુ વાલા,
જપ તપથી નીલકંઠ બળવાળા; (૨)
વાહ વાહ એતો નામ સારૂંરે,
તનથી મનથી વાલું લાગેરે. સહજાનદ૦ ॥૨॥

ઈશ અને પ્રભુ વાસુદેવ,
ભવ બ્રહ્મા જેની કરે સેવ; (૨)
જે અલખ અવિનાશીરે,
વંદુ વંદુ વાલું લાગેરે. સહજાનંદ૦ ॥૩॥

નારાયણ મુનિ અને ઘનશ્યામ,
સૌના એ છે આત્મારામ; (૨)
દાસ ઘેલાને સોહાવેરે,
નામ....નામ....વાલું લાગેરે. સહજાનંદ૦ ॥૪॥

## પદ ૨ જું.

નારાયણરે સ્વામિ નારાયણ નારાયણ. (૨)
નિશદિન નામલેતાંરે, ભાગવતતન બંધાશેરે. (૨)
જપું જપું નારાયણરે, સ્વામિ નારાયણ.–ટેક
સ્થૂલ અભાવે સૂક્ષ્મ ભાંસે,
કારણ વાસનાનું મુળ જાશે; (૨)
જપ યજ્ઞમાં બીજ સેકાશેરે,
સમરૂં સમરૂં નારાયણરે. સ્વામિ૦ ॥૧॥
મો'રમાંથી જેમ કેરી નીકળશે,
ભમરી ભ્રમણથી કીટ તરશે; (૨)
શબ્દવેધી બાણ થાશેરે,
ભજીલે ભજીલે. નારાયણરે. સ્વામિ૦ ॥૨॥
જપ તપ વ્રતમાં પ્રભુ સ્હાય કરે છે,
નિયમ ધર્મ સુખેથી પળે છે; (૨)
વાહ વાહ વૃત્તિ એમાં રાખુંરે,
રટીલે .રટીલે નારાયણરે. સ્વામી૦ ॥૩॥
નામ તણો મહિમા અતિ જાણો,
શાસ્ત્ર પુરાણોથી પરમાણો; (૨)
દાસ ઘેલો કહે મને એ વહાલુંરે,
નામ....નામ....નારાયણરે. સ્વામિ૦ ॥૪॥

## પદ ૧ લું.

" મારા પૂરવ સનેહીરે "—એ રાહ.

જલ ભરવાને ગઇતીરે, ઉનમત ગંગાતીરે;
શ્યામ જોયા સોહાગીરે, સુંદર રૂડે શરીરે. જલ૦ ૧
મારી લગની લાગીરે, જીવન જોયા પે'લી;
બળવંતથી બાંધીરે, બેની મે'તો બેલી જલ૦ ૨
પુરૂષોત્તમ પોતેરે; અલબેલો આવ્યા છે;
અક્ષરના અવિનાશીરે, મારે મન ભાવ્યા છે. જલ૦ ૩
અલખ પુરૂષ એતોરે, પૂરણ બ્રહ્મ કહાવે છે;
શેષ સહસ્ત્ર મુખેથીરે, ગુણ એના ગાવે છે જલ૦ ૪
નિગમ નેતી નેતીરે, કહી જેને બોલે છે;
મહા મુનિવર એકાંતેરે, જઇ એને ખોળે છે જલ૦ ૫
તે કૃપાનો સાગરરે, પ્રભુ અહિં આવી કરી;
દાસ ઘેલાને વ્હાલેરે, મનુષ્યની દેહ ધરી જલ૦ ૬

## પદ ૨ જું.

એના ચરણને સેવોરે, વિષય સુખ દૂર કરી;
ગર્ભવાસ સંકટમાંરે, ન આવે તેતો ફરીરે ફરી. પ્રભુ૦૧
શ્રી ચપળતા ત્યાગીરે, સેવે બ્રહ્માઆદિ સુરેશ;
સપ્તઋષિ સનકાદિકરે, નારદમુનિ શેષમહેશ. પ્રભુ૦ ૨

અતિમહા સુખ માણેરે, ચરણ રજ શિર ધરી;
દેવતાને તે દુર્લ્લભરે, થાકયા જોઈ ફરીરે ફરી. પ્રભુ૦ ૩
પદ પંકજના ભોગીરે, મુક્ત અવતાર ધરે;
ભૂષણ નર ભૂમીનારે, સેવે સંત હર્ષે ભરે પ્રભુ૦ ૪
અક્ષરાતીત પધાર્યારે, જે સર્વનું કારણ છે;
તે ચરણ જળ ગંગારે, અધમ ઉદ્ધારણ છે. પ્રભુ૦ ૫
તેના પદ પંકજમાંરે, મારૂં ચિત્ત સ્થિર રહેજો;
દાસ ઘેલાના સ્વામીરે, અંતર દરશન દેજો. પ્રભુ૦ ૬

પદ ૧ લું.

" કોઈ માધવ લ્યોરે માધવ લ્યો "—એ રાહ.

મારી ભવની ભાવટ ભાંગીરે, મને રઢ લાગી.
જોને શ્યામ મળ્યા સોહાગીરે, મને રઢ લાગી.—ટેક.
આજે રૂડો અવસર આવ્યો,
પ્રગટ પ્રભુનો સત્સંગ ભાવ્યોરે. મને રઢ લાગી. ૧
સ્વામી સહજાનંદ સુખકંદ,
જોઈ મોહ્યા મુનિના વૃંદરે મને રઢ લાગી. ૨
વાલે શ્વેત વસન અંગે પહેર્યાં,
પાઘ છોગલીએ મન હેર્યાંરે. મને રઢ લાગી. ૩
જગજીવન જુગતે જોયા,
દાસ ઘેલો કહે ચિત્તમાં પ્રોયારે. મનેરઢ લાગી. ૪

## પદ ૨ જું.

જુઓ મોહ નિદ્રામાંથી જાગીરે, મોહન મળીઆ.
મારાં ભાગ્ય અલૌકિક ફળીયાંરે, મોહન મળીઆ. ટેક
મૂવા સૂતા શું શોડું તાણી,
વહી જાય છે મુલતાની પાણીરે. મોહન૦ ૧
વહી જાતીતી જગતની માંહી,
મહેર કરીને વાલે ઝાલી બાંહીરે મોહન૦ ૨
મેંતો મેણું માવાનું શીર લીધું,
વિખ તજીને અમૃત પીધુંરે. મોહન૦ ૩
પ્રત્યક્ષ પ્રભુ સંગાતે પ્રીતી લાગી,
દાસ ઘેલો કહે ભ્રમણા ભાગીરે મોહન૦ ૪

## પદ ૧ લું

" કુબ્જી આજો નગરિયાં હમારીરે "--એ રાહ
આવો આવો વાલમ રંગ ભીનાં રે, (૨)
રંગ ભીનાંરે છેલા નવીનારે. આવો (૨)--ટેક.
જીવનજી જડતી નથી તમ સમ બીજી જોડ,
જ્યાં દેખું ત્યાં નાથજી તમ પર બાંધ્યો મોડ:
બીજે જોયું સર્વે કાલ ચવીનારે આવો૦ ૧
અલબેલા અમપર કરી અમૃત દષ્ટી આજ,
ભવસાગરથી તારીયો, ભલી કરી મહારાજ;

રાખ્યો નેહ રૂપાળો પ્યારા નગીનારે. આવો૦ ૨
મીઠું મીઠું બોલવું મીઠા થારા વેણ,
મીઠા મીઠી મૂર્તિ મીઠા છો સુખ દેણ;
મીઠા લાગો છો કુંવર ભક્તિજીનારે. આવો૦ ૩

તવ દાસોનો દાસ છું તમ ઘરનો ગુલામ,
વ્હેલાના પ્રભુ રાખજો ચરણમાં આઠો જામ;
એવું માગું છું પ્યારા સંતોજીનાં રે. આવો૦ ૪

पद २ जुं

સામરા થારા નેણાં સુખકારીરે (૨)
સુખકારીરે જાઉં બલિહારીરે સામરા૦--ટેક.
નેણાં સલુણાં નાથજી અમૃતનાં ભરેલ,
સ્નેહ કરીને સામરા અંતરમાંહિ ધરેલ;
ચિતવની ચંચળ લાગે મને સારીરે. સામરા૦ ૧

મૃગલા નાઠા વનવિષે ખંજર ગયું સંતાઈ,
જોઈ કમળ દળ પાંખડી પાણીમાં સંકોચાઈ;
ચપળા ચમકી ગગનમાં ગઈ હારીરે. સામરા૦ ૨

અજબ તારાં નાથજી કામણગારાં નેણ,
મનોહર માંહિં રાતડી રેખાઓ સુખ દેણ;
જોઈ રતિ પતિ ઝુરે ત્રિપુરારીરે. સામરા૦ ૩

મનહર તારી ચાલ છે મનોહર રૂપ સદાય,
ઘેલાને તવ મૂર્ત્તિ અંગોઅંગ સોહાય;
મુસ્કની તારી લાગેછે મને પ્યારીરે, સામરા૦ ૪

## પદ ૧ લું. રાગ—કાલિંગડો.

હો હરિ છેલા મોહન અલબેલા, (૨) મોહન અલબેલા છો રસના ભરેલા; નિરખીને નેણાં ઠરેલા. હો હરિ૦ —ટેક. દિવ્ય સિંહાસન શ્યામ બિરાજત, શ્વેત શણગાર ધરેલા હો હરિ૦ ॥૧॥ સંત ચકોર ચંદ્ર હરિ નિરખત, પુલકિત પ્રેમે ઉછરેલા હો હરિ૦ ॥૨॥ વચન તમારાં મધુર મરમાળાં, અંતર ઊંડાં ગરેલાં. હો હરિ૦ ॥૩॥ ઘેલાના નાથ પ્રભુ વિસરો નહિ, રહો સદા જીવમાં જડેલા હો હરિ૦ ।૪॥

## પદ ૨ જું.

હો લટકાળા મારા ધર્મ દુલારા, (૨) ધર્મ દુલારા છો સર્જનહારા; સુંદર છોગાવાળા. હો લટકાળા૦-ટેક મન મોહન માણકીએં બિરાજત, સંગલીએ સ્વાર પાળા. હો લટકાળા૦ ॥૧॥ સંત મુનિ મંડળ શ્યામ સંગ શોભિત, જ્યું ઝલકત નભતારા. હો લટકાળા૦ ॥૨॥ ગઢપુર ગોવિંદ ગોકુળ કીધું, વસી ત્યાં ભક્તિ

નંદન મમ પ્યારા. હો લટકાળા૦॥૩॥ ઘેલાનાનાથપ્રભુ સંત હરિભક્તોને, દર્શન દેજો દયાલા. હો લટકાળા-૪

## પદ ૧ લું.

" શિવજી શેરીઆરે-એ રાગ અથવા આવ્યા સહજાનંદ સુખકારી. અમદાવાદમાંરે " એ રાહ.

પ્રભુજી અક્ષરના આધાર, નિરખું નાથનેરે.
જેનો કોઈ નવ પામે પાર. નિરખું૦ ॥૧॥
મંગલ મૂર્તિ સદા બિરાજે, નિરખું૦
અવલોકી કોટી દુખડાં ભાગે. નિરખું૦ ॥૨॥
એના જુગલ ચરણ રૂપાળાં. નિરખું૦
જોતાં અંતરમાં અજવાળાં૦ નિરખું૦ ॥૩॥
લાલ કંજ સમ તળીઆં રાતાં, નિરખું૦
તેમાં ચિન્હ અતિ સોહાતાં નિરખું૦ ॥૪॥
શોભે દશે રૂડી આંગળીઉં. નિરખું૦
જાણે કુંદ કમળની કળીઉં નિરખું૦ ॥૫॥
બેઉ ઉર્ધ્વરેખા શોભે સારી, નિરખું૦
જેનું ધ્યાન ધરે ત્રિપુરારી. નિરખું૦ ॥૬॥
ડાબી ઉર્ધ્વ રેખાની પાસે, નિરખું૦
શ્યામ ચિન્હ તે બેઉ પ્રકાશે. નિરખું૦ ॥૭॥

સ્વસ્તિક ચિન્હ અતિશય સારૂં, નિરખું૦
નિરમળ વાંચ્છિત ફળ દેનારૂં. નિરખું૦ ॥૮॥
અષ્ટ કોણનું ચિન્હ તે શોભે, નિરખું૦
જોતાં મુનિવરનાં મન લોભે. નિરખું૦ ॥૯॥
અકુંશ મન હસ્તિને વારે, નિરખું૦
જોઇ કોટીકામ જુથ હારે. નિરખું૦ ॥૧૦॥
કેતું કલ્યાણનું કરનારૂં, નિરખું૦
જોતાં કાજ સરે છે મારૂં. નિરખું૦॥૧૧॥
પદ્મને પાસે જઇને જોતાં, નિરખું૦
દાસ અવલોકી દુઃખડાં ખોતાં. નિરખું૦ ॥૧૨॥
જંબુ જુગ્તે જુઓ સુખદાઇ, નિરખું૦
ખટરસમાં લોભાવે નાંહી. નિરખુ૦॥૧૩॥
વજ્ર ચિન્હ જે કોઇ સંભાળે, નિરખું૦
તેના કામ ક્રોધને ટાળે. નિરખું૦ ॥૧૪॥
જવનું ચિન્હ છે અંગુઠામાં, નિરખું૦
હેરસું હેત ધરી હૈડામાં નિરખું૦ ।૧૫॥
મીન પ્રભુથી પ્રીત કરાવે, નિરખું૦
મુકી મૂર્તિ કયાંય ન જાવે. નિરખું૦॥૧૬॥
ત્રિકોણ ચર્ણમાં શોભે સારૂં, નિરખું૦
ટાળે અંતર તણું અંધારૂં. નિરખું૦॥૧૭॥

કળસ ગુણનો છે રસ ભરીઓ, નિરખું૦
ઘેલો કહે જાણો સુખ દરીઓ. નિરખું૦॥૧૮॥

## પદ ૨ જું.

ગોપદ વાંમ ચરણમાં રાજે, હરખે હેરશું રે.
પેખું ભવ દુઃખ ખોવા કાજે હરખે૦ ॥૧॥
ધનુષ્ય શોભે છે રઢીઆળું, હરખે૦
દુરીજનીઆને દુઃખ દેનારૂં. હરખે૦ ॥૨॥
વ્યોમ ચિન્હ આકાશનું જોઈ, હરખે૦
પ્રભુએ રાખ્યું ચરણમાં પ્રોઇ હરખે૦ ॥૩॥
જોયું અર્ધચંદ્ર અવલોકી, હરખે૦
જેનું ધ્યાન ધરે છે યોગી. હરખે૦ ॥૪॥
રક્તમણી સમ નખ ઉપડતા, હરખે૦
દશે આંગળીઉના સુખ કરતા. હરખે૦ ॥૫॥
જમણા અંગુઠાપર વારી, હરખે૦
નખમાં રાતી રેખા સારી. હરખે૦ ॥૬॥
તેની પાસે તિલ એક સારો, હરખે૦
જોતાં ભવ દુઃખને ખોનારો. હરખે૦ ॥૭॥
અંગુઠા આંગળી વચે ધસારા, હર૦
તેતો ચાખડીના રૂપાળા. હર૦ ॥૮॥

સુંદર રોમાવળીને ભાળી હ૨૦
દશે આંગળી પર રૂપાળી. હ૨૦ ॥૯॥
છેલી આંગળીનાં નખ પાસે, હ૨૦
તિલ નાનો નૌત્તમ પ્રકાશે. હ૨૦ ॥૧૦॥
ઘુંટી જોઈ ચારે રૂપાળી, હ૨૦
પ્રભુએ પલાંઠી નોતીવાળી. હ૨૦॥૧૧॥
જોયા આસનતણા ઘસારા, હ૨૦
બેઠા બાજોઠે હરી ભાળ્યા. હ૨૦ ॥૧૨॥
ઘુંટીથી પાંચ તસુને ઉપર, હ૨૦
નળી બે ઉપર તિલ છે સુંદર હ૨૦ ॥૧૩॥
પીંડી ગોળ અતિ છે સારી, હ૨૦
જોવા લાયક ગોળ રૂપાળી હ૨૦ ॥૧૪॥
ઘુંટણ બે લાગે છે પ્યારા, હ૨૦
વામ ઘુંટણ પાસે ચિન્હ સારા હ૨૦ ॥૧૫॥
જુગલ જાનું છે જોયા જેવી, હ૨૦
કદળી સ્થંભને લજવે તેવી. હ૨૦ ॥૧૬॥
જમણી સાથળમાં મોટું ચિન્હ, હ૨૦
જોઇ મન થયું આધિન. હ૨૦ ॥૧૭॥
કેડે પીતાંબર બાંધ્યું ભારી, હ૨૦
ઘેલો કે' કાચ્છ સુંદરવાળી. હ૨૦ ॥૧૮॥

## પદ ૩ જું.

કટી જોઇને કેશરી લાજે, મંગલ મૂર્તિરે.
તેપર ધોતીનુ ચિન્હ રાજે. મંગલ૦ ॥૧॥
ઉદર અતિ અનોપમ સુંદર, મંગલ૦
કાજુ રોમાવળી છે તેપર. મંગલ૦ ॥૨॥
નાભી ગોળ ઉંડી છે સારી, મંગલ૦
તેની બે કોરે તિલભારી. મંગલ૦ ॥૩॥
તેપર ત્રિવલી પડે રૂપાળી. મંગલ૦
તેમાં ત્રણ તિલ છે સુખકારી. મંગલ૦ ॥૪॥
ઉપર શ્રી વત્સનું ચિન્હ સારૂં, મંગલ૦
જોતાં મન ઠરે છે મારૂં. મંગલ૦ ॥૫॥
જમણી કુખે ચિન્હ મરમાળો, મંગલ૦
નાના ચિન્હમાં શોભે સારો. મંગલ૦ ॥૬॥
છાતી ઉપડતી અતિ સારી, મંગલ૦
સુંદર લાગે છે રૂપાળી. મંગલ૦ ॥૭॥
તે મધ્યે અર્ધચંદ્ર આકારે. મંગલ૦
પ્હોળું ને રાતું ચિન્હ એક ભારે મંગલ૦ ॥૮॥
તે જમણી કોરે ચડીઆતું, મંગલ૦
જોયા વિના નથી રહેવાતું, મંગલ૦ ॥૯॥

તેમાં તિલ છે રૂપાળા, મંગલ૦
જોઇ દાસ થાય સુખીઆરા. મંગલ૦॥૧૦॥
ડાબા સ્તન ઉપર તિલ એક, મંગલ૦
તેને નિરખું કરી વિવેક. મંગલ૦॥૧૧॥
વિન ગુણ હાર હૈયાપર શોભે, મંગલ૦
જોતાં મુનિવરનાં મન લોભે. મંગલ૦॥૧૨॥
બે સ્તને છાપનાં ચિન્હ સારાં, મંગવ૦
કોમળ રોમ પાસે તે જાળાં. મંગલ૦॥૧૩॥
બેઉ બાજુની બગલો સારી, મંગલ૦
તેમાં સુગંધી આવે ભારી. મંગલ૦॥૧૪॥
જમણે પડખે બગલથી નીચે, મંગલ૦
તિલ ચાર જોઈ મનડું હીસે. મંગલ૦॥૧૫॥
ખભા જોયા અતિ ઉપડતા, મંગલ૦
ગરૂડ પીઠ સમ રહ્યા ઢળતા. મંગલ૦॥૧૬॥
સારા ગોળ શોભે બે બાજુ, મંગલ૦
જોતાં હેત વધે છે ઝાઝું. મંગલ૦॥૧૭॥
તેમાં છાપતણાં ચિન્હસારાં, મંગલ૦
દાસ ઘેલાને લાગે પ્યારાં. મંગલ૦॥૧૮॥

પદ ૪ થું.

“જમણી ભુજાની માંહેલી કોર નિત્ય સંભાળશુંરે.”

તિલ ચાર જોયા હારોદાર. નિત્ય૦ ૧
ડાબી કોણી હેઠે તિલ સારો, નિત્ય૦
જોઇને યુક્તિથી તે ભાળો. નિત્ય૦ ૨
કરાયું હાથની રૂડી લાગે, નિત્ય૦
જોતાં જન્મ મરણ દુઃખ ભાગે નિત્ય૦ ૩
કાંડાં કર તણાં છે બળીઆં નિત્ય૦
તેમાં સરપડે તરવળીઆં. નિત્ય૦ ૪
રક્ત કમળ સમ જાણો હથાળી, નિત્ય૦
તેમાં શ્યામ રેખાઓ સારી નિત્ય૦ ૫
સારી શોભે દશ આંગળીઉ નિત્ય૦
જાણે સુંદર ચોળાફળીઉ નિત્ય૦ ૬
લાલમણી સમ નખ છે રાતા, નિત્ય૦
જોતાં અંગોઅંગ સોહાતા નિત્ય૦ ૭
પોંચા પોયણ સમ સુંવાળા, નિત્ય૦
તેપર રોમ ચિન્હ છે સારા. નિત્ય૦ ૮
ભુજા જુગલ યુક્તિથી જોઇ, નિત્ય૦
તેમાં મન રહ્યું છે મોહી. નિત્ય૦ ૯
પીઠ પ્રભુની પ્રીતે જોઉં નિત્ય૦
બરડો દેખી દુઃખડાં ખોઉં. નિત્ય૦ ૧૦

ડાબા ખભાથી બે આંગળ હેઠો, નિત્ય૦
રોમ સહિત તિલ એક દીઠો. નિત્ય૦ ૧૧
ડોકથી હેઠો બે તસુ સારો, નિત્ય૦
કરોડામાં તિલ એક રૂપાળો નિત્ય૦ ૧૨
કરોડાની જમણીકોર મધ્યે, નિત્ય૦
તિલચાર જોતાં વાલપ વધે. નિત્ય૦ ૧૩
જમણી ખડપલીએ તિલ નાનો, નિત્ય૦
જોઇ ઉરમાં રાખું છાનો. નિત્ય૦ ૧૪
વામ ખભાપર ઉપવિત રાજે, નિત્ય૦
જોઈ ત્રિગુણી માયા લાજે. નિત્ય૦ ૧૫
કોટ કપોતને સરમાવે, નિત્ય૦
કંઠ કોકીલાને ભરમાવે. નિત્ય૦ ૧૬
તેના કંઠ વચ્ચે તિલસારો, નિત્ય૦
જોઇ અંતર નેણાં ઠારો. નિત્ય૦ ૧૭
કહે ઘેલો તે જોવા સારૂ, નિત્ય૦
દિલ આતુર અતિશય મારૂં. નિત્ય૦ ૧૮

પદ ૯ મું.

કોટમાં સર પડે છે સારા. સમરૂં સ્નેહથીરે.
જાણે ત્રવેણીની છે ધારા. સમરૂં૦ ॥૧॥

ડાઢી દીસે કામણગારી, સમરૂં૦
શ્યામ રોમથી લાગે રૂપાળી. સમરૂં૦ ॥૧॥
ચિબુક લાગે રૂડું રૂપાળું, સમરૂં૦
તિલ એક તેમાં સુંદર ભાળું સમરૂં૦ ॥૩॥
જોયા અધર જાણે પરવાળાં, સમરૂં૦
મનોહર લાગે સુંદર સારાં સમરૂં૦ ॥૪॥
દંતની પંક્તિ સુંદર મણીઉં, સમરૂં૦
જાણે હીરા કેરી કણીઉં સમરૂં૦ ॥૫॥
જીહ્વા કમળ પાંખડી રાતી, સમરૂં૦
જોઈ શિતળ થાએ છાતી. સમરૂં૦ ॥૬॥
ડાઢમાં શ્યામ ચિન્હ દેખાતાં, સમરૂં૦
જોયા બગાસુ રૂડું ખાતાં. સમરૂં૦ ॥૭॥
હસ્તાં દંત પંક્તિ દેખી ભારી, સમરૂં૦
ત્રિભુવન નાખું તેપર વારી. સમરૂં૦ ॥૮॥
રૂડી મુછની રેખા શ્યામ, સમરૂં૦
જોવા હું રાખું મનમાં હામ. સમરૂં૦ ॥૯॥
નાશીકા દીપક કીર લજાવે, સમરૂં૦
તિલનું પુષ્પ જોઇ સકુચાવે. સમરૂં૦॥૧૦॥
જમણો ગાલ ગુલાબી સારો, સમરૂં૦
તેપર તિલ એક છે રૂપાળો. સમરૂં૦॥૧૧॥

ડાબો ગાલ ગુલાબી રંગ, સમરૂં૦
જોઇ વાધે અતિ ઉમંગ. સમરૂં૦॥૧૨॥
દક્ષિણ કાનની બુટી ઉપર, સમરૂં૦
ઝીણો તિલ એક શોભે તે પર સમરૂં૦॥૧૩॥
વામ કરણમાં ચિન્હ છે સારૂં, સમરૂં૦
ટાળે અંતરનું અંધારૂં. સમરૂં૦॥૧૪॥
નેણાં કમળ તણે અનુસારે, સમરૂં૦
જોતાં કોટીક દીનકર હારે. સમરૂ૦॥૧૫॥
પલકથી પાંપણ લાગે સારી, સમરૂં૦
જાણે ખંજન પકડયાની જારી. સમરૂં૦॥૧૬॥
તેના ખુણાપર કરચલીઉં, સમરૂં૦
જોતાં અઘ ટાળ્યામાં ભલીઉં. સમરૂં૦ ॥૧૭॥
ભ્રકુટી શ્યામ ભમર સમ શોભે, સમરૂં૦
દાસ ઘેલાનુ જોઇ મન લોભે. સમરૂં૦॥૧૮॥

## પદ ૬ ઠું.

ભાલ વિશાળ જોયું તેજાળું. અંતર ધારસુંરે.
રૂડી રેખાઓ તેમાં ભાળું. અંતર૦ ૧
તિલક કેશરનું સુંદર સારૂં. અંતર૦
કંકોળેલ કામણગારૂં. અંતર૦ ૨
ભાલની ઉપર જમણીકોરે, અંતર૦

ચિન્હ એક જોવા મનડું દોરે. અંતર૦ ૩
મુખડું પૂર્ણ ચંદ્ર સમ સારૂં, અંતર૦
જોઇ અંતર થાય અજવાળું અંતર૦ ૪
શિખા સુંદર રૂડી દીસે, અંતર૦
શ્યામ સુંવાળી છે અતિશે. અંતર૦ ૫
તાળવે તિલ રોમમાં સારો, અંતર૦
સુગંધમાં લાગે છે પ્યારો. અંતર૦ ૬
કેશર ચંદન ચરચ્યું અંગે, અંતર૦
નિરખી નાથ જોયા ઉમંગે. અંતર૦ ૭
એ સાંગ ધ્યાન છે સારૂં, અંતર૦
કરતાં ઉરમાં ટળે અંધારૂં. અંતર૦ ૮
ઉપાંગ ધ્યાન હવે હું કહું છું, અંતર૦
નિરખી હૈયામાં હરખું છું. અંતર૦ ૯
વા'લે પ્હેર્યા વસ્ત્ર શોભિત, અંતર૦
નિરખી ચોટાળો ને ચિત્ત. અંતર૦ ૧૦
અંગરખું જરકસી બુટે શોભે, અંતર૦
જોવા મનડું તેમાં લોભે. અંતર૦ ૧૧
સુંથણલી શોભે સોનેરી, અંતર૦
ગુંથેલી નાડી છે હીર કેરી. અંતર૦ ૧૨
જરીનો રેંટો જોવા લાગ, અંતર૦

નિરખે તેનાં પુરણભાગ. અંતર૦ ૧૩
કમરપર બાંધ્યો સુંદર પટકો, અંતર૦
પ્રેમીજન ઉભા જોવા લટકો. અંતર૦ ૧૪
ખભે સેલું છે જરકસીઉ, અંતર૦
મન મારૂં તેમાં જઈ વસીયું. અંતર૦ ૧૫
રૂમાલ હાથમાં સુગંધી ભરીઓ, અંતર૦
જાણે અત્તરનો બ્હેકે દરીઓ. અંતર૦ ૧૬
પાઘ પેચાળી શોભે સારી, અંતર૦
મૂક્યા તેપર છોગલાં ભારી. અંતર૦ ૧૭
દર્પણમાં જોતાં મુખ મુરારી અંતર૦
દાસ ઘેલો જાય તેપરવારી. અંતર૦ ૧૮

पद ७ मुं

પાઘે કલગી જુઓને લ્હેકે છે. જીવન જોઈ રહુંરે
સોનેરી ફુલતણી ઝલકે છે. જીવન૦ ૧
તોરો ગજ મોતીનો લટકે, જીવન૦
ફુલ તોરામાં મનડું અટકે. જીવન૦ ૨
શિર પેચ શોભે સુંદર સારો, જીવન૦
જાણે ઉગ્યા સૂર્ય હજારો, જીવન૦ ૩
કાનમાં કુંડલ મોતીનાં શોભે, જીવન૦
તેને જોવા મનડું થોભે. જીવન૦ ૪

હીરા મોતીના હૃદયે હાર, જીવન૦
ઉરપર પ્હેર્યા ભભકાદાર. જીવન૦ ૫
સુગંધી ફુલુંનાં બીજા અપાર. જીવન૦
સંત ભ્રમર કરે ગુંજાર. જીવન૦ ૬
બાજુ કાજુ હીરે જડીઆ, જીવન૦
પ્રીતે લઈ અંતરમાં ધરીઆ. જીવન૦ ૭
પોંચી કડાં મીનાકારી, જીવન૦
જોઈ દાસ જાય બલિહારી જીવન૦ ૮
પોંચી ફુલુંની અજબ ફાવે છે, જીવન૦
તેમાંથી સુગંધી અતિ આવે છે. જીવન૦ ૯
વેઢ વીંટી દશે આંગળીએ. જીવન૦
જોવા એકેકમાં ચીત્ત ધરીએ. જીવન૦ ૧૦
તોડા સાંકળાં રત્ન જડાઉ, જીવન૦
જોવાને તે આતુર થાઉં. જીવન૦ ૧૧
ચાખડી સારી મીના કારી, જીવન૦
સેવા કરવા મેં વૃત્તિ ધારી. જીવન૦ ૧૨
દિવ્ય સિંહાસન ઉપર જોયા, જીવન૦
જોઇને ભવ દુખડા મેં ખોયાં. જીવન૦ ૧૩
ઉપાંગ ધ્યાન એતો પ્રમાણો, જીવન૦
હવે સપાર્ષદની રીતી જાણો. જીવન૦ ૧૪

સભા મંડપમાં બેઠા શ્યામ, જીવન૦
મુક્તો સહિત પૂરણકામ. જીવન૦ ૧૫
પૂજન હરિજન કરે હજારૂ, જીવન૦
દર્શન કરવા ઇચ્છે મન મારૂં. જીવન૦ ૧૬
એક દષ્ટીએ સંત જુએ, જીવન૦
જોઈ જન્મ મરણ દુઃખ ખુએ. જીવન૦ ૧૭
સપાર્સદ ધ્યાન એતો સુણી લીજે, જીવન૦
ઘેલો કહે સલીલ ધ્યાન આ કીજે. જીવન૦ ૧૮

પદ ૮ મું.

ઉચ્છવ કીધા જ્યાં જ્યાં સુખદાઇ. પુરૂષોત્તમજીરે
તે સંભાળો પ્રીતે મનમાંઈ પુરૂષોત્તમજીરે ૧
જ્યાં જ્યાં વિચર્યા છે અવિનાશી; પુ૦
થાળ જમ્યા પ્રીતે સુખરાસી. પુ૦ ૨
મંચ ઉપર ઉભા અલબેલો, પુ૦
દર્શન દેવા સુંદર છેલો. પુ૦ ૩
ચડતાં માણકીએ મુરારી, પુ૦
ધારી રહ્યા દાસ આનંદકારી પુ૦ ૪
નિરખી બોદલી લાગે પ્યારી, પુ૦
છત્ર ચમર અબદાગરિ સારી. પુ૦ ૫
એવું ધ્યાન કરી સુખ લેશે, પુ૦

તેના ઉરમાં પ્રભુજી રહેશે. પુ૦ ૬
મહા મુકતો મંડપમાં ગાવે, પુ૦
જોઇ નાથ અતિ હરખાવે. પુ૦ ૭
રચ્યો છે રાસ જુઓને વાલે, પુ૦
તાન દેછે રૂડી મધુરી ચાલે. પુ૦ ૮
તાળી પાડે છે એક રંગે, પુ૦
સાધુ બ્રહ્મચારીની સંગે. પુ૦ ૯
ગાવે ગીત મધુરાં વ્હાલો, પુ૦
હરિજન જોવા સર્વે ચાલો. પુ૦ ૧૦
વાજાં વાગે અતિ સોહાવે, પુ૦
સુર આકાશે આવી વધાવે. પુ૦ ૧૧
યજ્ઞ કરતાં જોયા જેને, પુ૦
ધન્યવાદ હુ આપુંછું તેને. પુ૦ ૧૨
પ્યારા સંત હરિજન સંગે, પુ૦
જોયાં વ્હાલો રમતાં રંગે. પુ૦ ૧૩
સમૈયા રૂડા નાથે કીધા, પુ૦
જોઇને દાસે સુખડાં લીધાં. પુ૦ ૧૪
લીલા નાથની જોઇ જેણે. પુ૦
સફળ જન્મારો કીધો તેણે, પુ૦ ૧૫
સીખે સુણે ને જે આ ગાશે, પુ૦

ચારે ધ્યાન પ્રભુના થાશે. પુ૦ ૧૬
બ્રહ્મ થઇ પરિબ્રહ્મને ધારો, પુ૦
અંતર દષ્ટિ કરિ સંભારો. પુ૦ ૧૭
ઘેલે ગાયા તે ચિન્હ સંભારી, પુ૦
લેજો રદીઆમાં સૌ ધારી. પુ૦ ૧૮

## પદ ૧ લું.—ગરબી.

સારદા માતાને વિનવુંરે, ગણપત લાગું પાય. એઢાળ ગોવિદ ગઢડે બિરાજતારે, રાજા ઉત્તમને દરબાર; ભકતોનાં દુઃખ કાપતારે, વા'લો મુક્તિના દાતાર (૨) ગોવિંદ૦–ટેક ધન્ય વાસુદેવના ઓરડારે, ધન્ય તેની પરસાળ; ધન્ય ચોકને લીંબડોરે, જ્યાં બેસતા સંત મ-રાળ (૨) ગોવિંદ૦ ॥૧॥ ધન્ય અક્ષર ઓરડીરે, વાલો આવતા હરખે ત્યાંયે; સભા કરી શ્યામ બિરાજતારે, ર્શન કીધે દુઃખડાં જાયે. (૨) ગોવિંદ૦ ॥૨॥ સૌ સાજ શોભે સોહામણોરે, શામળીઆ સંગાથ; નાથ નાવા પધારતારે, વાલો ઉન્મત ગંગા ઘાટ (૨) ગોવિંદ૦ ॥૩॥ સંત મંડળ સાથે લીધલાંરે, ક્રીડા કરે જલમાંયે; ઘેલા-નો નાથ ઘનશ્યામજીરે, તાળી પાડી કીર્તન ગાયે (૨) ગોવિંદ૦ ॥૪॥

## પદ ૨ જું.

શોભે સંત સમાજમાંરે, વાલો તારા વચ્ચે જેમ ચંદ્ર; સુર જોવાને સૌ આવીઆરે, જોઇ ચકીત થયો ઈંદ્ર. (૨) શોભે૦—ટેક. સંત મંડળ છાયાં જળમાંરે, જાણે કમળને આકાર; સહજાનંદ સૂર્ય જોઇનેરે, ફુલ્યાં તેતો અપરંપાર (૨) શોભે૦ ॥૧॥ હરિજન ટોળે મળીઆરે, દર્શન કરવા કાજ; ભીડ જાણી ભૂધરજીરે, બેઠા માણકીએ મહારાજ. (૨) શોભે૦ ॥૨॥ પાવન જશ પ્રભુના ગવાયછેરે, વાજાં વાગે સોહાય; આનંદના ઓઘ ઉલટયારે, મારે હેડે હરખ ન માય (૨) શોભે૦ ॥૩॥ ચાલ્યા પુરમાં પુરૂષોત્તમજીરે, આવ્યા મંડપ માંય; ઉમંગમાં અલબેલડોરે, દાસ ઘેલાનો નાથ સદાય. (૨) શોભે૦ ॥૪॥

## પદ ૩ જું.

વાલો વાડીએ પધારીઆરે, નિજ દાસ સખાને સંગ; માણીગર આવ્યા મલપતારે, ઉરમાં ધરી ઉછરંગ (૨) વાલો૦—ટેક. હરિએ હીંડોળો બંધાવિયોરે, આંબલીઉંની ડાળ; લટકાળો લાલ હીંચતારે, પ્રભુ જગતના આધાર. (૨) વાલો૦ ॥૧॥ લક્ષ્મી વાડીએ વાલમજીરે, લીલા કરતા અપાર; ન્હાતા ધોતા ત્યાં નાથજીરે, સાથે

શોભતા સંત મરાળ. (૨) વાલો૦ ॥૨॥ આસો પાલવને છાંયડેરે, સભા કરતા મોરાર; હરિને હાર પ્હેરાવતારે, હરિજન હજારો હજાર. (૨) વાલો૦ ॥૩॥ આનંદ ઉત્સવ અતિ થાય છેરે, શામળીઆ સંગાથ; હરિહેત ધરી ખેલતારે, જુવો દાસ ઘેલાનો નાથ. (૨) વાલો૦ ॥૪॥

પદ ૪ થું.

દુરગપુર ડોલરીઓરે, અવીનાશી અલબેલ; ગાજતા ગોવિંદ આવતારે, રંગડાની વાધી રેલ (૨) દુરગ૦—ટેક. નગરવાસી પ્રાણ વારતારે, જોઈ જોઇ જગદીશ; લટકતા વાલો ચાલતારે, આવી ચરણે નામે શીશ. (૨) દુરગ૦ ॥૧॥ સંતો સાથે ગાતા આવતારે, મુખે મધુરાં ગીત; ધુની સાંભળી શ્યામનીરે, મને વધે ઉરમાં પ્રીત (૨) દુરગ૦ ॥૨॥ ધાઈ ધાઇ સૌ આવતારે, દર્શન કરવા કાજ; દયાળુ દરબારમાંરે, જોને પધાર્યા મહારાજ, (૨) દુરગ૦ ॥૩॥ ધન્ય દાદાનાં દરબારનેરે, ધન્ય તેની જાગ્ય; ધન્ય ઉત્તમભુપનેરે, ઘેલો કહે ધન્ય ભાગ્ય. (૨) દુરગ૦ ॥૪॥

પદ ૧ લું.—રાગ ગરબી.

મળી સુંદર શક્તિ સંગેજો,
નવ રંગે ગરબો ઘુમે છે,—એ ઢાળ.

વાલો સભા મંડપમાં બિરાજે જો,
જોઈ કોટી દીવાકર લાજે છે;
થાએ આરતી વાજાં વાગેજો,
જોને છત્ર ચમર શિર છાજેછે, વાલો૦—ટેક.
ભક્તિનંદન ધર્મ દુલારોજો,
લટકાળો કામણગારો છે;
મન મોહન પ્રાણથી પ્યારોજો,
મતવાલો છોગાવાળો છે. વાલો૦ ॥૧॥
તારૂં ગૌર વરણ અતિ ઝલકે જો,
રૂપાળું મુખડું મલકે છે;
જાણે વીજ ગગનમાં ચમકે જો,
જોઇ અસુર તણાં દળ દમકે છે. વાલો૦ ॥૨॥
શિર કેશ અનુપમ કાળાજો,
લટછુટી વદનપર લટકે છે;
તેતો શેષ જોઈ નવ શકીઓજો,
જઇ પાતાળે શિર પટકે છે. વાલો૦ ॥૩॥
ભાલે કેશર તિલક રૂપાળુંજો,
માંહિ રેખા સુંદર સારી છે;
જોઇ ઘેલો જાય બાલહારીજો,
જાણે મન પકડયાની જારી છે. વાલો૦ ॥૪॥

पद २ जुं.

મારા સહજાનંદ સુખકારી જો,
તારી મૂર્ત્તિ નૌત્તમ ભારી છે;
લટકાળી કામણગારી જો,
એતો જીવન દોરી અમારી છે. મારા૦—ટેક
તારી ભ્રકુટી ભ્રમર ઘનશ્યામજો,
જાણે કરડી તીખી કમાન છે;
તેને ભમર રહ્યા છે સેવીજો,
લોચનીઆં તીખાં બાણ છે. મારા૦ ॥૧॥
તારે નેણ કમળ અનુસારે જો,
જોઇ રતિ પતિ સુર શરમાણાં છે;
દેખી ખંજન ગયું છે છુપાઇજો,
મૃગ નાઠાં વને સંતાણાં છે. મારા૦ ॥૨॥
તારી નાસા નમણી રૂપાળીજો,
જોઇ દિપકને કીર લાજે છે;
તિલ પુષ્પ ગયું સકુચાઇજો,
તે વનમાં રખડી દાઝે છે. મારા૦ ॥૩॥
તારા ગાલ ગુલાબી શોભે જો,
માંહિ ટીબકડી બહુરૂડી છે;
જુએ દાસ ઘેલો હરખાઇજો,

મારી અંત સમાની મુડી છે. મારો૦ ॥૪॥

પદ ૩ જું.

વાલો અક્ષર ધામના ધામીજો,
બહુ નામી અંતરયામી છે;
તારૂં મુખડું જોઇ રૂપાળુંજો,
મારી વેદના સર્વે વામી છે. વાલો૦—ટેક
તારા અધર અમૃત પરવાળાંજો,
જાણે દાડમ પુષ્પની કળીયું છે;
તંબોળ ચાવ્યું અતિ રૂડુંજો,
જાણે સુંદર કુંકુમ ઢળીઉં છે. વાલો૦ ॥૧॥
દંત હીરા કેરી કણીઉંજો,
જાણે રાતા માણેક ચળકે છે;
હસવે લાગે છે પ્યારાજો;
અધુર વચમાં અનોપમ ઝળકે છે. વાલો૦ ॥૨॥
કંઠ કૌસ્તુભ મણીને શોભાવેજો,
તેમાં પહેર્યા હાર હજારી છે;
હીરા માણેક મોતી કેરાજો,
ફુલુંનાં આનંદકારી છે, વાલો૦ ॥૩॥
તારે કાને કુંડળ ઝળકેજો,
શિર પેચ તે હીરે જડીઓ છે;

જોઇ દાસ ઘેલો મન હરખેજો,
જુઓ પાઘ ઉપર તે ધરીઓ છે   વાલો૦ ॥૪॥

## પદ ૪ થું.

હુંતો પ્રેમે પ્રીતે નિરખુંજો,
મારા ગુણીયલ વર લટકાળાને;
જોઇ જીવ સંગાથે જડીઓજો,
ભક્તિનંદન છોગાવાળાને. હુંતો૦–ટેક.
ભુજ દંડ પ્રચંડ છે ભારીજો,
જાણે હેમની સુંદર લાટું છે;
કેશરખોરમાં શોભે સારાજો,
તેમાં રૂડી અનોપમ છાપું છે.   હુંતો૦ ॥૧॥
કર હથેળી તેજાળીજો,
માંહે સુંદર રેખાઓ સારી છે;
આંગળીએ ચોળા ફળીઓજો,
નિરખો અતિ સુખકારી છે.   હુંતો૦ ॥૨॥
નખચંદ્ર પંક્તિ સમ શોભે જો,
મણી માણકથી તે રાતા છે;
તેજાળા અતિ રૂપાળાજો,
તે ઉરમાં અતિ સોહાતા છે.   હુંતો૦ ॥૩॥
છાતી ઢાલ સમ ઉપડતીજો,

વિન ગુણ હાર તેપર સારો છે;
લાગે તેતો હૃદય રૂપાળોજો,
ઘેલાને સુખ દેનારો છે. હુંતો૦ ॥૪॥

પદ ૯ મું.

મને રસીઓ રંગમાં મળી આજો,
મારી ભવની ભાવટ ભાગી છે.
છે શ્યામ સદાએ સોહાગીજો,
મને મળવાની રઢ લાગી છે. મને૦—ટેક.
ઉર કમળાનું રેઠાણું જો,
તેમાં લોભાણું ચિતડું મારૂં છે;
તેતો નિત્ય નિત્ય અંતર ધારૂંજો,
મારૂં ઠરાવાનું ઠેકાણું છે. મને૦ ॥૧॥
ઉદર શાન્ત સરોવર સરખુંજો,
તેતો શિતળ રસનું ભરિયું છે;
નાભી ગોળ ઉંડી અતિ શોભેજો,
જાણે તેમાં પડી ચકરીઉં છે. મને૦ ॥૨॥
ત્રિવલીનાં સર અતિ સારા જો,
જાણે ત્રવેણીની ધારા છે;
આગળ બેઠા સંત હજારો જો,
પ્રીતે ફેરવે જપની માળા છે. મને૦ ॥૩॥

પહેર્યો જામો ઝરકસી સારોજો,
બુટાવાળો અતિ રૂપાળો છે,
કસું બાંધું હું છોગાવાળીજો,
દાસ ઘેલો કહે મુજ પ્યારો છે. મને૦ ॥૪॥

પદ ૬ ઠું.

મારા ડોલરીઆ રંગ ભીનાજો,
તારી બાનકની બલિહારી છે;
દર્શન કારણ મનડું તલખેછેજો,
તારી ચિતવની સૌથી ન્યારી છે. મારા૦—ટેક.
કટી કેશરી જોઇને લાજે જો,
ચાલ જોઇને હંસ ગયા હારી છે;
તેતો જઇને વનમાં સંતાણાજો,
ગજ નાઠા ચીસું પાડી છે. મારા૦ ॥૧॥
જંઘા કદળી સ્થંભને લજાવેજો,
રંભાવાડમાં જઇને ભરાણી છે;
તેમાં ચિન્હ અતિ તે જાળાંજો,
જોવા વૃત્તિ મારી ખેંચાણી છે. મારા૦ ॥૨॥
તારા ઘુંટણ શ્યામ સલુણાજો,
પિંડી પાની ગોળ રૂપાળી છે;
ઘુંટી જોઉં મંગલ કારીજો,

આસનનાં ચિન્હ અતિ ભારી છે. મારા૦ ॥૩॥
સુંથણલી સુંદર સારીજો,
માંહે રેશમ હીરની નાડી છે;
ઉપર રેંટા શોભે સારોજો,
દાસ ઘેલો નિરખે દાડી છે. મારા૦ ॥૪॥

पद ७ मुं.

મન મોહનજી શામળીઆજો,
જોઇ નેણા મારા ઠરીઆં છે;
રક્ત ચરણ જોઈ રૂપાળાજો,
તે અતરમાં મેં ધરીઆ છે; મન૦—ટેક
ચિન્હ જોયાં તેમાં સારાંજો,
જાણો ઉત્તમ ફળ દેનારાં છે;
નિત્ય અવલોકી સુખ લેશુંજો,
સુખ સાગર સમ સુખાળાં છે. મન૦ ॥૧॥
દશે આંગળીઓ અતિ શોભેજો,
નખ તેજની જાણે મંડળીઉં છે;
પ્હેરી ચાખડી લટકતા ચાલેજો,
ગજ લાજે જોતાં ગલીઉં છે. મન૦ ॥૨॥
વ્હાલા લટકો જોઇ લોભાણીજો,
ભેઠે બાંધ્યો રૂડો પટકો છે,

ખભે સેલું સુંદર શોભેજો,
તે જોવા મનમાં ખટકો છે. મન૦ ॥૩॥
પ્યારા હાથ રૂમાલ ભલે લીધોજો,
તેતો કલ્યાણનો કરનારો છે.
દાસ ઘેલો જાય બલિહારીજો,
જ્ઞાની ધ્યાનીનો ગુજારો છે. મન૦ ॥૪॥

પદ ૮ મું.

નખ શિખ મૂર્તિ નિરખીજો,
તેતો રૂદીઆમાં ઉતારી છે;
મારી અંતસમાની મૂડીજો,
તે લાગે મુજને પ્યારી છે. નખ૦—ટેક.
પહેર્યા હાથે કાજુ બાજુજો,
કડા પોંચી મિનાકારી છે;
વેઢ વીંટી સુંદર સારીજો,
નંગ જડીઆ તેમાં ભારી છે. નખ૦ ॥૧॥
તોરા હાર કલંગી લટકેજો,
ફુલુંના સુંગધકારી છે,
ગજરા બાજુ ફુલુંનાજો,
પોંચી ફુલની પણ ન્યારી છે. નખ૦ ॥૨॥
તોડા સાંકળાં હીરે જડીઆજો,

માંહે માણક મોતી ભરીઆ છે;
પુલુંના બીજા સારા જો,
લઈ ઉરમાં પ્રીતે ધરીઆ છે. નખ૦ ॥૩॥
જોઈ મગ્ન થયા નર નારીજો.
વાલા દર્શનની બલિહારી છે;
ઘેલાનો સ્વામી બિરાજેજો,
પ્રભુ સહજાનંદ સુખકારી છે. નખ૦ ॥૪॥

પદ ૧ લું.—ઝુલણું.

"મહેતાજીરે શું મહિ મૂલ બતાવું.—એ ઢાળ.

સુણ સજનીરે આજ મળ્યા અલબેલો, સુંદર છોગાંવાળો છેલો.—એ ટેક. એતો ધર્મ તણો છે લાલોરે, મુને પ્રાણ થકી છે વાલોરે; મત વાલો કામણગારોરે, એને અંતરમાં લઇ ધારોરે; ઘેલાનોરે સ્વામી છે લટકાળો, સુંદર છોગાવાળો છેલો. ॥૧॥

ઝુલણું ૨ જું

મન મોહનરે મરકલડે લોભાણી, મારૂં મનડું લીધું તાણી—એ ટેક. જોઇ ટીબકડી રૂડી ગાલેરે, કેસરનું તિલક છે ભાલેરે; હીંડે મધુરી મધુરી ચાલેરે, લીધો કરમાં રૂમાલ મત વાલેરે; ઘેલાનોરે સ્વામી જોઇ હરખાણી, મારૂં મનડું લીધું તાણી. ॥૨॥

### ઝુળણું ૩ જું.

રંગ રસીઆરે, અંતરમાં નિત્ય રહેજો, મીઠા મીઠાં સુખડાં દેજો.—એ ટેક. હુંતો દાસી છઉં તમારીરે, ગુણવંતા તમે ગિરધારીરે; મૂર્તિ લાગે તમારી પ્યારીરે, તન મન જાઉં પ્રાણ વારીરે; સ્વામીજીરે દાસ ઘેલાના એ છે જો, મીઠા મીઠાં સુખડાં દેજો. ॥૩॥

### ઝુલણું ૪ થું.

આજ જોયારે જીવન જુગતે માવો, મેતો લીધો અલૌકિક લાવો;—એ ટેક. ઘોડલીએ જોયા મેં સ્વામીરે, હુંતો આનંદ ઉર અતિ પામી રે; મળતાં વેદના સર્વે વામીરે, પુરૂષોત્તમ અંતર જામીરે; ઘેલાનારે સ્વામીને મન ભાવો, મેંતો લીધો અલૌકિક લાવો. ॥૪॥

### ઝુળણું ૫ મું.

રંગીલોરે નેણાને સનકારે, મારા ચિત્તડાને ચણકારે.—એ ટેક. વળી કામકાજ નવ સુઝેરે, ઘર ધંધે મમનડું ધ્રુજેરે; એ ઘાવ શી રીતે રૂઝેરે, પુછું પ્રેમ મારગ જે બુઝેરે; ઘેલાનોરે સ્વામી દીસે ભારે, મારા ચિત્તડાને ચણકારે. ॥૫॥

### ઝુળણું ૬ ઠું.

લટકાળોરે લટકેથી મન લે છે, વાલો હેત કરી હેરે

છે.—એ ટેક એનાં લોચનીઆં રંગ ભરીઆરે, જોઈ અંતરમાં લઈ ધરીઆરે; તેમ તેમ તે ઉંડાં ગરીઆરે, હવે વિસરે નહિ વિસરીયાંરે; ઘેલાનોરે સ્વામી રંગે ફેરે છે, વાલો હેત કરી હેરે છે. ॥૬॥

ઝુલણું ૭ મુ.

સુંદર વરરે કયારે મંદિર આવે, એને કોણ જઈ સમજાવે—ટેક એ પ્યારો છે સંતોજીનોરે, કયાં મળે એ કુંવર નવીનોરે; ડોલરીઓ જાણે નગીનોરે, હોંસે રાખું હૈયે રંગ ભીનોરે; ઘેલાનોરે સ્વામી ચતુર કહાવે એને કોણ જઇ સમજાવે. ॥૭॥

ઝુલણું ૮ મું

સુણ સજનીરે એક સમે ગઇ પાણી, મોહન જોઇ અચકાણી—એ ટેક. વાલો ઉભા ઘેલાને તીરેરે, વાઇ બંસી ઇચ્છારામ વીરેરે; રહી ધીરજ નહિં શરીરેરે કયારે મળે મોહન પ્રેમ પીડેરે, ઘેલાનારે સ્વામીથી ભરમાણી, મોહન જોઇ અચકાણી. ॥૮॥

ઝુલણું ૯ મું.

મોહનજીરે મનડાંને હરી લીધાં, શું જાણે કામણ કીધાં. એ ટેક. તારી ચિતવની ચંચલ જોઇરે. મારૂં મનડું રહ્યું છે મોહિરે; પ્રેમને હું ધાગે પરોઇરે, તેતો દુરિજન જાણે

ન કોઇરે; ઘેલાનારે સ્વામીએ સુખ દીધાં, શું જાણે કામણ કીધાં ॥૯॥

### ઝુલણં ૧૦ મું.

મારગડારે રોકી ઉભા માવો, મેં નિરખી લીધો લ્હાવો. એ ટેક. વાલો ચપળ તુરંગ ચલાવેરે, માણકી મન લોભાવેરે; મતવાલી મલપતી ચાલેરે, તેતો ગરૂડનો ગર્વ ઉતારેરે; ઘેલાનારે સ્વામીને પ્રીતે વધાવો, મેં નિરખી લીધો લાવો ॥૧૦॥

### ઝુલણું ૧૧ મું.

મારગડારે મુકોને મન ગમતા, સુંદર રાખું છું સમતા.—એ ટેક. મુખ જોઇ તમારૂં કાજુરે, ઉપજે હેત અંતર ઝાઝુંરે; જાણે આવી ગળામાંહુ બાઝુંરે, નહીં લોકડીઆથી લાજુંરે; ઘેલાનારે સ્વામી કેડે ભમતા, સુંદર રાખું છું સમતા ॥૧૧॥

### ઝુલણુ ૧૨ મું

ડોસરીએરે દીવાની મને કીધી, મારી શુદ્ધ બુદ્ધ સર્વે લીધી.—એ ટેક. હું ઘેલી શી ફરૂં જગ માંહિરે, મને કામ ન સૂઝે કાંઇરે; રહું મગ્ન સદા મન માંહિરે, મને મળ્યું છે કાંઇનું કાંઇરે; ઘેલાનેરે સ્વામીએ વશ કીધી, મારી શુદ્ધ બુદ્ધ સર્વે લીધી. ॥૧૨॥

## ઝુલણું ૧૩ મું.

લેરખડારે લીલા તમારી ભારી, સાંભળતાં અતિ સુખકારી.—એ ટેક. કયાંક રંગે રમ્યા રંગ છેલોરે, કયાંક થાળ જમ્યા છે છબીલોરે; કાંક યજ્ઞ કરે અલબેલોરે, કયાંક અડવું કરે અડવીલોરે; ઘેલાનારે સ્વામીની બલિહારી, સાંભળતાં અતિ સુખકારી ॥૧૩॥

## ઝુલણું ૧૪ મું.

માણીગરરે મારે મ્હોલે પધાર્યા, વાલમજીએ વ્હાલ વધાર્યા.—એ ટેક મારે ધન્ય ઘડી છે આજેરે, મ્હેર કરી જુઓને મહારાજેરે; કોણ જુઠા જગતથી લાજેરે, દુરીજન દેખી છોને દાઝેરે; ઘેલાનારે સ્વામીએ કાજ સુધાર્યા, વાલમજીએ વ્હાલ વધાર્યા. ॥૧૪॥

## પદ ૧ લું.—રાગ સ્તવન.

માતા પ્રેમવતીના તન, જોઈ તમારી મૂર્તિ મારૂં મન લોભાણુંજી; જગત જુઠું જાણ્યુંજી,—ટેક.જોઇ તમારી મૂર્તિ મારૂં મન લોભાણુજી.—એ ટેક. છેલ છબીલા, સુંદર તારી, બાનકની બલિહારી; (૨) ચિંતવન કરવા આતુર અતિ, મનવૃત્તિ છે મારી. માતા૰ ॥૧॥ વેઢ વીંટી અનુપમ શોભે, સુઘણલી સોનેરી; (૨) જરકસી વાઘે અંતર બેહેકે, મનડું લીધું હેરી. માતા૰ ॥૨॥ ઉરપર

હાર અમુલખ શોભે, પોંચી રતન જડાઉ; (૨) બાજુ કાજુ સાંકળાં સુંદર, પ્રીતે કરી પહેરાવું. માતા૦ ॥૩॥ શિર પેંચ હરિહીરે જડીઓ, કુંડલનો છબ ન્યારી; (૨) દાસ ઘેલો કહે દિલમાં રાખું, ગુણવંતા ગિરિધારી માતા પ્રેમવતી૦ ॥૪॥

पद २ जुं.

અલબેલા આવોજી, ધર્મકુંવર પાતળીઆ; તમથી પ્રીત બંધાણીજી, જુઠી આ બાજી જાણીજી, ધર્મકુંવર- એ ટેક. ઘેરે સૂરેં ગોવિંદ તારી, મોરલી વનમાં વાગી; (૨) સૂતીતી હું મોહનિદ્રામાં, ઓચિંતાની જાગી. અલ- બેલા૦ ॥૧॥ કામ કાજ હવે કાંઇ ન સૂજે, અલગી નહિ અનુરાગું; (૨) અહોનીશ રહેજો નેણાં આગે, મોહન એ વર માગું. અલબેલા૦ ॥૨॥ મારૂં ઘર પોતાનું જાણી, પ્રીતમ પ્રેમે પધારો; (૨) અંતરનું અંધારૂં ટાળી, કરો સફળ જન્મારો. અલબેલા૦ ॥૩॥ જે જોઇએ તે તમને પ્યારા, હાજર આણી આપું; (૨) દાસ ઘેલો કહે દર્શન કરીને, ભવ ભટકણ દુઃખ કાપું. અલબેલા૦ ॥૪॥

पद १ लुं.

" ઘેલા ભલે થયાંરે. "–એ રાહ.

હેતે હેરીઆરે, પુરણ પુરૂષોત્તમ શ્રીસ્વામીને;

અવલોકી ઉરમાંરે, રાખું પ્રીતે અંતર જામીને;-એ ટેક.
ગૌરવર્ણ ગોવિંદ તમારૂં, રૂપ અંતર અરખાણું;
જીવન જતન કરીને રાખું, મારૂં દોયલી વેળાનું નાણું. હે૦ ૧
ભાલ તિલક કેશરનું શોભે, ભ્રકુટી ભ્રમર રહ્યા સેવી;
નાસા નમણી આંખુ અણીઆળી, મનોહર મૃગના જેવી. હે. ૨
દક્ષિણ ગાલે તિલ અતિ સુંદર, વામ કર્ણ ચિન્હ સારૂં;
મૂછની રેખા અતિ રૂપાળી, અધરામૃત પરવારૂં હે૦ ૩
ચિબુક સુંદર કંઠ કોકિલા કૌસ્તુભ મણિને શોભાવે;
તે મધ્યે તિલ મહા મનોહર, જોઈ દાસ ઘેલો સુખ પાવે. હે. ૪

पद २ जुं.

જોયા ઢોલીએરે, શ્રી હરિ સહજાનંદ સુખકારી;
મૂર્ત્તિ નિરખતાં રે, પુલકિત ઉઠે અંગે ભારી.—ટેક.
ભુજા જુગલ જગજીવન જોઇને, આંગળીઉં દશ ન્યારૂં;
અરૂણ કમલ સમ નખ છે રાતા, ચોટયું ચિત્તડું મારૂં. જો૦ ૧
વિનગુણ હાર હૈયાપર શોભે, શ્રીવત્સનું ચિન્હ ઉર ધારૂં;
રોમાવલિ કેસર ચંદનમાં, જોઇ ત્રિવલી ઉપર વારૂં. જો૦ ૨
નાભી નૌત્તમ ઉદર અનુપમ, તિલ તેપર અતિ સારા;
કટિ કેસરી ઉરૂ અતિ સુંદર, ઘુંટણ છે રઢીયાળા. જો૦ ૩
પિંડીપાની નૌત્તમ શોભે, ચિન્હો ચિન્હમાં વૃત્તિ રાખું;
જુગલ ચરણ દેખી, ઘેલો કહે, સુખ નિધિ વારીનાંખું. જો૦ ૪

### પદ ૧ લું. રાગ–ભેરવી.

" કહો મેરી માદર જાતિ કહાં. "–એ રાહ.

લાગી મોરી પ્રગટ પ્રભુ સંગ પ્રીત,
જગ જાન્યો સર્વ અનિત; લાગી મોરી૦-એ ટેક
કાલ માયાકો અબ ડર નાંહી,
મોહન મેરો મીતી. લાગી મોરી૦ ॥૧॥
કીડી કુંજરકો મેલાપ દેખો,
એહી અલૌકિક રીત. લાગી મોરી૦ ॥૨॥
જગ જીવનસેં જીયરો બંધાણો,
વિષય સુખ વિપરીત લાગી મોરી૦ ॥૩॥
દાસ ઘેલો કહે રસબસ લાલનસેં,
બીજે ન ખુચે ચિત્ત. લાગી મોરી૦ ॥૪॥

### પદ ૨ જું.

મારા મન મોહન મીઠા મહારાજ,
છો તમે ગરીબનિવાજ. મારા૦–ટેક
ભક્તિનદન ભવસાગર તારો.
તુમ મોરે શિરતાજ. મારા૦ ॥૧॥
બિરદ તમારો પ્રભુ ઉર ધારો,
કૃપા સાધ હો આજ. મારા૦ ॥૨॥
ગરૂડ તજી ગોવિંદજી આયે,

કીયો ભક્તકો કાજ. મારા૦ ।।૩।।
ઘેલાના સ્વામી અંતરયામી.
રખો પ્રભુ તુમ લાજ; મારા૦ ॥૪॥

પદ ૩ જું.

રહો તુમ ચર્ણુમે ચિત્ત સદા, એહિ માગું સર્વદા રહો.-ટેક
વિષયવિકાર તો નઈ વ્યાપે, નિકટ ન આવે આપદા. રહો૦ ૧
જાકો ધ્યાન કરત ત્રિપુરારી, સેવે પ્રેમે શારદા. રહો૦ ૨
શુક સનકાદિક નિત્ય ગુન ગાવે, જાકું ભજે નારદા. રહો૦ ૩
ઘેલો કહે પ્રભુ તુ મહી જાનો, મેરે મનકી હારદા. રહો૦ ૪

પદ ૪ થું.

હરિમમ જીવન પ્રાણ આધાર, રહો મેરે હૃદય મોઝાર; હ૦ ટેક.
ક્ષણ ભર ન્યારા નાથ ન રાખું, અવિછિન્ન ગંગાધાર. હ૦ ૧
હાલરકી લકડીકી પેરે, પ્યારા ન મુકું કોઈ વાર હ૦ ૨
તુમ રે નામકી માલા જપત હું, તુમ હો તારન હાર. હ૦ ૩
ઘેલો કહે પ્રભુ અબ કહાં જાઉં, તુમ હમારે શિરદાર હ૦ ૪

પદ ૧ લું.—રાગ ભેરવી

"હરિ મિલે બોલસરીકી છૈયાં એ ઢાળ."

ઉર દેખો મેરે ચતુર સૈયાંકો, રામ પ્રતાપજીકે ભૈયાં કો. (ર) ઉરદેખો૦—ટેક. ઠુમક ઠુમક પ્રભુ પાઉં ધરત હયે, કર પકડયો ભક્તિ મૈયાકો. ઉરદેખો૦ ।।૧।। ગિર-

ધારી ઘર આંગન ખેલત, ધન્ય ભાગ્ય એહી ફરીઆકો (૨) ઉરદેખો૦ ॥૨॥ સુર સબ વિમાન ચડી આયે. મુખ દેખન ડોલરીઆકો. (૨) ઉરદેખો૦ ॥૩॥ દાસ ઘેલો કહે બાલકૃષ્ણ છબ, નિરખી તપત બુઝાવો હેયાંકો. ઉ૦ ॥૪॥

પદ ૨ જું.

છપૈયા કે સઘન કુંજ બનમેં, પ્યારો ખેલ ખેલત લડકનમેં (૨)–ટેક. ગૌરવરણ ઘનશ્યામકો સુંદર, સદા બસ રહો મેરે મનમેં. (૨) છપૈયા૦ ॥૧॥ ખેલત શ્વેદ ભયો તન ઉપર, જાણે બદન છાયો મોતીઅનમેં. (૨) છપૈયા૦ ॥૨॥ છુટી અલકન હરિ મુખપર આઇ, જાણે શેષ લપટયો ચંદનમેં. (૨) છપૈયા૦ ॥૩॥ દાસ ઘેલો કહે મેરો એહિ પ્યારો, જાકે શીશ નમુ ચરનનમેં (૨) છ૦ ૪

પદ ૩ જું.

વેણી માધુ કે સંગ મુરારી, ખેલી ઘેર આવત ગિરધારી. (૨) વેણી–ટેક. માતા રાહ દેખત મોહનકી, પિતા શોચત ભારી. (૨) વેણી૦ ॥૧॥ અબતક પ્યારે કયું નહીં આયે, અયેસી કરો નાંહી બિહારી. (૨) વેણી૦ ॥૨॥ ભોજન બખત વહી ગયો પ્યારે, પીઓ કયું નહિં સુંદરવારી. (૨) વેણી૦ ॥૩॥ કહા જાનું લાલ કહાં ગયે તે, દાસ ઘેલા કો સુખકારી. (૨) વેણી૦ ॥૪॥

### પદ ૪ થું.

તેરી લઉંરે બલૈયાં મોરે પ્યારે, માતા હર્ષ કે આંસુ ઢારે. (૨) તેરી૦–ટેક. ગોવિંદકું લેકે ગોદમેં બેઠી, તનમન પ્રાણ કો વારે. (૨) તેરી૦ ॥૧॥ ઘડુલો ઘનશ્યામ કો કરત હે, અનહદ મોદ વધારે. (૨) તેરી૦ ॥૨॥ પ્રેમવતીકો પ્રેમ દેખ મોહન, દયા અતિ ઉરધારે. (૨) તેરી૦ ॥૩॥ દાસ ઘેલો કહે અહો ભાગ્ય ઉનકે. પ્રભુકું પલ ના બિસારે. (૨) તેરી૦ ॥૪॥

### પદ ૧ લું—રાગ કલ્યાણ.

### જોબન મદમાતી જાની–એ ઢાળ.

મોહન મેરા પ્યારા રાજાની સાંમરા સુજાણ. (૨) સાંમરા સુજાણ મમ જીવન પ્રાણ. મોહન૦-ટેક. મુખડું તમારૂં પલન વિસારૂં, (૨) રાખું એ દિલમાં નિશાન. મોહન૦ ॥૧॥ ગૌરવરણ ગોવિંદ તમારૂં. (૨) તલખે જોવા મોરા પ્રાણ. મોહન૦ ॥૨॥ કબમેં દેખું ધર્મ કુંવરકું (૨) પ્યારો એ ચતુર સુજાણ. મોહન૦ ॥૩॥ ઘેલાનો સ્વામી અંતરજામી, (૨) નિરખું સદા સુખ ખાણ. મોહન૦ ૪

### પદ ૨ જું.

શ્યામ સલુણા પ્યારા સરજનહારા (૨) સરજનહારા

છો ધર્મદુલારા. શ્યામ૦-ટેક. તોરે કારણમેં દરદર ભટકું, (૨) કરનેકો દિદારા. શ્યામ૦ ॥૧॥ મન મોહનની મનોહર મુર્ત્તિ ૨) દેખી દુઃખ જાવે સારા. શ્યામ૦ ॥૨॥ શ્વેત વસન વ્હાલે અંગપે ધર્યા છે, (૨) શ્વેત ફુલુંકે હારા. શ્યામ૦ ॥૩॥ ઘેલો કહે મેરે પ્યારેને હાથુમેં, (૨) શ્વેત લીઆ હે રૂમાલા. શ્યામ. ॥૪॥

પદ ૩ જું.

માધુરી તારી મૂર્તિ મુરારી, (૨) મૂર્તિ મુરારી જાઉં બલિહારી. માધુરી૦—ટેક. લટકાળી અતિ કામણગારી, (૨) ચિત્તવની સબસેં ન્યારી. માધુરી૦ ॥૧॥ મુસ્કનીમેં મન મેરો હરિ લીનો, (૨) થકીત ભયે નર નારી. માધુરી૦ ॥૨॥ જો કોઈ વાકે શરણે આયે, (૨) ભૂપતિ ભયે ભેખધારી. માધુરી૦ ॥૩॥ ઘેલો કહે ઘનશ્યામ સુંદરપર, (૨) તન મન જાઉં મે વારી. માધુરી૦ ॥૪॥

પદ ૯ મું.

ફુલ છડીવાલે હાથ ધરી છે, (૨) હાથ ધરી જોને જાદુભરી છે. ફુલછડી૦-ટેક. કરના લટકા કલ્યાણકારી, (૨) જોવાને મેં વૃત્તિ કરી છે. ફુલ છડી૦ ॥૧॥ હંસ ગતી ચાલ ચાલે મતવાલો, (૨) લટકાળી જોને હરખભરી છે. ફુલ છડી૦ ॥૨॥ ફુલુંની ફેરે ભ્રમર ચહુકોરે

(२) ગુંજાર કરી મારી વૃત્તિ હરી છે. ફુલ છડી૦ ॥૩॥ ઘેલો કહે પ્રભુ આહીં બિરાજે, (२) ડોલરીઓ રંગ ભીનો વરી છે. ફુલછડી૦ ॥૪॥

## પદ ૧ લું.

ભુદરાઓ ભાવનો ભૂખ્યો.--એ ઢાળ.

બિહારી બને આજ મહારાજાધિરાજ, (२)
કાહા બરનું સુખ સાજ. બિહારી.--ટેક.
દીવ્ય સિંહાસન શ્યામ બિરાજત, (२)
નિરખે વ્હાંકે ભાગ્ય બિહારી૦ ૧
છત્ર ચમર શિર ઉપર શોભિત, (२)
સંગલીયે સંત સમાજ. બિહારી૦ ૨
છડીદાર શુભ બાન પુકારત, (२)
જન આએ દર્શન કાજ. બિહારી૦ ૩
દાસ ઘેલો કહે સર્વ ધામકે, (२)
નાથ જાણો શિરતાજ. બિહારી૦ ૪

## પદ ૨ જું.

સુંદર વર આજ બને ગિરધારી(२)
દેખો બાનકશી છબ ન્યારી. સુંદર૦--એ ટેક.
ભક્તિ નંદનકો જગવંદન કરે, (२)
ધ્યાન ધરે ત્રિપુરારી. સુંદર૦ ૧

માધુરી મૂર્તિ વિસરે ના ઉરથી. (૨)
જાઉ મેં ઉનપર વારી. સુંદર૦ ૨
હરિજન હાર હજારો પહેરાવત, (૨)
ભીડ ભઈ હે ભારી. સુંદર૦ ૩
દાસ ઘેલો કહે દર્શન કરીને, (૨)
લેજો ઉરમાં ઉતારી સુંદ૦૨ ૪

પદ ૩ જું.

નાથજી ન્હાવા પધાર્યા મુરારી (૨)
કરી માણકી ઉપર સ્વારી. નાથજી --ટેક.
ધીમે ધીમે પ્રભુ ચાલ ચલાવત, (૨)
બોધલી લાગત પ્યારી. નાથજી૦ ॥૧॥
સંગલીને સબ સંત ભક્તકો (૨)
ડગર ચલત જયકારી. નાથજી૦ ॥૨॥
ગુનીજન ગાન કરત પ્રભુ આગે, (૨)
વાજાં વાગે ભારી. નાથજી૦ ॥૩॥
ઘેલો કહે પ્રભુ આનંદે જાતહે. (૨)
ઉન્મત ગગાધારી. નાથજી૦ ॥૪॥

પદ ૪ થું.

દેખો હરિ શોભા વર્ણી ન જાએ, (૨)
સુર આયે પુષ્પ વધાએ. દેખો૦ ટેક.

ભીડ ભઈ નહિ ત્રટ કે ઉપર, (૨)
ધાઈ ધાઈ જન સબ આએ. દેખો૦ ॥૧॥
અંબર છાયો પુષ્પ વૃષ્ટિસેં (૨)
સરીતા સંતસેં છાએ. દેખો૦ ॥૨॥
જય જય શબ્દ મુનિજન બોલત, (૨)
આનંદ ઉછરંગ માંએ. દેખો૦ ॥૩॥
ઘેલાનો પ્રભુ અતિશે દયાળુ (૨)
લાગું મેં ઉનકે પાય. દેખો૦ ॥૪॥

પદ ૧ લું. રાગ દેશ.

વારી જાઉં રે શામળીઆ—એ ઢાળ.

પ્રીતે પધારો પાતળીઆ પ્હેરી ચાખડીરે,
મને લાગી છે મળવા તણી ધાખડીરે. પ્રીતે૦—ટેક.
પ્રીત કરી શામળીઆ આવો, હવે મોહન નહીં તરસાવો;
દીજે ઉત્તમ લાવો, હાજર છું ખડીરે. પ્રીતે૦ ૧
સુંદર મેં તો સેજ સમારી, કાજુ કુસુમ તણી બહુ સારી;
આવોને મુરારી, માણકીએ ચડીરે. પ્રીતે૦ ૨
શ્રીજી મુજને લાગો વાલા, કરગરી કરૂંછું કાલાવાલા;
અલબેલા રાખું, હું ઉરમાં જડી રે. પ્રીતે૦ ૩
તુજ આવે મુજ કારજ સરે જોઇ દુઃખ અંતરનું ટળે.
ઘેલો અરજું કરે, ચરણુંમાં પડીરે પ્રીતે૦ ૪

## પદ ૨ જું.

શિતળ થાએ છે અલબેલા જોઈ છાતડીરે,
મીઠી લાગે છે વાલા તમારી વાતડીરે. શિતળ૦—ટેક.
મોહન મુજને માર્ગે મળીઆ, લઈ પ્રીતે અંતરમાં ધરીઆ;
વિસરો નહિં વિસરીઆ, રાખું એ આખડીરે. શિત૦ ૧
ધર્મકુંવર બિર્દ તમારો ભારી, અંત સમે આવોછો મુરારી;
ઉચ કે નિચ જોતા નથી જાતડીરે. શિત૦ ૨
પ્રત્યક્ષ પ્રભુ જ્યારે મળશે, અંતરનાં દુઃખ ત્યારે ટળશે;
જન્મ મરણની મટશે, મારી ઘાતડીરે, શિત૦ ૩
સહજાનંદ સ્વામી મળ્યાછે, આજ અલૌકિક ભાગ્ય ફળ્યાછે
ઘેલો કહે ચિત્ત ચર્ણે ધર્યા છે, વ્હાલા હરઘડીરે. શિત૦ ૪

## પદ ૩ જું.

વારી વારીરે શામળીઆ તોપેં વારણેરે,
વાટ જોઇને ઉભીછું આવી બારણેરે. વારી વારી૦--ટેક
મલપતા મારે મંદિરે આવો, પ્રીત કરી મુજને બોલાવો;
લઉં અલૌકિક લાવો, ધરી ચારણેરે. વારી વારી૦ ૧
આવો વાલમ કરીએ વાતું, તમ વિના નથી રહેવાતું;
ગમે છે એકાંતું, તમારે કારણેરે. વારી વારી૦ ૨
હીંડોળો બાંધ્યો તમ કાજે, હરિ હેતે ઝુલાવું આજે;
અગણિત સૂર્ય લાજે, તોરે ઉજારણેરે. વારી વારી૦ ૩

રૂપ જોઇને હું લોભાણી, વાલા લાગો સારગપાણી;
ઘેલો કહે મનડું તાણી, લીધું કોડામણેરે. વારી વારી૦ ૪

પદ ૪ થું

વાલા વિજોગે સંભાળુ તારી મૂર્તિરે,
નાથ નિમિષ ન મુકું મારા ઉરથીરે. વાલા વિજોગે૦—ટેક.
કોડીલી છે કામણગારી, રાખું હું નૈણામાં ધારી;
લાગે છે તે જાળી, કોટી સુર્યથીરે, વાલા વિજોગે૦ ૧
[1]સુરભી જાએ વનમાં ચરવા, પ્રીતી લાગી વચ્છને મળવા;
કરે છે હિંસરવા, રાખી સુરતીરે. વાલા વિજોગે૦ ૨
કામ કાજની આવે ઝડીઉં, અનુસંધાન મૂર્તિમાં ધરીઊ;
સેવે જેમ કુંજડીઉં, રહી દૂરથીરે. વાલા વિજોગે૦ ૩
યુક્તિથી અંતરમાં ધારૂં, ખટકેથી નિત્ય સંભાળું;
કાજસરે ઘેલો કહે મારૂં, ખુદ હજુરથીરે વાલાવિજોગે૦૪

પદ ૧ લું.—રાગ ખંભાતિ.

નજરા ગયો બાલમ મોરે અંગનાં.--એ ઢાળ.

મહારાજ બિરાજે આજ બગીઆમેં, (૨)
બગીઆમેં ભીડ ભઇ અતિ મગીઆમેં. મહારાજ૦-ટેક.
લક્ષ્મીપતિ લક્ષ્મીવાડીમેં; (૨)
સભાકિની સુંદર જગીઆમેં, મહારાજ૦ ૧

૧ ગાય.

રત્ન સિંહાસન શ્યામ બિરાજત, (૨)
સબ સંત બેઠે પ્યારે અગીઆમેં. મહારાજ૦ ૨
શ્વેત વસન હરિ અંગપર પહેરે, (૨)
શ્વેત પુલું કે તોરે પઘ્રીઆંમેં. મહારાજ૦ ૩
નિરખી નાથકું આનંદ આવત, (૨)
દાસ ઘેલો કહે મેરે અંગીઆંમેં. મહારાજ૦ ૪

પદ ૨ જું.

શ્યામ તોરી બાનકકી બલિહારી, (૨)
બલિહારી જાઉમેં વારી. શ્યામ૦--એ ટેક.
અક્ષરાતિત પ્રભુ આપ પધાર્યા (૨)
હરિકીની હમપર કરૂણા ભારી. શ્યામ૦ ૧
નાથ ઘડીપલ ન્યારા ન મૂકું, (૨)
પ્યારા રાખું અંતરમાં ધારી, શ્યામ૦ ૨
તુમ બાનામેં બાની તિહારી (૨)
પ્યારી લાગે તોરી સરદારી. શ્યામ૦ ૩
કહે ઘેલો પ્રભુ મેરે તો તુમહો, (૨)
શિરકે ઉપર ગિરધારી. શ્યામ૦ ૪

પદ ૩ જું.

છેલા આકે બસો મેરે નેનનમેં, (૨)
નેનનમેં પ્યારે ચીતવનમેં. છેલા૦--એ ટેક.

તુમ બિનાં મોએ રેંનન બીતત, (૨)
દિન નહીં જાવત ચેનનમેં. છેલા૦ ॥૧॥
અલબેલા તુમ સમ નહીં દેખ્યો. (૨)
પ્યારે મુક્તિ ભુક્ત દેનનમેં. છેલા૦ ॥૨॥
ભક્તિ નંદન તુમસેં મન માન્યો, (૨)
મેંતો લોભાણી તોરે બેનનમેં છેલા૦ ॥૩॥
દાસ ઘેલો કહે નિશદિન પ્યારે, (૨)
ચિત્ત રહો તુમારે ચરનનમેં છેલા૦ ॥૪॥

પદ ૪ થું

નાથ તેરી છબી સબસેં ન્યારી (૨)
સબસેં ન્યારી પ્યારે ગિરધારી, નાથ૦-એ ટેક.
શ્યામ સુંદર તોરી માધુરી મૂર્તિ, (૨)
વાલા વિસરો નાંહીં વિસારી. નાથ૦ ॥૧॥
ગુણીયલ મારા ગુણસાગર પ્યારા, (૨)
છેલા દેખું મેં અંતર ધારી. નાથ૦ ॥૨॥
મોર મુગટ પિતાંબર શોભે, (૨)
કાનું મે કુંડલ મીનાકારી. નાથ૦ ॥૩॥
દાસ ઘેલો કહે આજકી છબી પર, (૨)
પ્રભુ કોટી કોટી કંદ્રપવારી. નાથ૦ ॥૪॥

## પદ ૧ લું—રાગ—કાનરો.

### પોઢણીઉં.

" શ્રી કૃષ્ણ કૃપાવિના કોન ઉગારે " એ ઢાળ.

શ્રી ઘનશ્યામ સુંદર છોગાળા, મમ હૃદય મંદિર અંદર; સુખે પોઢો તમે ધર્મ દુલારા, શ્રી ઘનશ્યામ૦ એ ટેક. પ્રેમ પલંગ બિછાવ્યો તમ કાજે, હીરા માણક માંહીં નંગ અપારા; ફુલુંકી તળાઈ મખમલકી રજાઈ, ફુલુંકે ઓશિકે તકીએ બેસોને દયાલા. શ્રી ઘનસ્યામ૦ ॥૧॥ ગુનીજન ગાનકરત અતિ સુંદર, પોઢણીઆં બોલે સંતજન સારા; ચરણ ચાંપું પાવલીઆં પંપોળું, આજ અલૌકિક ભાગ્ય અમારાં શ્રી ઘનશ્યામ ॥૨॥ શીત ઋતુમાં મખમલકી રજાઇ; ગ્રીસ્મ ઋતુમાં ચાદર ફુલું કી લાઈ; વર્ષા ઋતુમાં વાયરો નાંખુ, ચંદન ચરચું અંગ પર પ્યારા શ્રી ઘનશ્યામ૦ ॥૩॥ [1]કરવટ લેજો વાલા સુખ મોકું દેજો, પ્રીતે પોઢાડું હૃદયામાંઈ મારા; દાસ ઘેલાના નાથ દયાળુ, સયન કરો તમે સર્જનહારા. શ્રી ઘનશ્યામ૦ ॥૪॥

---

૧ પાસુ ફેરવવુ.

## પદ ૧ લું.

## મંગલા—બિભાસ.

"ચકલી ન બોલે શ્યામ."–એ ઢાળ.

જાગીએ મહારાજ કુંવર ધર્મ કે દુલારે,
ધર્મ કે દુલારે મોરે પ્રાણ હુંકે પ્યારે. જાગીએ૦–એ ટેક.
ઝાલરી બજન લાગી, ઘંટીઆં ગરજન લાગી, (૨)
દુંદભી બોલન લાગી, દેવ દરબારે. જાગીએ૦ ૧
સુરનર મુનિ આએ; પ્રભુકું લાગન પાયે, (૨)
ગુનીજન ગુન ગાએ, સ્વર ધુની સારે, જાગીએ૦ ૨
સંતઆઈ બેઠે સબ, દીજીએ દરસ અબ, (૨)
અલૌકિક જાણું તબ, ભાગ્ય હમારે. જાગીએ૦ ૩
વદન દેખાઓ પ્યારે, પ્રેમસેં સર્જનહારે, (૨)
દાસ ઘેલો ઉચારે જશ તુમારે. જાગોને૦ ૪

## પદ ૨ જું.

જાગોને મોરે શ્યામ, રેનબીતન લાગે,
રેનબીતન લાગે સંત મુનિ ખડે આગે.જાગોને૦ટેક.
સૌચ કરાવું, કર ચરણ પખાળું.
દાતણ આલું, મુખ મંજન કાજે. જાગોને૦ ॥૧॥
જુગતેથી નવરાવું વસન ભૂષન પેરાવું,
હાર ધરાવું તોરા પાઘને માથે. જાગોને૦ ॥૨॥

માખણ કટોરે ન્યારે, સાકરકે બુરે ડારે,
જમો અબ મોરે પ્યારે, પકવાન તાજે. જાગોને૦ ॥૩॥
સુંદર જલ પીજો, પાનનકી બીડી લીજો,
મુખકો ત બોલ દીજો, દાસ ઘેલો માગે. જાગોને૦ ॥૪॥

પદ ૧ લું.—રાગ સારંગ.
મધ્યાન સમયે શયનનું.

હરિ ભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાય.-ઢાળ
રાજ ભોગ જમી, મુખવાસ લીજે મોરે પ્યારે;
જલ પાન કરી, શયન કરો શામળીઆ મધ્યાન કાળે. ટેક
કાજુ પોયણ સમમેં સેજ સજી, સુખે આરામ લ્યો તમે
ગિરિધરજી; દાસ ચરણ કમળને પંપાળે. રાજ૦ ॥૧॥
વાયુ ઢોળું હું પ્રીતમ તમ માથે, પડે ટાઢતો શાલ ઓ-
ઢાળું હાથે; દાસ હેતેથી તમને પોઢાડે રાજ૦ ॥૨॥
ફોરૂં અતર પુષ્પતણી ભારે, ભકતો દર્શન કારણ દોડી
આવે; તેને વિયોગ તમારોરે બાળે, રાજ૦ ॥૩॥
પોઢયા પ્રેમ પલંગપર સુખકારી, મારા મંદિર અંદર
મોરારી; દાસ ઘેલો ચરણુંમાં ચિન્હ નિહાળે રાજ૦ ॥૪॥

પદ ૧ લું—ઉથાપનનું.
રાગ ધનાશ્રી.

દીજીએ દર્શન દાન દયાનિધ, દિજીયે દર્શન દાન;

(૨) એ ટેક. ઉથાપન કે દર્શન કારણ, (૨) આઈ હું ભગવાન. દયાનિધિ૦ ॥૧॥ શયન કરી અબ જાગીએ પ્યારે, (૨) તુમ હો કૃપા નિધાન. દયાનિધિ૦ ॥૨॥ અલબેલા હું અરજ કરૂંછું (૨) સુણચે ચતુરસુજાણ. દયા નિધિ૦ ॥૩॥ ઘેલો કહે ઘનશ્યામ સુંદરકો, (૨) ધરો નિરંતર ધ્યાન. દયા નિધિ૦ ॥૪॥

### પદ ૨ જું.

વદન દેખાઓ ઘનશ્યામ, પ્યારે મોરે;
વદન દેખાઓ ઘનશ્યામ (૨)--એ ટેક.
શયન કરી અબ જાગો પ્યારે. (૨)
કરાવું સુંદર સ્નાન. પ્યારે૦ ॥૧॥
વસ્ત્ર પહેરાવી આભૂષણ ધરાવું (૨)
હીરા મોતી નકે તમામ. પ્યારે૦ ॥૨॥
ભાત ભાત કે મેવા લાવું, (૨)
આરોગો સુંદર શ્યામ. પ્યારે૦ ॥૩॥
ઘેલો કહે જલપાન કરીને (૨)
લીજીએ બીડી પાન. પ્યારે૦ ॥૪॥

### પદ ૧ લું.

વાલો મને લાગે વાલો, વાલો વાસુદેવ.–એ ઢાળ.
નમું સચ્ચિદાનંદ પ્યારા દેવાધિ દેવ, (૨)

વારંમવાર એ વચનો મીઠા બોલ્યાની તમને ટેવ.
નમું સચ્ચિદાનંદ પ્યારા, દેવાધિ દેવ.-એ ટેક.
પુરૂષોત્તમ પોતે આપ પ્રભુ છો, (૨)
કોઈ ન જાણે તમારો ભેવ. નમું૦ ॥૧॥
સુર નર મુનિવર પ્રીતેથી આવી, (૨)
કરે તમારી નિત્યે સેવ. નમું૦ ॥૨॥
ભુદરજીને ભજતાં છુટે, (૨)
અંતર તણા અહમેવ. નમું૦ ॥૩॥
મોહનજીનું મુખડું જોવા. (૨)
દાસ ઘેલો કહે રાખું ખેવ. નમું૦ ॥૪॥

પદ ૨ જું.

પ્રભુ નર્ક નિવારણ વિશ્વાઆધાર, (૨)
દ્વીભુજ મૂર્તિ સદા સાકાર. પ્રભુ૦-એ ટેક
હે દીન બંધુ છો દયા સિંધુ, (૨)
ઉતારો ભવ પાર. પ્રભુ નર્ક૦ ॥૧॥
વારમવાર એ વિનતિ અમારી, (૨)
સાંભળજો કરી પ્યાર. પ્રભુ નર્ક૦ ॥૨॥
ભુદરજી ભવસાગર તારો (૨)
એક તમારો આધાર. પ્રભુ નર્ક૦ ॥૩॥
દયાનિધિ ગુણસાગર પ્યારા, (૨)

દાસ ઘેલાના કીરતાર. પ્રભુ નર્ક૦ ॥૪॥

પદ ૩ જું.

જુઓને જાગી ભાઇઓ શ્યામ સોહાગી (૨)
શું સુતા અજ્ઞાન નિદ્રામાં અવિદ્યા સંગે લાગી.
જુઓને જાગી ભાઇઓ શ્યામ સોહાગી --એ ટેક.
ચિંતામણિ રૂપ આ મનુષ્ય દેહ છે, (૨)
એળે ખુઓ નહિં અભાગી. જુઓને૦ ॥૧॥
સ્મરણ કરતાં શ્રી ઘનશ્યામનું, (૨)
ભ્રમણા જાશે ભાગી. જુઓને૦ ॥૨॥
નિર્ભય નામ નારાયણનું લેજો, (૨]
આળ પંપાળને ત્યાગી. જુઓને૦ ॥૩॥
દાસ ઘેલાના નાથને ભજતાં (૨)
થયાં સર્વે બડભાગી. જુઓને૦ ॥૪॥

પદ ૪ થું

મંગલકારી પ્રભુનામ તમારૂં, (૨)
પ્રભાતે ઉઠી સ્મરણ કરતાં કાજ સરે છે અમારૂં,
મંગલકારી પ્રભુ નામ તમારૂં -એ ટેક.
અનેક જન્મનાં ઓઘ બળશે, (૨)
અંતર થાય અજવાળું મગલ૦ ॥૧॥
શ્રી સહજાનંદ નામથી ઓધર્યા, (૨)

ભક્ત જુઓને હજારૂં. મંગલ૦ ॥૨॥
ગજ ગુણિકા અજામીલ જેવાનું, (૨)
એ નામથી થયું છે સારૂં. મંગલ૦ ॥૩॥
દાસ ઘેલાના સ્વામીને ભજતાં, (૨)
જમનું ન લાગે લારૂં. મંગલ૦ ॥૪॥

પદ ૧ લું.--રાગ કેરબો.

ઓલે દરજીવાલે છોકરે બગાડી. એ ઢાળ.

મને સાચો હીરો હરિ હાથ ચડયો, (૨)
હરિ હાથ ચડયો લઇ ઉરમાં ધર્યો. મને૦-એ ટેક.
હું જગતના તાનમાં ભમતો, (૨)
ચિંતામણી મારી નજરે પડયો મને૦ ॥૧॥
બીજું સર્વે કથીરજ, ભાસ્યું (૨)
પ્રકૃતિ પુરૂષ સુધી વિચાર કર્યો. મને૦ ॥૨॥
સર્વે જાણ્યા મેં કાળના કોળીઆ. (૨)
ઘનશ્યામ અજર અવિનાશી ઠર્યો. મને૦ ॥૩॥
ઘેલો કહે શિદ મુંઝાઉં મનમાં, (૨)
શ્રીજી મળ્યા મારો કાજ સર્યો. મને૦ ॥૪॥

પદ ૨ જું.

પ્યારો માવ મળ્યા તન તાપ ટળ્યા. (૨)
તન તાપ ટળ્યા જુઓ ભાગ્ય ફળ્યા. પ્યારો૦ ૧

જે વસ્તુ આપણને મળી છે, (૨)
તે વ્હાલો કોઇને ન જડયા. પ્યારો૦ ॥૧॥
ભુદરજીને ભાવથી ભેટો, (૨)
આજ અલબેલો અઢળ ઢળ્યા. પ્યારો૦ ॥૨॥
હારી બાજી હું સર્વે જીતી, (૨)
મારા અવળા પાસા સવળા પડયા. પ્યારો૦ ॥૩॥
ઘેલો કહે જુઓ આજ અવિનાશી (૨)
શ્યામ સદા સુખ દુઃખમાં ભળ્યા. પ્યારો૦ ॥૪॥

पद ३ जं.

સત્સંગ શિરોમણી કહાવે છે, (૨)
કહાવે મને ભાવે છે. સત્સંગ૦-એ ટેક.
મહિમા મોટો વાતો અલૌકિક, (૨)
સંત તે તો સમઝાવે છે. સત્સંગ૦ ॥૧॥
અજ સનકાદિક પાર ન પામે, (૨)
સહસ્ત્ર મુખે શેષ ગાવે છે. સત્સંગ૦ ॥૨॥
લવ સત્સંગનો વિશ્વામિત્રને (૨)
મહિમા વશિષ્ઠ બતાવે છે. સત્સંગ૦ ॥૩॥
અહો ભાગ્ય સત્સંગમાં આવે, (૨)
જોઇ દાસ ઘેલો હરખાવે છે. સત્સંગ૦ ॥૪॥

## પદ ૪ થું

હરિજન હરખમાં રહેજોજી, (૨)
મુખે સ્વામિનારાયણ કહેજોજી. હરિજન૦ એટેક.
પંચ વર્ત્તમાન પૂરણ પાળો, (૨)
વચન વ્હાલાના સ્હેજોજી. હરિજન૦ ૧
ધર્મ જ્ઞાન વૈરાગ્યને ભક્તિ (૨)
અંતર ધરી સુખ લેજોજી હરિજન૦ ૨
ઉપાસના અળગી નવ રાખો, (૨)
નિમ નિશ્ચમાં ચિત્ત દેજોજી. હરિજન૦ ૩
સંત સેવા સદ્ભાવથી કરજો, (૨)
ઘેલા અવગુણ કોનો ન લેજોજી હરિજન૦ ૪

## પદ ૧ લું.

મારા તનમાં મનમાં ભર્યો ઠર્યો છે. એ ઢાળ;

મારા શ્રી ઘનશ્યામ સદોદીત ધામ, છો ભક્ત વત્સલ ભગવાન; અધમ ઓધારણ પતિત પાવન, સબ વિધિ પૂરણકામ, મારાશ્રી૦-એ ટેક. આ અવસર દયાના સાગર, મહેર કરી અમપર; નિજ જનને પ્રભુ આપવા ધામ, પધાર્યા અભિરામ. મારાશ્રી૦ ॥૧॥ ભક્તિ નંદન છો જગવંદન, નાથ સદા સુખ કંદન; શરણે આવ્યા તેનાં કીધાં છે કામ, પોંચાડી મનની હામ. મારા

શ્રી૦ ॥૨॥ પ્રોઢ પ્રતાપ બતાવ્યો છે આપ, હર્યા છે જન સંતાપ; ભીડ ભક્તોની જાણીને શ્યામ, આપ્યાં છે અગગણિત દામ. મારાશ્રી૦ ॥૩॥ ધર્મવંશી ધરણીપર આવી, ધર્મની ધજા ચડાવી; ઘેલો કહે ગુણ ગાઓ લ્યો નામ, સમરો આઠો જામ. મારાશ્રી૦ ॥૪॥

પદ ૨ જું.

વાલા અજર અમર અવિનાશી પ્યારા, અક્ષરના આધાર; દીન બંધુ તમે દયાના સિંધુ, ઉતારો ભવપાર. વાલા૦–એ ટેક. પ્રભુ તમારો મહિમા છે ભારી, ધ્યાન ધરે ત્રિપુરારી; શેષ સુરેસ ન પામે પાર, દીવ્ય સદા શાકાર. વાલા અજર૦ ॥૧॥ અનંત બ્રહ્માંડના પ્રભુ સ્વામી, છો તમે અંતર જામી; સર્વના કારણ છો કીરતાર, સર્વોપરી અવતાર; વાલા અજર૦ ॥૨॥ કરતુ અકરતુ અન્યથા કરતુ, ભુગતા અભુગતા દયાલ; શાન્તા શાન્તી સુખના સાગર, મોક્ષ તણા દાતાર. વાલા અજર૦ ॥૩॥ છો આદિ અંતે મધ્યે તમામ, નહિ નામ ઠામ ભગવાન; દાસ ઘેલો ગુણ ગાએ ને વંદે, શ્યામ મારા શીરદાર. વાલા અજર૦ ॥૪॥

પદ ૧ લું.

કહાં દેખા હે યારો મેરા સનમ એ રાહ.

મારા પ્રીતમ પ્રેમે પધારજો,
મારા તનડનાં તાપ નિવારજો. મારા પ્રીતમ૦ ટેક.
અલબેલા હું અરજું કરૂંછું,
દાસની અરજ સ્વીકારજો. મારા પ્રીતમ૦ ॥૧॥
માણીગર મારે મો'લે આવો,
મલપતા ધર્મ કુંમારજો. મારા પ્રીતમ૦ ॥૨॥
લટકાળા હું લટકે પહેરાવું,
ફુલડાંનાં સુંદર હારજો. મારા પ્રીતમ૦ ॥૩॥
દાસ ઘેલાના નાથ દયાળુ,
નવલો નેહ વધારજો. મારા પ્રીતમ૦ ॥૪॥

પદ ૨ જું

હુ તો લોભાણી લાલને લટકે,
રંગચોળ પાઘડલીને ચટકે. હુંતો લોભાણી૦-ટેક.
કામણગારી મૂર્તિ તારી,
આવીને ઉરમાં અટકે. હુંતો લોભાણી૦ ॥૧॥
અજબ તારી ગજબ પ્યારા,
ચાલ ચતુર ચિત્તખટકે. હુંતો લોભાણી૦ ॥૨॥
કોટિ મુનિવર ધ્યાન ધરે છે,
મીટ ન મારે મટકે. હુંતો લોભાણી૦ ॥૩॥
દાસ ઘેલો કહે થાઓ બડભાગી,

નામ પ્રભુ તારૂં રટકે. હુંતો લોભાણી૦ ॥૪॥

પદ ? લું.—રાગ આશાવરી.

કોઇ આ દુ ખીઆરીની સુણોરે દાઝ. એ રાહ.

મોએ ડગર ચલત આજ મિલ્યોરી લાલ.—ટેક.

મન મોહન તારી માધુરી મુરતી,
બીસરે નાંહીં બિસારીરે ઉરથી;
આંખલડી અંતરમાં અટકી,
નિરખીને હુંતો થઈ નિહાલ; મોએ ડગર૦ ॥૧॥
લપટ ઝપટ મોકુ બસકીની,
ભુરકી ડારી પ્યારે કેશી નવીન;
કહા કરૂં કછુ કલન પડત હે,
તુમ કરો સોઈ મેરે બહાલ. મોએ ડગર૦ ॥૨॥
ગીરધર તેરી ગેલન છોડું,
તોસંગ જોડુ સરવ સંગ તોડું;
માહા મોંઘો મોએ માલ મીલ્યો હે,
મેં તોરે ઘરકી હઉં કંગાલ. મોએ ડગર૦ ॥૩॥
ભક્તિનંદન તુમસે મન માન્યો,
તુમ બીના કોઈ નાઈ ઠેકાનો;
દાસ ઘેલાકે પ્રભુસે પડયો પાનો,
શામળીઆ સુણ મેરો હાલ. મોએ ડગર૦ ॥૪॥

## પદ ૧ લું–રાગ પહાડી.

"ઇસ્કમેં મેરી કબી જાન રહે યાન રહે"—એ રાહ.

સ્વામી નારાયણ નારાયણ નારાયણ કહો,
બલિહારી સહજાનંદજીનાં ચરણને ગ્રહો. સ્વામી૰ ટેક.

સાખી.

સહજાનંદને ઉરધરી, ભજી લ્યો વારંવાર;
તે બિન ખાલી જીવનો, ઘેલા ભૂમિભાર.
કામ ક્રોધ લોભ મોહ, કદિએ નહિ વ્યાપે,
૬૭ નિયમ એના પાળીને, અનુવૃત્તિમાં રહો. સ્વામી૰ ૧

સાખી.

ઘેલા જિવ્હાતો ભલી, જો સમરે ઘનશ્યામ;
નહિં તો કાટી ડારીએ, કયા હય ઇનસેં કામ?
ભાલે તિલક રૂડા કરી, મતવાલા થઇ ફરો,
અવગુણ કોઇ હરિભક્તનાં, ઉરમાં નહિ લહો. સ્વામી૰ ૨

સાખી.

ઘેલા આ સંસારમેં, કયું ફિરતે મગરૂર,
પ્રભુ ભજી લ્યો પ્રાણીઆ, શ્વાસોશ્વાસ જરૂર.
હરિ ભક્તની એ રીત છે, માળા કંઠી ધરો,
આનંદે હરિનું નામ લઇ, સુખ શાંતિથી રહો. સ્વામી૰ ૩

સાખી.

ઘેલા આ સંસારમેં, દો બાત હે સાર,
ભુખેકું અન્ન જલ ભલો, રટનેકું કિલતાર.
સાચા સંતનો સમાગમ નિત્ય આવીને કરો,
દાસોનો દાસ ઘેલો કહે, સત્ય બોલને સહો, સ્વામી૦ ૪

પદ ૨ જું—એ રાહ.

બદ્રીપતિ નરનારાયણ મંદિરમાં બિરાજે,
ભરતખંડમા જિવોનાં કલ્યાણને કાજે, બદ્રીપતિ૦-ટેક.

સાખી.

શ્રીપ્રભુએ પધરાવીઆ, નર નારાયણ દેવ;
મોક્ષ પામવા આ સમે, પ્રીતે કરી લ્યો સેવ,
જોને જપ તપ વ્રત કરી, ફળ તેનું આપે,
પ્રભુ ભક્તિ ભજન જે કરે, તેને વિઘ્ન નહી આજે. બદ્રી૦ ૧

સાખી.

નારદ નારાયણના, મુખ્ય ભક્ત ગણાય;
પ્રભુ ભજ્યામાં પ્રીતથી, સહુમાં શ્રેષ્ટ જણાય.
સદાએ કૃપાદષ્ટિ હરિ ભકતોપર રાખે,
નિયમ ધર્મ પાળવા બળ તપને કાજે૦ બદ્રીપતિ૦ ૨

સાખી.

મુનિગણ મધ્ય બિરાજતા, નરનારાયણ મુનિરાય

તે પ્રભુ આપ બિરાજ્યા, લાગો તેને પાય.
મહારાજા ધિરાજ ભરતખંડના કહાવે,
સદા સ્હાય રહેવે ભજીલે કલ્યાણ આજે. બદ્રીપતિ૦ ૩

સાખી.

પ્રત્યક્ષ પ્રભુ પ્રસાદીના, દશ ધામ કહેવાય;
દર્શન કરતાં આદરે, ભવ ભટકણ દુઃખ જાય.
પ્રભુ આપોઆપ આપનું સ્થાપન કર્યું છે,
ઘેલાનો સ્વામી ભજવાને, આનંદથી ધાજે બદ્રીપતિ૦ ૪

પદ ૧ લું—થાળ.

" હાંરે સૈયાં પડું મેં તોરે પૈયાં "—એ રાહ.

હાંરે જમો જમો જીવન મમ પ્યારા, ભોજનિયાં રૂપાળાં છે; ટેક. બાટ ત્રધારી લાપસી રૂપાળી, લેજોને ગિરિધારી; તરકારી, બહુસારી, લ્યોવારી, શાક પાક ખુબી વાળાં છે. હાંરે જમો૦ ॥૧॥ મેંતો કંસાર કીધો છે સારો, રસબસ ઘૃતવાળો; કચોરી, લ્યો પૂરી, છે રૂડી, કરી મેંતો કામણગારા છે. હાંરે જમો૦ ॥૨॥ ભાત જીરાસાળ બનાવ્યો, ભૂદર મન ભાવ્યો; લ્યો ભાજી, કરી તાજી, થાઉં રાજી, એતો ગુણકારી વ્હાલા છે. હાંરે જમો૦ ॥૩॥ દહીં દૂધ શાકર ઘૃત છેજો, અથાણું ચટણી લેજો; જમજોજી, રમજોજી, ખમજોજી, ઘેલો કહે ઘર તમારાં છે. હાંરે૦૪

## પદ ૧ લું–થાળ
### રાગ બિહાગ.

"રેન ન જાગે કોયરે, દરદ બિના રેનન જાગે કોય" રાહ.

થાળ આરોગો ઘનશ્યામ, દયાનિધી થાળ આરોગો ઘનશ્યામ. લાવી છઉં ધરી હામ, દયાનિધિ૦–એટેક. ભાત ભાતનાં ભોજન બનાવ્યાં, તમ કારણ સુખ ધામ; જમોને મારા જીવન જુગતે, ભોજન સુંદર શ્યામ. દયા-નિધી૦ ॥૧॥ શાક પાક અનુપમ અતિ સારાં, પીરસ્યાં લાવી તમામ; કચન્દ કટોરા ભરીને રાખ્યાં, ખરચીને બહુવિધ દામ. દયાનિધી૦ ॥૨॥ મધુર મધુર અહાર મિષ્ટ છે પ્યારા; રૂચે તે લેજો અભિરામ; એલચી જાયફળ નાખ્યા મનોહર, પીસ્તા ચારોળી બદામ. દયાનિધિ૦ ॥૩॥ આરોગી પ્રભુ જલ પીઓ પ્યારાં, મુખવાસ લ્યો સુખ ધામ; દાસ ઘેલો કહે જુઠ પ્રસાદી, દઇ કરો નિસ્કામ દયાનિધિ૦ ॥૪॥

## પદ ૧ લું–થાળ
### રાગ–સોરઠ.

માણીગર મારે મોલે ભલે આવ્યા, મેંતો થાળ કરીને જમાડયા માણીગર૦-ટેક. આ ચતુરવરને ચા-કળો આપી, રત્ન બાજોઠે બેસાડયા; સોનાની ઝારી,

જલ ભરી આલી, ભૂધર મનડે ભાવ્યા. માણીગર૦ ।૧।
ભાત ભાતના મેં ભોજન કીધાં, શાક સુંદર છમકાવ્યાં;
પાક અનોપમ કીધાં પ્યારા, કનક કટોરા ભરાવ્યા મા-
ણીગર ॥૨॥ મધુર:મધુર મિષ્ટ મેવા, રસબસ ઘૃતમાં
કરાવ્યા; અથાણાં રાઇતાં રાઇએ ચડાવ્યાં, પાપડ ઘીમાં
તળાવ્યા. માણીગર૦ ॥૩॥ મુખ મંજન મોહનને કરાવી,
મુખવાસ રૂડા ધરાવ્યા; દાસ ઘેલો કહે ગુંથી ગુલાબના,
હાર હરિને પહેરાવ્યા માણીગર૦ ॥૪॥

પદ ૧ લું-થાળ.

"હો વ્રજ બશીઆ બેરૂં કે રસીયા રોકોન મોરી
ડગરીઆ—એ રાગ

થાળ આરોગો અલબેલા મમપ્યારા, છેલ છબીલ
છોગાળા;હેજી લાલા છેલ છબીલા છોગાળા, લાલ એ ટેક
સેવૈયા મોતીઆ લાડુ લાવી; લાખણસાઇ ધારા
લાલ; મનોરને મગદળીઆ ધરીઆ, સુંદર શાકરવાળા.
હેજી લાલા સુંદર શાકરવાળા, લાલ. થાળ આરોગો૦ ૧
પાકને મુરબ્બા કર્યા મનોહર અથાણા રાઇતાં ન્યારા લાલ
તુરીઆં તળીયાં શાક બહુ કરીઆં. લુંજી લ્યો લટકાળા.
હેજી લાલા.(૨) થાળ૦ ॥૨॥ મોન ભોગને શ્રીખંડ પુરી લ્યો
દુધપાક દયાલા લાલ, બરફી જલેબી સુતરફેણી ઘેબર

લ્યો રસવાળા.હેજી લાલા.(૨) થાળ૦॥૩॥ તાજા તાતાતરત કર્યા છે, માલપુડા મતવાળા લાલ; રૂચે તે લાલજી તમે લેજો, ગરપણીઆં ગોપાલા. હેજી લાલા.(૨) થાળ૦ ॥૪॥ બીરંજ ભાત કેશરીઓ કરીઓ, રસબસ કામણગારા લાલ; વડાં કચોરી પૂરણપોળી, ભજીઆં રાખ્યાં રૂપાળાં હેજી લાલ (૨) થાળ૦॥૫॥ દહીં દુધના ભર્યા કટોરા, જલ પીઓ જગ આધારા લાલ; ઘેલાના પ્રભુ જુગતે જમજો, કરૂણા કરી કૃપાળા હેજી લાલા.(૨) થાળ૦ ॥૬॥

પદ ૧ લું.—થાળ.

ભલે આયે હજુર મોરે આંગનમેં–એ રાગ.

હુંતો જુગ્તે જમાડું મારા જીવનને, જીવનને મારા હરીવરને હુંતો જુગ્તે —એ ટેક.

દુધપાક બાસુદી લાડુ, સેવ ઓસાવી સુંદર સ્વાદુ; શાક કરીઆં, રાએતાં ધરીઆં; પ્રીતે પીરશું પ્યારા પ્રીતમને. હુંતો જુગ્તે૦ ॥૧॥

પ્રેમ ધરી મેંતો પાક બનાવ્યા, ભાત ભાતના થાળ ભરાવ્યા રોટલી ઘોળી ઘીમાં ઝબોળી, પુરણપોળી લ્યો શામને હુંતો જુગ્તે૦ ॥૨॥

કમોદ ભાત કેસરીઓ કરીઓ, હોંસભરી મેંતો લાવી ધરીઓ; કનક કટોરા અથાણા બોરાં, દુધ દઈ આપું તમને હુતો જુગ્તે૦ ॥૩॥

જલ પીજો પ્રભુ મુખવાસ લીજો, દાસ ઘેલો કહે કૃપા કરીજો; થઇ પ્રભુ રાજી, દયો પ્રસાદી; તંબોલ છોળુ તણી અમને હુંતો જુગતે૦ ॥૪॥

પદ ૧ લું.—બીડી.

ઋષિ મુનિ કહે ગયે મખાવત સારી—એ રાગ

પ્યારા પાન બીડી લીજે સુખકારી, જાઉં વારી, બલિહારી, મેં તો નવીન બનાવી છે ન્યારીરે. પાનબીડી લીજે સુખકારી. પ્યારા—એ ટેક જોને જમી ઉઠયા છે મહારાજ, બીડાં લાવી હું એને કાજ; વ્હાલો મલપતા આવે મોરારીરે, પાન બીડી લીજે સુખકારી પ્યારાપાન બીડી૦ ।૧। પાન કપુરી પાકલ સારાં, તેનાં બીડાં બનાવ્યાં રૂપાળાં; માંહે કાથો ચુનો સોપારીરે, પાન બીડી૦ પ્યારા ॥૨॥ કેશર કસ્તુરા માહે નાખી, એ નાયચી અલાયદી રાખી; જાયફળ જાવત્રી સુંદર સારીરે, પાનબીડી૦ પ્યારા ॥૩॥ ધર્યા ભાત ભાતના ચુરણ, મેં તો પ્રીતે કરી પૂર્યાં પુરણ; જમો નાથ ઘેલાના ગિરધારીરે પાનબીડી૦ પ્યારા ॥૪॥

પદ ૧ લું.—થાળ

રાગ—લગડી

ભક્તિ ધર્મકો લાલ, સંગલે ગ્વાલબાલ, ડાલ સોનેકા થાળ ઉસમે જડે પનાલાલ ગ્વાલ બાલ, બાલ જમ મદન ગોપાલજી ટેક.

આગે આઇ ભક્તિ માત, સખીઆં લે આઇ હે સાથ; કરતી આપસમેં બાત, પ્રભુબેઠે સાક્ષાત્; બકુલ બોલશરી ફૂલેલ; ચંપા ચમેલીકા તેલ. કસ્તૂરી ધુપેલ, મર્દન કરે કનૈયાલાલ. ગ્વાલબાલ૦ ॥૧॥

જલ યમુનાકા લે આઈ, ત્રાંબા કુંડીમેં ઠલવાઈ; બાજોઠ પર બેઠવાઈ, નાથ નાહાતે સુખદાઇ; એક ગોપી લાઇ ટોપી, હીરા સાંકડી અબોટી, ઓઢે કાસ્મીરી શાલ. ગ્વાલ૦ ૨

પ્રથમ મેવે લાએ સાર, ચકોત્રે બડે બડે દોચાર; જાંબુ સેતુર ગુલજાર, પેર સફરજંદ અનાર; ખારેક બોર નવી અખોડ, તરબુચ કેળા લાલચોળ; અગુર લીલી પીલી છાલ ગ્વાલબાલ૦ ॥૩॥

સાફ કરલાએ બદામ, ખારક મીઠી હે તમામ; પીસ્તે હરે હે ઘનશ્યામ, ઝમરૂખ હાપૂસી હે આમ; નારંગી દોરંગી, ભોય મગકી લંબી સીંગી; કમરખ ખટ્ટે મીઠે લાલ. ગ્વાલ બાલ૦ ॥૪॥

ધરે ભાત ભાતકે ભાણે, ભોજન જાતજાતકે આણે; બરફી ખાઓ ગિરધર સાણે, સૂતરફીણી એલચીદાણે; લડુ લાખણસાઇ અડદીઆ, મનોર સેવૈયા મોતીઆ; ઘેબર સકરકા કરદીઆ, સુંદર પાક હે રસાલ. ગ્વાલ૦ ૫

લડુ મગદળકા હે સારા, મેસુક હલવા ખુબીવાળા;

આંટા જલેબીકા ન્યારા, છુટ બુંદીલીઓ પ્યારા; લીએ ખાજે પેંડે તાજે, ગગન આપ આપમેં બાઝે; ઉસ્કું જુદા કરો દયાલ. ગ્વાલ બાલ૦ ॥૬॥
લડુ ચુરમેકા ખુબ, બિરંજ બની હુબાહુબ; લાઇ વ્રજકી મેહે બુબ, બાટી ઘીમે ઝુબા ઝુબ; રખે માવેકા ગુંજુડા, ઠોર રૂડા માલપુડા; બડેબડે હે ફાફડા, ઉસ્કું અચ્છી તરે ઝાલ. ગ્વાલ બાલ૦ ॥૭॥
શીરો પૂરી દુધપાક, ડાલી ચારોલી ઓર દ્રાખ; લાલા ઉસ્મેશે તું ચાખ, અંદરસકર બુરા સાફ; ડાલી જાવંત્રી જાયફર, ઉંચી એલચી અંબર; ઓર કસ્તૂરી કેસર, શ્રીખંડ બાસુદીકા તાલ. ગ્વાલ બાલ૦ ॥૮॥
રોટી જીરાસાઇ ભાત, તરકારીકી સુંદર જાત; ભીંડા વાલોર વૈતાક, સુરણ ગીશોડીકે શાક; વડી કઢીમેં હે ઝાઝી, લીએ ભાજી કરકે તાજી; મુરા કારેલા ગિલકાજી, બાહોત તરેકી હે દાલ. ગ્વાલ બાલ૦ ॥૯॥
લીંબુ કેરી આદુ સારે, કરમદે કેરકે આચારે; લીલાં મરચાં તીખાં ભારે, સ્વાદ ગરમરકા હે ન્યારે; હે દહીં છાસ મોરી, મખન ઓર કચોરી; મોરે સાટે પૂરણપોળી દૂધકી તરમેં માલ; ગ્વાલ બાલ૦ ॥૧૦॥
ચટણી અમલીકી બનવાઇ, આદુ તજ લવીંગ મીલ-

વાઇ; મરચે લીલેકી તીખાઇ, આરસ પથરસેં ઘુટવાઇ; સુંઠ સુવા લાલે ધાણે, કોંઠ ફૂદીના લેઆણે; કાલી મરચી કે હે દાણે, મીઠું જીરૂં હલદી ડાલ; ગ્વાલ૦ ૧૧

દાસ ઘેલો થાલ લાવે, હરિકૃષ્ણકું ધરાવે પ્યારા ભૂધર જમજો ભાવે, મંડળ સહિત હરિ હરખાવે; સ્વામિ કૃપા મોંપે કીજે, જૂઠ પ્રસાદીકી દીજે; પાવન મુજકું કરકે લીજે તુમ હો લાલુ કે લાલ. ગ્વાલ બાલ૦ ॥૧૨॥

લાઇભર સોનેકી ઝારી, પ્યારા પીજે સુંદર વારી; ચરૂ કીજીએ મોરારી, લીજે પાન લવીંગ સોપારી; અંદર કાથો ચુનો પૂરણ, ધરે ભાત ભાતકે ચુરણ; ટોપરે કો સુંદર ખુમાણુ, મુખડા હો જાવેગા લાલ. ગ્વાલ બાલ૦ ૧૩

ફુલ તુરા ગુચ્છ બનાવું, ગજરા ગુલાબકા ગુંથાવું; શણગાર બોત તરેકા લાવું, હરિકૃષ્ણકું પહેરાવું; હાર હજારી નવરંગી, પહેરાવું પ્રીતસેં ઉમંગી; આપું નવીન કલંગી, ચંદન ચર્ચું સુંદર ભાલ, ગ્વાલ બાલ૦ ॥૧૪॥

સંવત્ ઓગણીસસેં ચાળીસ કહાવે; જેઠી ઘેલો થાળ બનાવે; જક્ષા અમર ખ્યાલગાવે, તેરા પાર કોઈ નહિ પાવે; કરતે ચરણુંકી આશ, લાલા રખ્ખો તુમારી પાસ; જાણી દાસોંકા દાસ, અબકે કરદાજો નિહાલ; ગ્વાલ૦ ૧૫

## પદ ૧ લું.

સિઆ રામ લછન ચલે બનકું, ફકીરી લે તરન તનકું-રાહ
સિધાએ વાલો તપ કરન બનકો, વરણી વેશ લીયે તનકો.ટે

સાખી.

એકાદશ વર્ષમેં લીલાકીની અપાર;
માત પિતા કો મોક્ષ દે, ઘરસેં ચલે દયાલ
સુખ સબ ગયો એ પૂરજનકો, વરણી૦ ॥૧॥
વાલમ વનમેં જાબસેં, આપો આપ કિરતાર;
અનેક જીવ ઓધારવા, ભુમી ઉતારન ભાર
દયા એસી ઉપજી ગિરધરકો. વરણી૦ ॥૨॥
ચાર ખાણ કે જીવકુ, પ્રભુ આપે સુખ ધામ;
સંબંધ જીસકો હોત હે, સો પામે આરામ
મહિમા એ જાનો જગ જીવન કો. વરણી૦ ॥૩॥
તપ તીરથ કીએ ઘને, બનમેં જા મહારાજ;
સુખી કીએ સબ સૂરકો, મારી અસુર સમાજ;
ઘેલો કહે ગ્રહું ચરણમેં ઉનકો. વરણી૦ ।૪॥

## પદ ૨ જું.

કબમેં મિલું સ્વામી સહજાનંદકો, તલપત હે જીયરાતનકો ટેક

સાખી.

પાશ્ચમ દેશ પધારીયા, અલબેલો આ વાર;
વરણી વેશે વિચરે, ચાહે ન સુખ લગાર.
હાથ લીએ માલા ભજનકો તલપત૦ ॥૧॥
અંચલો અંગપર પહેરીયો, ગલામાં સાલંગરામ.
ચાર સારનો ગુટકો, સંગ લીએ અભિરામ
મુખ કબ દેખું મોહનકો. તલપત૦ ॥૨॥
મુમુક્ષુ જીવો ઘેરીઆ, દયો દર્શન સુખ આજ;
વરણી વેષ ઉતારીએ, બનો રાજાધિરાજ.
ગ્રહો સબ સાજ હરિજનકો. તલપત૦ ॥૩॥
દયાળુએ દયા કરી, રહે ઉત્તમ દરબાર;
ભકતોકો લાડ લડાવીયા, કરી ચરિત્ર અપાર
ઘેલો કહે ધન્ય ધન્ય પ્રભુ તુમકો. તલપત૦ ॥૪॥

પદ ૩ જું.

પધારે વ્હાલો અક્ષર અમૃતકો, શોચ સબ સંત ભક્તનકો. ટેક

સાખી.

અહા પ્રભુ કેસી કરી, આ અવસર દયાળ;
છોડી હમકું કહાં ગએ, પ્રભુ જીવન મરાળ;
ધીરજ કહો કેસે રહે હમકો, શોચ સબ૦ ॥૧॥

બ્રહ્માનંદ સ્વામી પ્રભુ, હાજર નહીં એ બાર;
નહીં તો જાવા દેત નહીં, કીને કોલ કરાર.
ગએ બ્રહ્મ મુનિ જીરણ ગઢકો. શોચ સબ૦ ॥૨॥
દીવ્ય ચરિત્ર દયાલકે. કોઈ ન પામે પાર;
ધીરજ પ્રભુ આકે દીએ, કરો ન શોચ બિચાર.
દુર નહિં જાનો તુમ હમકો. શોચ સબ૦ ॥૩॥
ઉત્તમકો પ્રભુ ઇયુ કહે, રહું સત્સંગ મોઝાર.
યુ કહે કર દીયો, હેયેસે પ્રભુ હાર;
ઘેલો કહે ધન્ય ભાગ્ય હે ઉનકો. શોચ સબ૦ ॥૪॥

પદ ૪ થું.

પ્રત્યક્ષમોકું જાનોસત્સંગમેં; શોચકયુંકરતહોતુમમનમેં. ટેક

સાખી.

ચાર ઠોર અબમેં રહું, જાણો ચતુર સુજાણ;
મૂર્તિ ઓર આચાર્યમેં, શિક્ષાપત્રી પ્રમાણ.
મોકું જાનો સબ વીધ સંતનમેં શોચ૦ ॥૧॥
પ્રત્યક્ષ પ્રભુ પરચા કરે, સત્સંગ મેંહિં અપાર;
ભજે જન ભગવાનકો, વાકી લે સંભાળ;
અલૌકિક બાત આજ સત્સંગમેં શોચ૦ ॥૨॥
સત શાસ્ત્ર સત્પુરૂષહો, સત મૂર્તિકો ધ્યાન;
આજ્ઞામાં જ્યાં જન રહો, વહાં જાણો ભગવાન;

સત્ય ઉપાસના હે હરિજનમેં. શોચ૦ ॥૩॥
નિયમ ધર્મમાં સબ રહી, કરો હરિકો ધ્યાન;
નવધા ભક્તિ આદરો; તવ હોગા કલ્યાણ.
દાસ ઘેલો કહે પ્રભુ ભજનમેં. શોચ૦ ॥૪॥

પદ ૧ લું.

" મેરે દોનું બાલક ધરે નાંહીં. "—એ રાગ.

મેરો ઘનશ્યામ ભાઇ ગરૂ નહિરે, મેકોનબન ઢુંઢુંરે મેરી માઇ.—ટેક.

માત પિતાકો લાડીલો પ્યારો,
અબતક ઘરૂ કયું ન આઇરે. મેકોન૦ ॥૧॥
કહા જાનું કોન છેલકુ છેતરી,
લાલલીઓહે લલઆઇરે. મેકોન૦ ॥૨॥
મેડી મંદિર ચોરા ચોવટા દેખે,
છપૈયા પુર મેનાઇરે. મેકોન૦ ॥૩॥
ઘેલો કહે કછુ કલન પડત હે,
મન મોહન કાં જાઇરે મેકોન૦ ॥૪॥

પદ ૨ જું.

સોચ કરે સુવાસની મઇઆ, મેરો દીલ લે ગયો એ કનૈયાં.—ટેક.

ભાલ તિલક કેસરકો સોવત,
ચંદન ખોર કરૈયા. મેરોદિલ૦ ॥૧॥
શ્વેત બદન શ્વેત ટોપી ધોતી,
કરકનક કકરીઆ. મેરોદિલ૦ ॥૨॥
પેજનીઆ પાંઉંમેં સુંદર,
ઠુમકત પેર ધરૈયા. મેરોદિલ૦ ॥૩॥
બેજંતી માલા ઉર ઉપર,
દાસ ઘેલો કહે જાુકરૈયા મેરોદિલ૦ ॥૪॥

પદ ૩ જું.

ઘનશ્યામ સુંદર સુખ દઇઆ, અબ કહાં પાઉંરે મેરો ભઇઆ –ટેક.

રામ પ્રતાપ પ્યારો ઝુરત મનમે,
ધીરજ નાહીં ધરૈયાં. અબકહાં૦ ॥૧॥
મીન સાગર ગઉ ઘાટમેં દેખ્યો,
ઢુંઢી સબ જાુની જગૈઆ. અબકહાં ॥૨॥
બન ઉપબન સબ દેખકે હાર્યો,
ના મિલે કુંવર કનૈયા. અબકહાં ॥૩॥
ઘેલો કહે મન મોહન બતાવે,
વાંકી લઉં મે બલૈયા. અબકહાં૦ ॥૪॥

પદ ૪ થું.

ભકિત નંદન ધરમ દુલારો,
સુંદર બન ચલ ગયોરે મમ પ્યારો.—ટેક.
એક સખા કહે કલ કહત યું મોવન,
હમેં જગ લાગત હે ખારો. સુંદર૦ ॥૧॥
અહા! પ્રભુ અબ કહાં મે પાંઉં,
હમારે કુલકો ઉજારો. સુંદર૦ ॥૨॥
ભાઇ બંધુ સબ સોચકે બેઠે,
પુર લાગત નહીં સારો. સુંદર૦ ॥૩॥
ઘેલો કહે એ લાલકી લીલા,
મનુષ્ય કી મત ધારો. સુંદર૦ ॥૪॥

પદ ૧ લું. રાગ—ભેરવી.

શ્યામ તોરે બાહાનકકી બલિહારી.
ચિત્તવની ચંચલ ન્યારી. શ્યામ તોરે૦—ટેક.
સુંદર મુરતી નટવર તેરી,
બીશરત નાહિં બિશારી. શ્યામ તોરે૦ ॥૧॥
નુખતે નિવાજ પ્રભુ ગરીબ નિવાજ હો,
કૃપા સાધ આજ ભારી. શ્યામ તોરે૦ ॥૨॥
ભક્તિનંદન તેરો ભજન કર કર,
ભયે અક્ષરકે અધિકારી. શ્યામ તોરે૦ ॥૩॥

શેષ મહેશ કોઇ પાર ન પામે,
જાચે દાસ ઘેલો વારી વારી. શ્યામ તોરે૦ ॥૪॥

પદ ૧ લું.

" લટકાળા લાલા " નાટકમાં ગવાતાં ગાયનનો રાગ

અલબેલા વાલા, લગન લગાડી હવે ન્યારા થાઓનાં;
પ્રીતમજી પ્યારા, પ્રીત કરી પરદેશે જાઓના.—ટેક.
કરશોનાં કસોટી મારી, છઉ જેવી તેવી તમારી;
જાશોજો બારી, થાઉ દુઃખીઆરી, ભારી. અલબેલા૦ ૧
જેમ મીનને જલસું પ્રીત, રહે ન્યારૂ તો મરે ખચિત;
જાણો તેમ મીત, થાશે વીપરીત રીત અલબેલા૦ ૨
જેમ ચંદ્રમાં દષ્ટિ ચકોર, તે દેખે નહીં કઉ ઠોર;
થાએ જો ભોર શોર, ઘન ઘોર મોર. અલબેલા૦ ૩
દાસ ઘેલાનો અંતરજામી, એ હરિવર હુંતો પામી;
શાહેજાનંદ સ્વામી, જુઓ બહુ નામી ધામી. અલબેલા૦ ૪

પદ ૧ લું.

" પ્યારે મોહનીઆ નીભાના હોગા " એ રાગમાં

હેજી મમપ્યારો, આ ધર્મ દુલારો. (૨)
ધર્મ દુલારો મમ પ્રાણથી પ્યારો,
સુંદર છોગાવાળો હેજી મમપ્યારો.--ટેક.
સુંદર વદન બદન પણ સુંદર,

સુંદર સબસેં ન્યારો, હેજી મમપ્યારો૦ ॥૧॥
ડોલરોઓ રંગ ભીનો એ જીવન.
લઈ હૃદયામાંઇ ધારો. હેજી મમપ્યારો૦ ॥૨॥
સુખરૂપ આનંદ કંદકો,
જીવડલામાં ઉતારો. હેજી મમપ્યારો૦ ॥૩॥
દાસ ઘેલાનો પ્રભુ આ જંતો દેખો,
સબ જગકો ઉજીઆરો હેજી મમપ્યારો૦ ॥૪॥

પદ ૧ લુ—રાગ—ગજલ.

"અદા જાન લેતિ હે જાની તુમારી." એ રાગમાં

ભક્તિનંદન તુંમસેં મન માન્યો, અસત જગત સબ જુઠોમેં જાન્યો. ભક્તિ નંદન૦—ટેક. તુંમહી માતા પિતા ભ્રાતા ભગની, તુમહીં નાથ સે પડયો પહાનો ભક્તિ નંદન૦ ॥૧॥ તુંમ બિના ઓર ઠોર કોઉ નાંહીં, ઠરનેકો મેરે દીલકો ઠેકાનો. ભક્તિ નંદન૦ ॥૨॥ તુમ ગુરૂ તુમ ઇષ્ટ હમારે, તુંમ રે હાથમેં નાથ બીકાનો. ભક્તિ નંદન૦ ॥૩॥ તુમહીં તાજ તુમ લાજ હમારી, તુમકું કરૂં મેં ગલેકો ગહાંનો. ભક્તિ નંદન૦ ॥૪॥ આનંદ આનંદ હે મેરે ઉરમેં, પ્રત્યક્ષ પ્રભુ કો વિશ્વાસ આન્યો. ભક્તિ નંદન૦ ॥૫॥ નાવકો કાગ કોઈ ઘાટપે પોચે, એસો નહીં તુમ બિના જમાનો ભક્તિનંદન૦ ॥૬॥ ચાહે મારો

પ્રભુ ચાહે બચાવો, તુમારો લીનો મેં શીરપર તાનો
ભક્તિ નંદન૦ ॥ ૭ ॥ મેહે બુબમેર કરી અબ મોપે,
દાસ ઘેલો કહે દીલમેં દીખાનો. ભકિતનંદન ॥૮॥

ગજલ–કલ્યાણનો,

મુઝે મુખડા બતાએ મેહેબુબ મોહન મેરા પ્યારા;
લગી હે દિલમે મેરે, કબ પાંઉ દર્શન તુમારા. મુઝે૦–ટેક
માયા તેરે મુખકી લાગી. નહીં ભાતા મુજકો સંસારા;
દરદર ફિરતા હું કરનેકું પ્યારા, તેરા દિદારા. મુઝે૦ ૧
જીગર મેં આતા હે, જોગી બનકે ઢુંઢું જગલમેં;
મોકુ મુરસીદ કહે, દિલમેં દેખી કર ઘ્યાં ગુજારા. મુ૦ ૨
નહીં પાડું મેં, નહીં ઝાડું મેં, નહીં નદી નાલેમેં વો;
એતો તેરે પાસ રેતા હે સદા, સરજનહારા. મુ૦ ૩
જયું કોઈ ઝાંઝવા કે જલકુ, દેખી કે ભરમાવે;
ન મિટે પ્યાસ કબી સોચમેં ફિરે બિચારા. મુ૦ ૪
અક્ષર બન આપતો, આપ મેં દેખ લે તું બંદા;
ફેર લે દષ્ટી તો, મિટ જાયગા દિલકા મુંઝારા મુ૦ ૫
ઘુંઘટકી ઓટમે છુપા હે દેખો મેરા પ્યારા,
ચુપકીસેં હેર લે, કરલે તું ઉનસેં ઇસારા મુ૦ ૬
ના હકીમ બન, ના હાકમ બન, ના ખુદ બનતું;
હોજા તું દાસ તો, આવેગા અંજામ સારા. મુ૦ ૭

મોકુ ધર્મ લાલકબ મિલેગા, એસી દીલમે લાગી;
કહે ઘેલો મેરા મેરમ, વોહે દિલદારા. મુ૦ ૮

ગજલ ૧ લું.

દિલભર કું મેને દેખા હે, ઘુંઘટકી ઓટમેં;
ઘાયલ કી દિલદારને, નખરેકી ઝોંટમેં. દિલ૦ ટેક. ૧
કયા અજબ ઉસકા નુરહે, કયા ચેરેકી ચમક;
એ હોંસમેં તો હોરહ્યા, નેનુંકી ચોટમેં. દિલ૦ ૨
એ [1]ગેસુવાલે, આજા પ્યારે, ગલે સેં લગ રહું;
ઓસેકે લિયે લાલી કયા, જમ રહી હોઠમેં દિલ૦ ૩
કયા ગૌર ગુલાબી ગાલપે, એક બિંદી હેજો શ્યામ;
ફુલું કે હાર ઝુક રહે, કાતલકી કોટમેં. દિલ૦ ૪
આશક કહો અબ કયા કરે, માશુકકી તોરમેં;
બસ ઉનકા ચલે નહીં, તડફે તલોટમેં દિલ૦
ના મન કીસીસે લગા શકે, ના દિલકું બેલાવે;
તેરે બિના બેહે જાતી હે, સીકવાકી ઓટમેં દિલ૦ ૬
એ મુસવર તેરી બલૈયા લઉં, મુજે યારકુ બતા;
મેરે સનમકી તસબીર બતા, તેરી નોટમેં દિલ૦ ૭
એ માલનિયાં મુઝે બતા, મેરા પ્રીતમ કાં ગયા ?
છુપાયા કેસેં ફુલું મે ગુલસનકી ઘોટમેં દિલ૦ ૮

૧ સુંદરવાળવાળા.

છોડું મેં ન અબચારકું ગલે લીપટ રહું;
કયા ખુબ મજા આઈ, દિલે આરામકી દોટમેં દિલ૦ ૯
અબ દર્શ મેરે દિલદારકોં, ઘેલો કહે કાંહાં પાંઉં;
મેરમ મુઝે મિલે તો, હોઉં લોટ પોટમેં દિલ૦ ૧

## ગજલ ૨ જું.

અપસોસ મેરે યારકો, કોઈ ઢુંઢતા નહીં;
યે ફાની દુનિયાંકે દોરમેં, ફિરતા અહીં તહીં; અપ૦—ટેક ૧
શાહા બનાતો કયા કિયા? મુલકોંકે ખોપમેં;
દોલત દિખા નઈ નઈ એ બહાર બે ગઈ અપ૦ ૨
હાકમ બના તો કયા કિયા, હુકમ કે જોરમે;
બંદેકુંજા સતાયા, દર બેદર જઇ જઈ અપ૦ ૩
હફ્સર બનાતો લડનેકી, ઉમેદમેં રહા;
મન ઇંદ્રીકું જીતા નહીં, બેસર્મિ રે ગઇ અપ૦ ૪
ઝરદાર બનાતો મગરૂર હો, ઝરકી તુફેલમેં;
હોંસ હવસકે તોરમેં, પેમાલી હો રહી. અપ૦ ૫
આક્રમ બના તો જુસ્તીકી, અપસોસીમેં રહા;
બેખુદી દિલસેં ગઇ નહીં, બે શુદ્ધિ હો ગઇ. અપ૦ ૬
બાલીસ્ટર હોકે બંદેકું કાયદેસેં છોડાયા;
અપના તો બંધ છુટા નહીં, બે અક્કલી રહે ગઇ. અપ૦ ૭
હકીમ બનાતો નુખતેસેં, દરદકુ નીકાલાં;

અપના દરદ દેખા નહીં, બેખ્વારી હો રહી. અપ૦ ૮
કિતાબોમેં દેખાતો, ઢુંઢે વાકા નામ હે;
બિન ઢુંઢને વાલોંકો તો, કહાં દેખા નહીં. અપ૦ ૯
મિલો જાકે મુરસીદકોં, ઘેલો કહે પતા લગે;
ના ઉમેદમેં તો હો રહા, કોઇ સુનતા નહીં. અપ૦ ૧૦

ગજ્ર ૧ લું.—રાગ-સદર

“ મરતા હું તેરે હિજ્રમે, એ યાર ખબ્ર લે ” એ રાહ
આયા હું તેરે દ્વારપે, દિદારકે લિયે;
મેહે બુબ મુખડા બતા મુજે, આરામ હો રીએ. આ૦ટેક ૧
સેહેરા મુઝે ન ભાતા હે, ના જંગલમે દિલ લગે;
આશકોંધા કોઇ ઘર નહીં, હમ ઘરસેં ગીએ. આયા૦ ૨
કયા અજબ તેરા નૂર હે, કયા ચેરેકી ચમક;
મસ્તાના હોમે જાતા હું, બિન કેફ કે પીએ આયા૦ ૩
કયા ગુલબદન ગુલ લાલાહે, ગુલ સનમે છુપ રહા;
દેખનસેં ઘસ આ જાતા હે, ચલનેસેહી રીએ આયા૦ ૪
અહા કરૂં તો જગ હસે, ઓર ચુપકે લાગે ઘાવ;
કુછ બસ મેરા ચલતા નહીં, બોલે બિન કેસે જીએ. આયા૦ ૫
માશુકકું કુછ પરવા નહીં, આશક તડ ફતે હેં;
હઝારોં હમને દેખા હેં, લાચાર હો રીએ. આયા૦ ૬
દીવાના હમકોં કેતા કોઇ, મસ્તાના કેતા હે;

હકીમકા કુછ બસ નહીં, ઇલાજ તો કીએ. આયા૦ ૭
ના મુઝકું રૂસવા કરો, ના મુઝકું સતાવો;
લાગી ઇસ્કકી કટારી, દેખોતો કેસી હે. આયા૦ ૮
કોઇ મુઝે બતાવો, મેરા પ્રીતમ કહાં ગયા ?
ઘેલો કહે કબ પોંચું વ્હાં, મુજે કોન બતા દીએ. આયા૦ ૯

ગજલ ૨ જું.

મેને દેખ લિયા દિલદારકો, એજાની મેરા હે;
કયા ચાંદ આકે જુક રયા, અજબ ઉજેરા હે. મેને૦ ૧
આ ફતાબ તો સરમિંદા હો, મહેતાબ કયા કરે;
તેરે હુસ્ન મે હેરાન હો, અરસેં બસેરા હે. મેને૦ ૨
કયા ગઝબ તેરા નૂર હે, કયા ચેરેકી ચમક;
જરા ઝમક મુઝે આ ગઇ, અબ પાર બેડા હે. મેને૦ ૩
કયા ઉત્તમ તો સીંગાર મેરે, યારને કિયે;
ગુલાબ કો ઘસ આ જાવે, ગુલજાર ચેરા હે મેને૦ ૪
કોઈ સતગુરાંધી સાનસેં, મહેરબાનકું મિલો;
મિલ જાએ તો કર લઉ, ચરણુંમે ડેરારે. મેને૦ ૫
સદાઈ તેરે પાસવો, સાકાર પ્યારા હે;
અંતર દષ્ટી કર દેખ લે, દર્પન ભલેરા હે. મેને૦ ૬
દેખે બિના દિલદારકું, તુમ કયસેં પાઓગે;
નિશાન હાથ આયે બિના, મિટેના ભખેડારે. મેને૦ ૭

ત્રીપુટી સે સદા ન્યારા રહી, બ્રહ્મરૂપ હો બેઠો;
દ્વિત ભાવ તબ જાવે, મિટે મેરા તેરારે. મેને૦ ૮
શુદ્ધ જ્ઞાન પ્રભુ સ્વરૂપકો, હરી આજ્ઞામે રહો;
ઘેલો કહે તબ જાયગા, અંતર અંધેરારે. મેને૦ ૯

ગજલ ૧ લું.

“ હમતો આશ કહે તેરે નાજ ઉઠાને વાલે” એ રાહ.
રૂઠે મેરે લાલકો, સમજાવો કોઇ જાકે પ્યારે;
ગજબ હો જાયગો, શ્યામ કે ગુસ્સેમે ભારે. રૂઠે૦ ૧
પોઢે પ્રભુ મંચપર, આરામ લેને કો હમારે;
એ તકસીર ભઇ, હમ સો ગયે સબ ન્યારે ન્યારે. રૂઠે૦ ૨
મન ફેર એક આકે, ચુપકીસેં લાલકું જગાયા;
ઉઠે ઘનશ્યામ કહે, કહાં ગયે સબ ચોકી વાલે, રૂઠે૦ ૩
કહે પ્રભુ હમકું કોએ, મારકે ભુષન લેજાએ;
યું કહે આભુષણ, સબ ફેંક દીએ કેસે ન્યારે. રૂઠે૦ ૪
ત્રિવડી ચડાકે શ્યામ, સબમે દેખો ઇયું પોકારે;
હમ તો ચલ જાયગે, પલ એક ન રહેગે હીયાંરે. રૂઠે૦ ૫
એસી ના કરીઓ પ્રભુ, હમ તો હેરાન હોયગે;
કમનસીબ આજ કયા? દેખો તો પ્યારે હમારે. રૂઠે૦ ૬
કહે મુક્તાનંદ સ્વામી, પ્રભુસેં હાથ જોડી;
એતો હે કોઇ બાવરા, ના ડરો મે જાઉં વારે; રૂઠે૦ ૭

ધીરજ તબ આઇ મેરે, લાલકુ ઘેલો કહે;
તીન લોકકો, પ્રભુ કયું ડરે, દેખો ઉર ધારે, રૂડે૦ ૮

ગજલ ૨ જું

હસકે મુખડા બતાવો, મહારાજ મોજ દેનેવાલે;
જો તકસીર હુઇસો, માફ કરીઓ છોગાવાલે હસકે૦ ૧
મે ગુનેગાર હું, ગુના બક્ષો અબ મેરે પ્યારે;
નામ ન્યાલ કર્ણ હે, નિજજનકો ન્યાલ કરનેવાલે હ૦
અધમ ઉધારણ હો પ્રભુ, પતિત કે તુમ હો પાવન;
અજબ તેરા ખ્યાલ હે, દીવ્ય ચરીત્ર બતાને વાલે. હ૦ ૩
માન ભા પાપકે પર્વતકો, પ્રભુ તુમને તારે;
દયા કે દરીયાવ હો, નિજ જનપે દયા રકને વાલે.હ૦ ૪
પરચાં પુરી આપને, અનેક જીવોકાં સમજાવ્યા;
કીયે પ્રભુ સનમુખ એસા હો, પ્યારે બચાને વાલે હ૦ ૫
જોબન પગી તખા પગી, વેશ્યાકું પ્રભુજી ઓધારી;
પાપી કુલટાકું તારે, કૃપાવંત કૃપા કરનેવાલે હસકે૦
મે બંદા તેરા, લાચાર હો તેરે શરને આયા;
નુખતે નિવાજ હો, અભય દાન દેને વાલે હસકે૦ ૭
ઘેલો કહે મનુષ્ય ભાવ કર, પ્રભુ માયા દીખાઇ;
માયા સે છોડાવો હમકું, તુમ હો છોડાને વાલે. હસકે૦ ૮

## गजल १ लुं.

"હમારી કૂછ નહિં તકસીર લેકીન" એ રાહ

કૃપા બોલી કે મે બાદશા બનાવું;
કરમ બોલા કે મે કુછ રહેને ન પાવું. ॥૧॥
કરકે તતબીર, કોઇ માલો અસબાબ લાવે;
નહો તગદીર તો, એ, કોઇ. પેશના આવે. ॥૨॥
મહેનત કરકે કોઇ, પેલવાન હોજાવે;
મુકદ્દર ન હો, અખાડે મે માર ખાવે ॥૩॥
હુનર કે લીએ, હજારો હજાર પાવે;
સીતારા ન હોતો, એ કોઇ કામ ન આવે ॥૪॥
મહેરબાન હો, કરે કોઇ મહેરબાની;
નશીબ નહો તો હોજાવે, ધુળધાણી. ॥૫॥
રૂઠે કોઇ લાખ, દોલાખ હજારે હજારો.
પ્રારબ્ધ અનુસાર, નહીં કોઇ દુઃખ દેનારો ॥૬॥
અક્કલવાલે, મુશ્કીલીસેં રોઝી પાવે;
કીસ્મત દેખો, મુરખકુ મોજ કરાવે ॥૭॥
પુરૂષાર્થ કર, કોઈ પ્રભુકું રીઝાવે;
હોવે જો ભાગ્ય, ઉત્તમ ફળ માગતે આવે ॥૮॥
ભણકે પંડિત હો, ચાનસ લે આવે;
સંચિત્ત હો, તો દૈવ અનુકુળ આવે. ॥૯॥

પ્રગટ હોવે તબ, ઇચ્છાસેં સબ બન આવે;
કહે ઘેલો, નહિ તો કરમ ફળ પાવે; ॥૧૦॥

પદ ૧ લું.

" છાયલો માધુ બનમે. "—એ રાહ.

શ્યામ છાયો દુરગ પુરમે. હો સુનમેરી સજની શ્યામ.ટેક.
હમ નિરભાગી. નાથ ન આએરે,
હાંરે કરી પ્રીતિ ઉત્તમ કુળમે. શ્યામ૦ હો૦ ॥૧॥
બિરહા સતાવે, જીઅરા ગભરાવેરે,
હાંરે ધીરજ કેસેં રહે ઉરમે. શ્યામ૦ હો૦ ॥૨॥
કેસેં કરૂં અબ પતિયાં લીખ ભેજુરે,
હાંરે મેરે પ્રીતમ કે હજુર મેં શ્યામ૦ હો૦ ॥૩॥
ઘેલાના પ્રભુ નેહ નિભાવોરે,
હાંરે કયું બસ રહે દૂરમેં શ્યામ૦ હો૦ ॥૪॥

પદ ૨ જું.

લાગી મોરી પુરૂષોત્તમસંગ પ્રીત,
હો મોહન મીત. લાગી મોરી પુરૂષોત્તમ૦—ટેક
ભક્તિ નંદન તુમસેં મન માન્યોરે,
હાંરે જગસબ જાન્યો વિપરીત. લાગી૦ હો૦ ॥૧॥
સસબસ હોય રહી રસિયા સંગરે;
હાંરે બીજે કાંએ ન ખુચે ચિત્ત. લાગી૦ હો૦ ॥૨॥

ગીરધર તારી ઘેલ ન છોડુંરે,
છો હોયે રીત અનીત લાગી૦ હો૦ ॥૩॥
ઘેલાના પ્રભુ ઉરમાં રાખું રે,
હાંરે દર્શન ચાઉં નિત નિત. લાગી૦ હો૦ ॥૪॥

પદ ૧ લું.

"હમરી માનો તો નીકસ ચલો જનીયાં"–એ રાહ,
હમરી માનો કોઇ, શ્યામ કો સમજાવોરે સૈયાં, (૨)
શ્યામકો સમજાયોરે સૈયા કોઇ લાવો હૈયાં.હમરી માનો૦-ટેક
પ્યારો કે ગયે, આજ તો હમ જાવેંગે,
એકમ બીજ ત્રીજ કો જરૂર આવેંગે.
સુંદર ચાંદ જેસા મુખડા બ તાવેંગે;
ચોથ હો ગઇ, ચતુર નહિં આયોરે દૈયા. હમરી૦ ૧
પાંચમ છઠ કો, ન આયો દેખો મેરો પ્યારો,
સપ્તમી અષ્ટમી કો હમસેંરહ્યો હે લાલ ન્યારો;
નવમી દશમી કો, કિયો નહિ કુછ ઇશારો,
એકાદશી દ્વાદશી. તલફત ઇયું રે ગૈયા, હમરી૦ ૨
તેરસકો તો, જરૂર લાલ આવેંગે,
નહિં તો ચૌદશકો, સંદેસો હમ પઠાવેંગે;
પુનમકો પ્રીતમકું, ગલેસેં લગાવેંગે,
અમાવાસી ગઇ જેઠ ગયો, ના આયોરે કનૈયા. હમરી૦ ૩

અસાડ માસમેં, વરસાકી ઋતુ આઇ હે,
શ્રાવણ માસમેં બાદલકી ઝુરી છાઈ હે;
બીઝલી ચમકે ગરજે ભાદ્રુ દુઃખદાઇ હે,
આસુ ગયો સુખદાઇ દીવાળીરે ગૈયાં. હમરી૦ ૪
કાર્તિકમેં કલ્યાણુકારી કેસેં ન આયો,
માગસર પોસમેં બિરહાને હમકોં સતાયો;
મહા માસમેં પ્રભુને દર્શન ના દિખાયો,
ફાગન આયો હોરીમેં ખેલન કહાંરે જૈયાં. હમરી૦ ૫
ચૈતર માસમેં ચતુરકા સંદેસા આયા,
વૈશાખ માસમેં સુખદાઈ કૈસા વા વાયા;
આધિક માસમેં, પુરૂષોત્તમ મેરે ઘરકું આયા,
ઘેલો કહે પ્રભુજી, આયે સુખ નૈયારે નૈયા. હમરી૦ ૬

પદ ૨ જું.

શ્યામ આયો દેખોરે, મોરે આંગનમેં. (૨)
આંગનમેં મોરે આ. હાતનમેં.શ્યામ આયો૦—ટેક
સુંદર પગીઆં મેં પેચ કેસા ડાલા હે,
ગલેમેં ફુલું ધે હાર મોતી માલા હે;
બાલ બિખરે નાગન જેસા કાલા હે,
ફુલું કે તોરે કલંગી જુક રહી પાઘનમે. શ્યામ૦ ૧

કયા ગુલબદન ગોવિંદકા સુખકારી હે,
ચંચલ ચિત્ત વની દેખી તો સબસેં ન્યારી હે;
જાદુભરી અખિયાં અનુપમ અતિ ભારી હે,
એક સુંદર ટીબકડી હે જમણે ગાલનમે. શ્યામ૦ ૨
ઉત્તમ અંગિઆં પ્રભુને અંગ ધારી હે,
ધુઢો રેંટોઓઢયો, અતિ જરદારી હે;
આંગલીયું મે વેઢ વીંટી તો હજારી હે,
ચતુરને આકે બસકીની મોહે રાગનમે. શ્યામા૦ ૩
મે દિવાની હો ગઇ ઉનકે તાનું મે,
કયા જલકત હે કુંડળ દો કાનુંમે;
મોકુ હેરલીની કેસી કછુન જાનું મે,
ચતુર એ ચંચલ કેસો હે લલચાવન મે શ્યામ૦ ૪
ઉનકુ છોડકે મે અબ કહાં ન જાઉંગી,
કુસુમ સેજ બિછા ગલેસે મે લગાઉંગી;
રંગ રાગસેં મેં લાલકું રીઝાવુંગી;
જેસેં રચ્યો તો ખેલ આગે ફાગનમે. શ્યામ૦ ૫
સુંદર થાર કરકે, પ્રભુકું જમાવુંગી,
પાનબીડી દેકર નેહકુ નિભાવુંગી;
પડી પાઉમે દામનકું ન ડગાવું ગી,
દાસ ઘેલો કહે લખ્યો એ મેરે ભાગનમે. શ્યામ૦ ૬

## પદ ૧ લું.

"દિલદાર યાર છેલાસેં નેનાં લગાએગે "–એ રાહ.

પ્રીતમ મેરે પ્યારેને; આકે જગાડી;
આકે જગાડી, મોહે માયા લગાડી. પ્રીતમ૦–ટેક.
મે સુતીતી અપને ભુવનમે,
અચાનક આકે મોસે બાઝયો અનાડી પ્રીતમ૦ ૧
કહાં કરૂં અબ કહાં મે જાઉં,
ના કહું તો આવત દાડી દાડી. પ્રીતમ૦ ૨
ભાક્ત કો જાયો ભલે મોરે ઘરૂં આયો,
મોહની લગાકે મોકું હેરલીની માડી પ્રીતમ૦ ૩
દાસ ઘેલો કહે ન ડરૂં લોકનસેં,
લાગી મિલનકી મોહકુંરે તાડી. પ્રીતમ૦ ૪

## પદ ૨ જું.

દિલદાર મેરા પ્યારા, તુમ નેહ નિભાયો,
નેહ નિભાયો, ભલે મેરે ઘરૂં આયો. દિલદાર૦ટેક.
મે દાસી તોરે ચરણ કમલકી,
દાસી કું છોડ પ્યારે કહાં મત જાઇયો દિલદાર૦ ૧
તોહે બિના મોહે ચેન ન આવે,
ન્યારી રહું તો, દુઃખ હોત હે સવાયો દિલદાર૦ ૨

મેતો દામન પકડી તીહારી.
એકાંતે લેકે મોકું સુખ તો દેખાયો. દિલદાર૦ ૩
ઘેલાના પ્રભુ જીવન હો મેરે,
પદ પંકજ મે મેરો ચિત્ત તો લગાયો. દિલદાર૦ ૪

### પદ ૧ લું.

" ભલે આયે હઝુર, મોરે આગનમે " એ રાહ.

આવો આવો અલબેલા મારા ભૂવનમાં.
ભૂવનમાં શું, તરસાવો તનમાં. આવો આવો૦ ટેક.
ચુન ચુન કલીયાં મે હાર બનાવું ગજરા ગુંથાવું સેજ બિછાવું, કાજુ કુસુમ તણી ઘરમાં. આવો આવો૦ ॥૧॥
આનંદ મારે ઉભી હું બારે, સેરી સમારૂં ચોક છંટાવું, ફુલડા પૂર્યા મે તો તોરણમાં આવો આવો૦ ॥૨॥
વાલમ તારી વાટ જોઉ છું, પ્રેમ ભરૂં છું, હરખ ધરૂં છું, હોંસ ઘણી છે મારા મનમાં. આવો આવો૦ ॥૩॥
તુજ આવે મુજ કારજ સરસે, ચિંત્યા ટળશે પાપ બળશે, ઘેલો કહે જનમો જન્મનાં. આવો આવો૦ ॥ ૪ ॥

### પદ ૨ જું.

હું તો હરખે વધાવું મારા પ્રીતમને, પ્રીતમને મારા હરિવરને. હું તો હરખે વધાવું૦—ટેક.
હરખભરી હું તો આવી છું બારે, આનંદ ભારે, આજ

છે મારેઃ કયારે ભેટું વાલમ તમને. હું તો હરખે૦ ॥૧॥
આજ અલૌકિક અવસર આવ્યો, ફેરો ફાવ્યો, ભૂધર ભાવ્યો પ્રત્યક્ષ પ્રભુ મળ્યા અમને હુંતો હરખે૦ ॥૨॥
અલબેલાને સન્મુખ ચાલી, હાથ ઝાલી, થઈ મતવાલી. સીદ જાઉં કાળા જમને હુંતો હરખે૦ ॥ ૩ ॥
ઘેલા કહે મારે મંદિર પધાર્યા, વાલ વધાર્યા, નેહે નવરાવ્યા, ધન્ય ધન્ય મારા પ્રભુ તમને. હુંતો હરખે૦ ૪

## પદ ૧ લું.

"સામળીયા મનભાયો ભાયોરે માંકોયરા" એ રાહ.

શ્રીહરિને દરદ મીટાયો મીટાયોરે. માંકો આવાર.-ટેક.
દરદ મિટાયો, માહાસુખ પાયો,
કરદીનો મોકું કરાર કરારરે. માંકો૦ ॥૧॥
વૈદ ભયે માહારાજ હમારે,
રહ્યો નહિં રોગ લગાર લગારરે. માંકો૦ ॥૨॥
ભવસાગરસેં બુડ તે તારી,
લે ચલ્યો અપને દ્વાર દ્વારરે. માંકો૦ ॥૩॥
ઘેલો કહે મન મોહન હમારો,
સામળીયો શીરદાર શીરદારરે. માંકો૦ ॥૪॥

## પદ ૧ લું.

" હમ ધમદેકે સોકન ઘર જાના "—એ રાહ.

અબ કહાં મિલે, મોહન મેરો પ્યારો,
મોહન મેરો પ્યારો (૨) અબ કહા મિલે૦—એ ટેક.
સુંદર બદન મનોહર મુરતી,
કહા મિલે મેરો છેલ છોગાળો. (૨) અબ૦ ૧
દુરીજન કહે મોકું, વહાં મત જાઇયો,
એતો બડો હે પ્યારો જાદુગારો। (૨) અબ૦ ૨
ચિતવની ચંચલ પ્યારે લાલકી,
નીકો લાગો મોહે નેનુંકો નીઝારો, (૨) અબ૦૩
દાસ ઘેલો કહે મન મોહન પ્યારો,
કબ મીલે મોએ ધર્મ દુલારો .(૨) અબ૦ ૪

## पद २ जुं.

લાગી લાગી લાલન સંગ પ્રીતી, લાલન સંગ પ્રીતી;
લાગી લાગી ટેક.
મેં મોહનકી, મોહન મેરો, દેખોરે મીન જલસીહે રીતી;
લાગી લાગી. ૧
જેસે ચંદ્ર ચકોરકુ જાનો, જલમે કમોદની ચંદ્રકું મીઠી;
લાગી લાગી. ૨
કુંજડીકી ગતિ દુરસેં દેખો, એસી પ્રીતિ હમને કરી લીતી
લાગી લાગી. ૩

ઘેલો કહે પ્રભુ તુમ તો હમારે, નાથ ભયે અબ કેસી હે ભીત
લાગી લાગી. ૪

પદ ૧ લું.

બતા દે સખી કોન ગલી ગયો શ્યામ—એ રાગ.

બતા દે સખી કહાં મીલે ઘનશ્યામ,
દેખતહોવેઆરામ,બતાદેસખીકહાંમીલે ઘનશ્યામ.-ટેક.
શ્રી ઘનશ્યામકી માધુરી મુરતિ, દેખુ મે આઠો જામ;
બતા દે સખી ॥૧॥
ઘુંગર વાલે બાલકૃષ્ણકે, લટ છુટી હે તમામ,
બતા દે સખી ॥૨॥
જંગલ ઢુઢી શહેરા ઢુઢી, ઢુઢ ફીરૂ શબ ધામ,
બતા દે સખી ॥૩॥
દાસઘેલાનો પ્રભુ જો કોઇ મીલાવે, વાકો હોઉ મેં ગુલામ,
બતા દે સખી ॥૪॥

પદ ૨ જું.

મોહનકી મુરતિ મોરે મન ભાઈ દેખત દુઃખ બીસરાઇ
મોહનકી મુરતિ. ટેક.
સુંદરબદનરસિકઘનશ્યામકો,કબનીરખુંહરખાઇ.મો.॥૧॥
અહા દૈઅબ કેસી કીની, નાથ મીલ્યો કયું નાંઈ. મો.॥૨॥
ઘડીપલછીનભરન્યારોનમુકું, કહાંગયો સુખદાઈ. મો.॥૩॥

દાસઘેલાનો પ્રભુ જોમીલે તો,રાખુ ઉરમેં છુપાઇ. મો.॥૪॥

પદ ૧ લું.

"રાજા તેરા પનીયાં, હમસેં ન ભરા જાયરે"--એ રાહ.

મેરો દિલ લે ગયો શામળીઓ સીરદારજી ॥બે વાર॥
શામરીઓ સીરદારજી ॥ બે વાર ॥ મેરો દિલ-ટેક.
કહા કરૂં કછુ કલ ન પડત હે, અબ કહાં મિલે આધારજી
મેરો દિલ. ।૧॥
મે મોહનકી મોહન મેરો, ઉપન્યો એસો પ્યારજી
મેરો દિલ ॥૨॥
ના મે બોલું ના મે ચાલુ, ના કરૂં કુછ ઉચ્ચારજી
મેરો દિલ ॥૩॥
ઘેલો કહે મેરો એ પ્રીતમ, કરૂં મે દિલસે કરારજી
મેરો દિલ ॥૪॥

પદ ૨ જું.

પ્યારે મોરે જાન ઉપર જાન કુલબાન હે (બે વાર)
જાન કુલબાન હે, પ્રાણ કુલબાન હે, પ્યારે મોરે ટેક.
અજબ તેરો ગજબ પ્યારા, તેજ દેખ્યો કયા સુભાન હે;
પ્યારે મોરે ॥૧॥
ભક્તિનંદન તુમસેં મન મન્યો, તુમ પર મેરો તાન હે;
પ્યારે મોરે ॥૨॥

મીનકું સુખ પયમે નહીં આવે, જલમેં વાંકો ધ્યાન હે;
પ્યારે મોરે ॥૩॥
ઘેલો કહે તુમ બિના કોઈ નાહીં, એહી દિલકુ અરમાન હે;
પ્યારે મોરે ॥૪॥

પદ ૩ જું.

શ્યામ મોએ નેનાંસેં નેના મિલાવો ॥ બે વાર ॥
નેના મિલાવો, ના તરસાવો શ્યામ મોએ–ટેક.
તોએ દેખનકું, જીઅરા તલખે, પ્યારા મોહન મનભાવો;
શ્યામ મોએ ॥૧॥
તેરે દરશકી ભઇ હું દિવાની, લાલન ના લલચાવો;
શ્યામ મોએ ॥૨ ।
દાસી તીહારી, ભઇ મે બિહારી, નયો નયો નેહ નિભાવો;
શ્યામ મોએ ॥૩॥
ઘેલો કહે પ્રભુ પલ ન પલકસેં, નાથ ન્યારા નહિ જાઓ;
શ્યામ મોએ ॥૪॥

પદ ૪ થું

શ્યામ તોરે નેનાથી લાગી કટારીયાં ॥ બે વાર ॥
લાગી કટારીયાં, હાય કેસી કારીયાં શ્યામ તોરે ટેક.
અબ કહાંજાઉં, કેસેં સમજાઉં, મનહી મનમે મારીયાં;
શ્યામ તોરે ॥૧॥

જખમ ભયો મેરે દિલકે ભીતર, બીસરત નાહીં બિસારીયાં
શ્યામ તોરે ॥૨॥
હાય કરૂં તો જગ હસત હે, દિલકી દિલમે ગારીયાં;
શ્યામ તોરે ॥૩॥
ઘેલો કહે અબ કહા કહું તુમસેં, જાનત પીડ હમારીયાં;
શ્યામ તોરે ॥૪॥

સાખી.

નેના તેરે નામ પર, શાકર રહે સદાય;
દિલભરકું દેખે જબે, તબ અંતર હરખાય. ૧
નેના નવલો નેહ, મુરતિમે કર દીજીએં;
શ્યામસે કર સ્નેહ, ઇતનો કામ તો કીજીએં. ૨
નેના ચંચલ ચોર, ચતુરકું દેખે જઈ;
સટકી જાવે જોર, છુપાવ્યા છુપે નહી. ૩
નેના નિરમળ સો, પ્રભુ પરાયણ હોરીયા
દુસરો ન દેખે કો, મુર્તિમાં લોભી રીયા. ૪

પદ ૧ લું.—લાવણી.

કૌશલ દેશકે છપૈયા પુરમે પ્રગટ ભયે પ્રભુ તુમી તોહો.
ધર્મ કુરમે નરતન ધાર્યો, દયાકે સીંધુ વીભુ. તુમી૦૧
તીન લોકકે તારન કારણ એસા કનેયા. તુમી૦
ચોવીશ અવતાર આપમે સમાયે એસા સમેયા. તુમી૦૨

બાલ લીલા કર બાલકકો બચાએ એસા બલૈયા. તુમી૦
કાલી દત્ત કૃત કાકો જલાએ એસા જલૈયા. તુમી૦૩
ગૌ ઘાટ પર ધેનુ ચરાઈ એસા ચરૈયા. તુમી૦
માંખણ ખાયો મહી ચોરાયો એસા ચોરૈયા. તુમી૦૪
મીન સાગરમે મચ્છસેં બચાયે એસા બચૈયા. તુમી૦
દીનકે બંધુ દયાકે સિંધુ રામ પ્રતાપકે ભૈયા તુમી૦૫
મલસેં જાકે કુસ્તી કીની એસા બળૈયા. તુમી૦
દુષ્ટકો મારે દૈત્યકો પછાડે એસા છલૈયા. તુમી૦૬
પામર જીવકો મુક્ત બનાયે એસા બનૈયા. તુમી૦
ભાટકે પુત્રકો વેદ બોલાએ એસા બોલૈયા. તુમી૦૭
અસખ્ય જીવકો આપે તારે એસા તરૈયા. તુમી૦
અનંતઅવતારકી લીલા દીખાઈ એસા દીખૈયા. તુમી૦૮
સંકલ્પ વિકલ્પકો જાનત હારા એસા જનૈયા. તુમી૦
ધર્મ દેવકો સુત કહાયો ભક્તિકા કનૈયા. તુમી૦૯
કહા મહિમા અબ નાથ કહુમે, સુખકે કરૈયા. તુમી૦
દાસ ઘેલો કહે દીલમે દેખું એસા સૈયાં. તુમી૦૧૦

પદ ૧ લું.

"નામ જપીસ નીત તારૂં સુંદર શામળીઆ"-એ રાહ

ધન્ય ઘડી ધન્ય દહાડો, પ્રભુ મુજને મળીઆ;
અલબેલા ઘરે ચાલો, સુંદર શામળીઆ—ટેક.

સામળા સીરદાર હમારા, પ્રીતમ મુજને પ્રાણથી પ્યારા;
લાગો છો રૂડા ધર્મ દુલારા, છેલ છ'મીલા છોગા વાળા.
ભુધર મનડે ભાવો, જીવલડે જડીઆ. ધન્ય ઘડી. ॥૧॥
આજમળ્યોરૂડો અવસરઆવો,હેતે પ્રભુજીલીજીએલાવો;
શામળીઆ શું કાજ સરમાવો,હવે પ્રીતમજીના તરસાવો.
નવલો નેહ વધારો, નટવર નાનડીઆ. ધન્ય ઘડી. ॥૨॥
લટકાળા તારા લટકા જોઇને, મનડું રહ્યું છે મારૂં મોહીને;
રાખીસ મારા નેણુમાં પ્રોહીને,કામણગારા નહીં કહુંકોઇને.
જતન કરીને રાખીસ, દિલ હર ડોલરીઆ. ધન્ય ઘડી ॥૩॥
પ્રીતમ તમનેનહીંદઉંજાવા, હેતકરીહું આવી બોલાવા;
ચાલો ચાલો મારા સમ છે માવા,ગોઠડી મારા ઘરમાં ખાવા.
મે'ર કરી મલકાતા, માણકીએ, ચડીઆ. ધન્ય ઘડી. ॥૪॥
લાલ લાગી છે લગની તમારી, ફુલડે સેજવાલમમેંસમારી;
હાજરનિતનિતરહીસહુંદાડી,એવીવૃત્તિમેંતોમનમાંધારી.
મલપતાઆવ્યામૂરારી,હરિ,હરખે,ભરીઆ.ધન્યઘડી.॥૫॥
શું ઓસીંગણ થાઉં હું વ્હાલા, કરગરી કરૂં કાલાવાલા;
નામ તણી જપું છઉં મા'લા, દાસ ઘેલાના દીન દયાલા.
ભવસાગર હવે તરસું, હરીવર ને વરીઆ. ધન્યઘડી ॥૬॥

પદ ૧ લું–કાનરો.

" અબ કછુ કહે બેઠુંગી. " એ રાહ.

અબ કહાં જાઉં મેરી માઈ, તેરે લાલને અંગુઠી ચોરાઇ;
ચોરાઇ, અબ કહાં—ટેક.
કૈસો લાલ તેં મોહે ચડાયો, ચોરી કરન મેરે ઘરકુ આયો;
ખૂણે છેલ છૂપાયો, લીની સરકાઈ સરકાઈ અબ૦ ॥૧॥
નાના કહું મેરો કહ્યો ન માને, લે ગયો હલવાઇ દુકાને;
સબસેં લીની છાને, દેખોરે મિઠાઇ મિઠાઇ. અબ૦ ॥૨॥
સખા સબ લીએ હે જોડે, આકે કરત હે જોરા જોરે;
મહીકી મટુકીઆં ફોડે, દીની ઢુરકાઇ ઢુરકાઇ. અબ૦ ॥૩॥
નિત નિત મોસેં રાડ કરત હે, માતા જાકે પ્રભુકું લડત હે;
ઘેલો પાંઉં પડત હે, દેખો હરખાઇ હરખાઇ. અબ૦ ॥૪॥

પદ ૧ લું.–ભેરવી.

" છોડો છોડો મેરી ભેંયાં મુરકાય. " એ રાહ.

હરિવર જોઇ જીવ હરખાય, શ્યામ મળ્યા મને આજ
સોહાગી. હરિવર જોઇ જીવ હરખાય. ટેક.
મુરતિઓએ સૌથી સારો, ચાંદલો અ.ળ્યો એનો રૂપાળો;
ઉર આનંદ ન માય માય માય માય હરિવર૦ ॥૧॥
ભક્તજનબાઇઓભાઇઓભારેમાંડવીઅ:થઇઆવ્યામારે
ગીત મધુરાં ગાય ગાય ગાય ગાય. હરિવર૦ ॥૨॥

જાનૈયા જગજીવન કેરા, સંત મળ્યા મુને આજ ભલેરા;
શુભ મંગલ વરતાય તાય તાય તાય હરિવર૦ ॥૩॥
જાન અક્ષરથી આવી મારે, દાસ ઘેલો નિરખી ઉર ધારે;
નેણાં તૃપ્ત ન થાય થાય થાય થાય. હરિવર૦ ॥૪॥

## પદ ૧ લું.—મલાર.

"કોઇ શોધ લાવો મારા નાથની." એ રાહ.

વરસાઋતુમાં વાલમા, વેલા ઘરે આવો;
દૂરગપુરમાં શું મોહા રહ્યા, સંદેસો ન કહાવો.
વરસાઋતુમાં. ટેક.

વાલાજીરે અનેક સંદેસા મે મોકલ્યા ઉત્તર નાંહિં પઠાવો;
વીસાર્યા નવ વિસરે, દીઘેલા જે લાવો.
વરસાઋતુમાં. ॥૧॥

વાલાજીરે ઘન ગરજે ટૌકે મોરલા, જીવન શું ગભરાવો;
ચૌકોર ચમકે વીજળી, નેણે દેખું ન માવો.
વરસાઋતુમાં. ॥૨॥

વાલાજીરે હંશ સારસ મળે આવીઆ, પંખી રાખે છે દાવો;
દાદુર બોલે દૂરથી, નાથ નેહ નિભાવો.
વરસાઋતુમાં. ॥૩॥

વાલાજીરે નદી નવાણે તરસ થયા, ધ્રાપી સરવે ધરાવો;

દાસ ઘેલાના નાથજી, હવે ના તરસાવો.

વરસાઋતુમાં. ॥૪॥

પદ ૨ જું.

આવ્યા આવ્યા અલબેલડો, નાથ નીરખીને જોઉં;
ભૂદર ભૂવન પધારીઆ, પાવલીઆં રે ધોઉં.

આવ્યા આવ્યા અલબેલડો. ટેક.

વાલાજીરે ઘોડલાની ગમસાણમાં, કુંડલ ઝલકે છે દોઉ;
વીજળીના ચમકારમાં, મારા નેણામાં પ્રોવું

આવ્યા આવ્યા ॥૧॥

વાલાજીરે ઝરમર વરસે મેવુલા, વસ્ત્ર ભીંજ્યાં નીચોવું;
કોરાં પટ પેરાવીને, અંગોઅંગ લોવું.

આવ્યા આવ્યા. ॥૨॥

વાલાજીરે આસન આપું આ સમે, બડભાગીરે હોઉં;
અવલોકીને ઉરમાં, રાખી દુઃખડાંરે ખોઉં.

આવ્યા આવ્યા. ॥૩॥

વાલાજીરે અંગોઅંગ સંભાળીને, જુક્તિથીરે જોઉં;
દાસ ઘેલો કહે ઉરમાં, છબીલાજીને છોઉં.

આવ્યા આવ્યા. ॥૪॥

પદ ૧ લું.

( બોલોજી બોલોજી મીઠા મારૂ માંસે બોલો. )—એ રાહ.

આવોજીઆવોજીમારાછેલગુમાનીસાંવરીસુરતમન માની;
હાં રે સાંવરી સુરત મન માની, અલબેલા હો.
આવોજી આવોજી ટેક.
ધર્મનંદનથાંશું,નેહબંધાણોનથીએ વાતલડી કાંઇનાની;
અલબેલા હો. આવોજી આવોજી. ॥૧॥
લાલન થાંસું લગની લાગી, છુપાડી તે કેમ રહે છાની;
અલબેલા હો. આવોજી આવોજી. ॥૨॥
ગીરધરતારી, ગેલ ન છોડું, પાછી ધરૂં નહિં પાની;
અલબેલા હો. આવોજી આવોજી ॥૩॥
દાસ ઘેલાની વિનતી સ્વીકારો, નાથ કરોને મહેરબાની;
અલબેલા હો આવોજી આવોજી ॥૪॥

पद २ जुं.

જાણ્યાજી જાણ્યાજી, મારા જીવન તમને જાણ્યા;
રાતલડી કયાં જઇ સંતાણા સામરા હો જાણ્યાજી ટેક.
આવા રૂપાળા મોલ મુકીને ઝુંગલામાં શુ જઇભરમાણા;
સામરા હો જાણ્યાજી. ॥૧॥
ભાતભાતનાભોજનતજીનેડોડીનીભાજીમઠરોટલેનધરાણા
સામરા હો જાણ્યાજી. ॥૨॥
જગનકરેત્યાં,જાંખીનજુવે, જાયેભક્તજનપાસેઅણવાણા;
સામરા હો જાણ્યાજી. ॥૩॥

દાસઘેલાનોપ્રભુ,ભાવનોભૂખ્યો જૂએનહિંજાતકેઠેકાણાં;
સામરા હો જાણ્યાજી. ॥૪॥

પદ ૩ જું.

રહોજીરહોજીઆજરાતઆંહીમાવા,પ્રીતમનહીંદઉજાવા;
ગુઢા મારૂ હો રહોજી રહોજી—ટેક.
ગોવિંદ થાંસું ગોઠડી કરસું,આવી હોંસ ભરી હું બોલાવા;
ગુઢા મારૂ હો. રહોજી રહોજી. ॥૧॥
ફુલડેસેજબિછાવીતમકારણમીઠાવચનઆવોનેસંભળાવા
ગુઢા મારૂ હો. રહોજી રહોજી ॥૨॥
મારાં ઘર પોતાના જાણી, આવો ચાલ ચતુરાઈ શીખાવા;
ગુઢા મારૂ હો. રહોજી રહોજી ॥૩॥
દાસ ઘેલો કહે રહોને નટવર,આંખલડીમાં આવાનેઆવા;
ગુઢા મારૂ હો. રહોજી રહોજી ॥૪॥

પદ ૪ થું.

કહોજીકહોજીકોઇધર્મકુંવરને,શ્યાનેતરસાવોપ્રભુઅમને;
સલુણા હો, કહોજી કહોજી—ટેક.
નિજજન ઉપર નાથ દયા કરો,એ સંદેસો દીજો દિલભરને;
સલુણા હો, કહોજી. ॥૧॥
જલ વિના મીનની ગતિએહજાણો,મરેકાંમરેછેપલભરમેં;
સલુણા હો, હેવાજી. ॥૨॥

દુર રહેવું વાલા ઘટે નહીં તમને, કેજો કોઈ શ્યામ સુંદરને;
સલુણા હો, કહોજી. ॥૩॥
દાસ ઘેલો કહે અલગા ન રાખુ, નિત દિન રાખું નજરમેં;
સલુણા હો, કહોજી. ॥૪॥

લાવણી—ચાલ લગડી.

'ઇસ્ક કરો શ્રીરામનામકા, ઓર કીસીકા કામ નાહે' એ રાહ.
સહજાનંદ આનંદકંદ, જગવંદકો જાકે ધ્યાન ધરૂં;
અનંત જાકો પાર ન પામે, કયા મુખસે ઉચ્ચાર કરૂં—ટેક.
નામ તુમારા અગણિત પ્યારા, સબજનકો હે સુખકારી;
સુખકે કરતા દુઃખકો હરતા, સબજનકો હે જયકારી.
ઘનશ્યામ હે નામ તુમારા, ઘનકે માફક સુખદાઈ;
કૃષ્ણનામ કરૂણાકે કરતા, રહો અંતરમેં ઠેહેરાઈ.
હરિનામ હરબાર લીએસે, દુઃખ દારિદર સબ જાઈ;
હરિકૃષ્ણકો સુમરન કરતે, સુખ સંપત સર્વે પાઇ.
પ્રભુનામ પૂરણ બ્રહ્મકો, મુખસે મેં ઉચ્ચાર કરૂં;
સહજાનંદ આનંદકંદ. ॥૧॥
નારાયણ હે નામ તુમારા, અઘટારનમેં અતિ ભારી;
અજામેલ ગજ ગુણીકા તર ગયે, ઉનકી ભઇ હયે ગતિ સારી.
સ્વામીનારાયણ નામ લીએસે, અક્ષરકો ભયે અધિકારી;
સરજુદાસ એક નામ હરિકો, નિત સુમરનમેં સુખકારી.

જગજીવન જગ કારણ તારન, પુરણ પુરૂષોત્તમ કહાવે;
ભગવાન ભવસાગર તારે, વાસુદેવકું સબ ધ્યાવે.
પુરૂષોત્તમ પ્રભુ પ્રગટ ભયે હે, ઉનકે જા મેં ચરન પડું;
સહજાનંદ આનંદકંદ. ॥૨॥

શ્રીજી નામ સ્વામીકું પ્યારો, ગિરધારી ગુણકારી હે;
ભક્તિનંદન ધર્મ દુલારો, સંતનકો હિતકારી હે.
લક્ષ્મીવર લક્ષ્મીનારાયણ, લક્ષ્મીજીકો પ્યારો હે;
કોઇ ભક્ત લપસીંધર કહેકે, હરિકો નામ ઉચ્ચાર્યો હે.
ઉનકે ઉપર રાજી હો પ્રભુ, હરખસેં મિલને જાતે હેં;
દીનો નાથ દયાલુ જાકો, બેદ પુરાન જશ ગાતેં હેં.
ધર્મ જાય ઓર ધર્મ ધોરંધર, ધર્મવંશીકો જ્ઞાન કરૂં;
સહજાનંદ આનંદકંદ. ॥૩॥

અક્ષરાતિત ઓર ગુણાતિત, સચ્ચિદાનંદ પ્રભુ કહેતે હે;
અલખ પુરૂષ અવિનાશી જાનો, આનંદઘન મેં રેતે હે.
નારાયણમુનિઓરનિલકંઠકો, નામલિયેસે આનંદઆવેગો;
ગોપાલ કહો ગોવિંદ કહો, સબ નામ ભજે સુખ પાવેગો.
વિષ્નુ નામ હેવિશ્વકો ભરતા, વિશ્વરૂપ વ્યાપક માનો;
આત્મારામ અલબેલાજીકો, ચરાચર સબમેં જાનો.
ઘટઘટમેં વ્યાપક હે વ્હાલો, ઉનકા મેં દર્શન કરૂં;
સહજાનંદ આનંદકંદ. ॥૪॥

વાસુદેવ હે વિશ્વકો કારણ, ભૂધર સબમે ભરતા હે;
કાર્યા કારણ નામ તુમારા, પ્રભુ ઉત્તમ જો પડતા હે.
ન્યાલ કરણ હે નામ તુમારા, પ્રેમી ભક્તને ડારા હે;
આ અવસર અલબેલા મેરે, મનમે ધર્મ દુલારા હે.
કલજુગમે આજ કલ્યાણકારી, સહજાનંદ નામ હે ભારી;
જેહી નામસે રાઘવાનંદ ને, જમકો લેકર ડાંગ મારી.
મહિમા તુમારે નામકો ભારી, કયા મુખસેં મેખ્યાન કરૂં;
સહજાનંદ આનંદકંદ. ॥૫॥

માધવ કહો મુકુંદ કહો, મોરારી આનંદકારી હે;
ઇશ કહો જગદીશ કહો, પરિબ્રહ્મ દેખો અવતારી હે.
અધમ ઓધારણ પતિત પાવન, નામ તુમારા પ્યારા હે;
જો કોઇ ગાવે પ્રેમ પ્રીતસેં, ઉનકે ઘટ ઉજિયારા હે.
કડી કડીમે જડી તુમારી, નામકી પ્યારે આતિ હે;
શ્વાસોશ્વાસે સમરણ કરતે, શીતલ હોતી છાતી હે.
દાસ ઘેલો કહે નામ તમારૂં, સબ ફલકો હે દેનારૂં;
સહજાનંદ આનંદકંદ. ॥૬॥

॥ શ્રીજીમહારાજના મહિમાની સ્તુતિનું ॥

પદ ૧ લું.

"જય જય નારાયણ બ્રહ્મ પરાયણ—એ ઢાળ."

જયશ્રી સહજાનંદ આનંદ ઘન પ્રભુ,

અલખ પુરૂષ મહા બલવંત. જયશ્રી૦—એ ટેક.
તમે ભક્તિ ધર્મના બાળ કહાવ્યા,
અલૌકિક પ્રભુ તમારી માયા;
છો નર્ક નિવારણ વિશ્વાધાર,
દ્વિભુજ મૂર્ત્તિ સદાએ સાકાર જયશ્રી ॥૧॥
માયાતીત ગુણાતીત શ્યામ,
શાન્તાશાન્તિ વિશ્વ વિશ્રામ;
અક્ષરપર પ્રભુ તમારી ગતી,
સંસાર રોગ નામ ઔષધી. જયશ્રી૦ ॥૨॥
અવિગતી મહાગતી ગહનગતી,
સર્વે ઇશ્વરના પ્રભુ તમ પતિ;
છો આદે અંત્યે મધ્યે તમામ,
નહીં નામ ઠામ ગામ ભગવાન. જયશ્રી૦ ॥૩॥
કર્તા અકર્તા અન્યથા કર્તા,
ભક્ત જનોનાં સદા દુઃખ હરતા;
અકળ મહા બળ નિર્મળ નામ,
સર્વે ઘટ વ્યાપક પૂરણકામ. જયશ્રી૦ ॥૪॥
નીકર બ્રહ્મ સદોદીત ધામ,
ભક્તવત્સલ છો શ્રીઘનશ્યામ;
તમારી સત્તાથી રહ્યો સંસાર,

મોટા મુનિવર ન પામે પાર. જયશ્રી૦ ॥૫॥
તું વૈરાટ વામન રૂપ અરૂપ,
તું સચ્ચિદાનંદ છો ચિદ્રૂપ;
થાકી સરસ્વતી થાક્યા વેદ,
હું પામર કેમ કરી પામું ભેદ જયશ્રી૦ ॥૬॥
શાસ્ત્ર પુરાણે કાંઈ એક કહ્યું,
કોઈ અનુભવી જ્ઞાનીએ લહ્યું;
તું સહસ્ત્ર શિરસા રૂપ અકળ,
વિકાસ્યું આજ્ઞાએ નાભી કમળ જયશ્રી૦ ॥૭॥
તે કમળથી બ્રહ્મા ઉપન્યો,
તે બ્રહ્મા અંશ બ્રહ્મ રૂપનો;
બ્રહ્માએ તપ કીધું અત્યંત,
કહે ઘેલો આજ્ઞા આપી ભગવંત. જયશ્રી૦ ॥૮॥

પદ ૨ જું.

જય હરિ કૃષ્ણ રહો સદા પ્રસન્ન,
અધમ ઓધારણ અશરણ શરણ; જયહરિ૦—ટેક
સકળ સૃષ્ટી બ્રહ્માએ કરી,
માંહી સત્તા તેજ પ્રભુ તમારૂં ધરી;
ચૌદ લોકને ત્રણ બ્રહ્માંડ,
સપ્તદ્વીપ કીધા નવ ખંડ. જયહરિ૦ ॥૧॥

સાગર સરિતા સૈલને સર્પ,
બહુ રંગી પ્રજા દીનને નર્પ;
અંબર અવની સુરનર મુનિવર,
દૈત્ય દાનવ પશુ પક્ષી માનવ જયહરિ૦ ॥૨॥
હીરાને લાલ પતંગ ચળકાશ,
નક્ષત્ર કેતુ ચંદ્ર સૂર્ય પ્રકાશ;
સસક મસક કીટ જળચર,
સઘળે તું વ્યાપ્યો પરમેશ્વર જયહરિ૦ ॥૩॥
નામ બ્રહ્માનું પ્રભુ કર્તા છો તું,
વિરંચી બાપડો સમજે તે શું;
બ્રહ્માંડ ત્રણ કો કહે એકવીસ,
કોઇ કોટીબ્રહ્માંડ કહેજગદીશ જયહરિ૦ ॥૪॥
તારે રોમ અગ્રે બ્રહ્માંડ અનંત,
અકેક બ્રહ્માંડે વસે બહુ જંત;
જેમ ઘુલરના વૃક્ષને ફળ બહુ,
તે ફળના જંતુનો પાર ન લહું જયહરિ૦ ॥૫॥
દરેક ફળમાં નવ નવ ખંડ,
તે ખંડને જીવ જાણે બ્રહ્મંડ;
ખંડ ખંડના જીવ ઓળખાતા નથી,
પ્રભુ તમારી મોટી ગહનગતિ. જયહરિ૦ ॥૬॥

ધુલરના જીવ કરે છે વિચાર,
છે આ બ્રહ્માંડ એમાં સંસાર;
અંતર સંઘ ઉપર જીવ ચડે,
બીજા ખંડમાં તે તો ભુલો પડે, જયહરિ૦ ॥૭॥
તે ફળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળ,
ઉત્પતિ સ્થિતિ લય તેમાં કાળ;
તે ભુલા ભમે ધુલરમાં પડયા,
ઘેલો કહે બ્રહ્મને શું જાણે જીવડા જયહરિ૦ ॥૮॥

पद ३ जुं.

જય પુરૂષોત્તમ પુરણ બ્રહ્મ,
અગમ અગોચર ન જાણે નિગમ; જય૦—એ ટેક.
ભાગે ધુલર બહાર નીસરે,
પછી આ બ્રહ્માંડ અવલોકન કરે;
બ્રહ્માંડ બ્રહ્માંડનું કાર્ણ નાસ ભાસ્યું,
પ્રકૃતિ પુરૂષ સુધી જોઈ તપાસ્યું. જય૦ ॥૧॥
પૃથ્વી ધુલરનો હું પામર પ્રાણી,
માયા બંધે બંધાણો છું તાણી;
પ્રભુ તમે હવે કૃપા ઉરધરો,
ગરીબ દાસ તણા દુઃખ પરહરો. જય૦ ॥૨॥
જ્યારે શંખાસૂર ઉન્મત થયો,

તે વેદ ચારને ચોરી ગયો;
મુકાવ્યા વેદ પ્રભુએ એ વાર,
તે મચ્છરૂપ તમને નમસ્કાર જય૦ ॥૩॥
હીરણાક્ષે જબ અવની હરિ,
વારેચડયા વારાહ દેહ ધરી;
માર્યો અસુર કરી ગદા પહાર,
તે શુકરૂપ તમને નમસ્કાર. જય૦ ॥૪॥
પ્રલ્હાદને છોડાવવા કારણ,
નૃસિંહરૂપ કર્યું તમે ધારણ;
હિરણ્યકશ્યપુ માર્યો જગદાધાર,
તે નરહરિ રૂપ તમને નમસ્કાર, જય૦ ॥૫॥
અશ્વમેધ કીધા બળભુપ,
છળ કરી થયા બાળક રૂપ;
વિશ્વરૂપ ધરી માપ્યો સંસાર.
તે વામનરૂપ તમને નમસ્કાર જય૦ ॥૬॥
વેન વપુ થકીજ અવતર્યા,
સુરભી રૂપે દોહી તમે ધરા;
બાંધી નીતિ શીખવ્યો સંસાર.
તે પૃથુરૂપ તમને નમસ્કાર. જય૦ ॥૭॥
ચૌદ રત્ન કાઢયા સમુદ્ર મથી,

મોહિની રૂપ ધર્યું તમે અતિ;
મંદ્રાચળ ધર્યો પીઠે તે વાર,
ઘેલો કહે કચ્છરૂપને નમસ્કાર જય૦ ॥૮॥

પદ ૪ થું

જય જય નારાયણ બ્રહ્મ પરાયણ,
ધર્મ જાય પ્રભુ તરણતારણ; જય જય૦—એ ટેક
ઔષધી શોધી પ્રભુ હિતકારી,
વૈદ્ય થયા તમે દેવ મોરારી;
રોગ મટાડયા અપરમપાર,
તે ધન્વંતરી રૂપને નમસ્કાર જય૦ ॥૧॥
કપીલ દેવ દત્તાત્રેય સ્વામી,
હય ગ્રીવ હંસ થયા બહુ નામી;
આજ્ઞા અવતાર થયા છે અપાર,
તે સર્વે પ્રભુ તમને નમસ્કાર જય૦ ॥૨॥
ફરસુરામે ફરસી હાથ લીધી;
એકવીશવાર પૃથ્વી નક્ષત્રિ કીધી,
સત્તા હરિ રહ્યા બ્રાહ્મણ તે વાર,
તે ફરસુરામ તમને નમસ્કાર. જય૦ ॥૩॥
રાવણ મારી સીતાને વારી,
વૈઇકુંઠથી આવ્યા દેવ મુરારી;

સમુદ્ર ઉપર બાંધી પાર,
તે રામરૂપ તમને નમસ્કાર. જય૦ ॥૪॥
મથુરામાં માર્યો મામો કંસ,
અસુરોનો પ્રભુ કાઢયો વંસ
રાસ રમ્યા કરો લીલા અપાર,
તે કૃષ્ણરૂપ તમને નમસ્કાર. જય૦ ॥૫॥
બુદ્ધ નિકલંક અવતાર કહાવે,
તે વિવેકથી જોતાં નજરે આવે;
નિષ્કલંક બોધ આપે આ વાર,
તે મહા પ્રભુ તમને નમસ્કાર જય૦ ॥૬॥
આજ કલિયુગમાં પ્રભુ મ્હેર કરી,
અક્ષરાધિપતિ પધાર્યા શ્રી હરિ;
એવો થયો થાશે નહિ અવતાર,
તે સ્વામીનારાયણ તમને નમસ્કાર. જય. ॥૭॥
આ ચાર પદ પુરણ સુખ ધામ,
જેમાં પ્રભુ મહિમા છે તમામ;
ઘેલો કહે શીખે સુણે જે ગાશે,
તે પર શ્રી હરિ સદા રાજી થાશે. જય૦ ॥૮॥

પદ ૧ લું—રાગ આશા.

રાધાકૃષ્ણ દેવ મુરારી, ઘનશ્યામ સદા સુખકારી;—ટેક.

ઓગણીપસેં સડસઠ કે ચૈત્રમેં, વદિ સાતમ સુકરવારી;
ભુજકે મંદિરમેં વાસુદેવપ્રસાદને સ્થાપી, મૂર્તિઉં જોઈ
વારી ઘનશ્યામ૰ ॥૧॥
ધન્ય ઓછવ ધન સમેયો તે દિનકો, ધન્ય જન આયે
હજારી; ધન્ય મુનિ મંડલ ધન્ય આચાર્યકો, ધન નીર-
ખત હે નરનારી. ઘનશ્યામ૰ ॥૨॥
કૃષ્ણને બંશી ધરી અધુરપર, ભક્તકું લાગત પ્યારી;
શ્રી હરીને અભયદાન હાથ લે, મોક્ષની ઉઘાડી બારી.
ઘનશ્યામ૰ ॥૩॥
ભલે બિરાજ્યા આજ પ્રભુ આયે, અઘટારન ભયે હારી;
દાસ ઘેલો કહે દરશન કરી કરી વાર વાર બલિહારી.
ઘનશ્યામ૰ ॥૪॥

પદ ૨ જું.

કાહારૂપ કહું ધર્મ કુંવરકો, દર્શન ચાહું સદામેં ઉનકો-ટેક.
કોટાનકોટી દીવાકર લાજે, માન હર્યો મનમથકો;
ગૌરવરણ જોઇ ગુલાબ લાજે, સુંદર ભર્યો શુભ ગુનકો.
દર્શન ચાહું૰ ॥૧॥
ભ્રકુટી ભમર રહ્યા જાણે સેવી, ભાલ્ર તીલ્રક કેશરકો;
તે મધે ટીકો માહા મનોહર, રક્ત ચંદન કુમ કુમકો.
દર્શન ચાહું૰ ॥૨॥

નાશા નમણી આંખ અણીઆળી, કંઠ કોકીલા સરીખો;
અજાનબાહુ મેરો પ્રીતમ હે, નખશીખ નીરખું નટવરકો.
દર્શન ચાહું૦ ॥૩॥
સુંદર વદન બદન પણ સુંદર, સુંદર નામ હરિવરકો;
ઘેલો કહે સદા આયે બસો, મમ હૃદય પ્રાણ જીવનકો
દર્શન ચાહું૦ ॥૪॥

પદ ३ जुं

હુંતો નીરખીથયો બડભાગી, મારી લગ્ની પ્રગટસેં લાગી-ટેક
જ્ઞાન સાગરમાં ડુબકી દઇને, મોતી લીધું મેં કાઢી;
પ્રકૃતિ પુરૂષ સુધી શંખલા જાણ્યા, જોયું મોહ નીંદ્રા-
માંથી જાગી. મારી લગની ॥૧॥
કારણ મુકીશું કાર્યમાં મોહ્યાં, જોયા ન ભેદ બન્યા રાગી;
કૈવલ્યા અરથી પરમ ધામ પામ્યાં, જ્ઞાનીરહ્યાં પ્રભુઆગી
મારી લગની૦ ॥૨॥
જ્યું ઉડગણમાં ઉડુરાજ શોભત હે, ત્યું ત્રિપુટીમેં સોહાગી
બ્રહ્મ થઈ પરિબ્રહ્મ મેં જોયા, સમજી થયો અનુરાગી
મારી લગની૦ ॥૩॥
પ્રત્યક્ષને જોઇ ઓળખ્યા નહીં, ચતુર બન્યારે અભાગી;
ઘેલો કહે અવસર અમુલખ આવ્યો, દરશી પરશી
થાઓ સુભાગી મારી લગની૦ ॥૪॥

## પદ ૪ થું.

મીઠામરકલડેહુંલોભાણી,પ્યારીલાગેછેમુખડાનીવાણી-ટેક.
મ દ મ દ તારૂં હસવું મનોહર, મધુરી તારી કાહાણી;
દંત પ કતી હીરા કેરી કણીયું, ભુદર જોઈ ભરમાણી.
પ્યારીલાગે૦ ॥૧॥
અગમ તારી વાતું વાલમ, નીગમ ન શકે રે એ જાણી;
લટકાળા પ્રભુ લટકેથી બોલી, મનડું લીધું છે તાણી.
પ્યારી લાગે૦ ॥૨॥
પરા પશ્યંતી મધ્યમા વૈખરી, એથી ઉત્તમ મનાણી;
સાંભળતાં ગુલતાન થઇ છઉં, ઉલટ ઉરમાં હું આણી.
પ્યારીલાગે૦ ॥૩॥
લીલા નૌતમ લાલ તમારી, શેષ ન શકે રે વખાણી;
દીવ્ય ચરિત્ર સુણતાં ઘેલો કહે, મોક્ષ ભાગી થાય પ્રાણી.
પ્યારીલાગે૦ ॥૪॥

## પદ ૧ લું.

"બિગડી કોન સુધારે નાથ બિના બિગડી કોન સુધારે."
" એ રાગમાં અથવા ધનાશ્રીમાં પણ ગવાશે."
તોરી ગત લખીન પરે,દયાનિધી તોરી ગત લખીન પરે-ટેક.
જલકે બીન્દુ મેંસેં તન પ્રગટ ભયો, હાડ માંસ કાહાસે

ધરેરી; તાબીચ જીવ કહો કાહાશે આયો. છોડી ફીર
કેશે ચલેરી. દયાનિધી ॥૧॥
ગર્ભ વાસમેં તન પાવક સંગ, વો તન કબુ ન બરેરી;
જો ખાવે સો ભસ્મ હો જાવે, ગર્ભકી રક્ષા કરેરી.
દયાનિધી૦ ॥૨॥
કોનકે ઘર આજ કોન હોવે પેદા, કોન ઘર આજ કોન
મરેરી; કિસે લુટાવે કિસે ભરાવે, કોન શીર છત્ર ધરેરી.
દયાનિધી૦ ॥૩॥
અલખ તેરી અકળગત ન્યારી, દાસ ઘેલો વિનતી કરેરી;
બલિહારી જાઉં તોરે નામકી, સુણી મન મોદ બઢેરી.
દયાનિધી૦ ॥૪॥

પદ ૨ જું.

અકરન કરન કરેરી, પ્રભુ મેરો અકરન કરન કરેરી;-ટેક.
અધમ ઓધારણ પતીત પાવન, અશરણ શરણ ભલેરી;
કરતા અકરતા અન્યથા કરતા, પાપ સબ વાંસે બરેરી;
પ્રભુ મેરો અકરન૦ ॥૧॥
પિતા વચન લોપે સો પાપી, એ પ્રલ્હાદ કીનોરી;
તાકે કારણ સ્થંભમેં પ્રગટે, નરસિંહરૂપ ધરેરી.
પ્રભુ મેરો અકરન૦ ॥૨॥
પાચ પાંડવકી દ્રૌપતી નારી, સો સાતકાહાવેરી;

તાકે હિત હરિ સભામેં આયે, નયે નયે ચીર જડેરી.
પ્રભુ મેરો અકરન૦ ॥૩॥
પીડ પીસનસેં વેશ્યા તારી, અધમ ઘર રાત રહેરી;
ઘેલાનો પ્રભુ દયાકો સાગર, સન્મુખ જાયે સો તરેરી
પ્રભુ મેરો અકરન૦ ॥૪॥

પદ ૧ લું.–રાગ–ડીંડી.

ધર્મલાલ રમા બાગમાં બિરાજે,
હરિજન હજારો આવ્યા દર્શન કાજે;
ચોતરા ઉપર સભા ભરી છે આજે. ધર્મલાલ૦॥૧॥
જેને નીગમ નેતી નેતી કરી ગાએ,
શેશ સુરેસ મહેશ લાગે પાયે,
તે પ્રભુજી આપો આપ જોને રાજે. ધર્મલાલ૦ ॥૨॥
ઢોલીએ બિરાજ્યા શ્યામ સુખકારી,
વાલે વસ્ત્ર તો પેર્યાં છે શ્વેત ભારી;
હાર તોરા પાઘપર ખુબ છાજે. ધર્મલાલ૦ ॥૩॥
જય જય વિમળ વાણી સૌ બોલે,
ધુની સુણીને પાતાલે શેષ ડોલે;
એનો સુર ચડી ગગનમાં જઈ ગાજે. ધર્મલાલ૦ ॥૪॥
વા'લે વાત તો અલૌકિક કીધી,
દયા આણીને અલબેલે સીખ દીધી;

કામી હરામી સુણીને ઉરમાં દાઝે. ધર્મલાલ૦ ॥૫॥
વાલાના વચન સુણી ઉર ધરજો,
બ્રહ્મરૂપ થઇ સદા સર્વૈ વીચરજો;
શાંખ જોગને વિચારો સુખ કાજે. ધર્મલાલ૦ ॥૬॥
જુઠું જગત અસત્ ત્યારે થાશે,
પ્રભુ મહિમામાં ચિત્ત જ્યારે જાશે;
સુંદર મુર્તિમાં મન ત્યારે બાઝે. ધર્મલાલ૦ ॥૭॥
અલબેલે તો વતાડી મોક્ષ રિતી,
જન્મ મર્ણની મટાડી વાલે ભીતી;
ઘેલો કહે મેહેર કરી છે માહારાજે. ધર્મલાલ૦ ॥૮॥

પદ ૧ લું

" પાણીડાં ભરવા દેયો "–એ રાગ.

મને મળ્યા અલબેલો માહારાજરે, ભવમાં શીદ ભટકું.
જખમારે હવે જમરાજરે, ભવમાં શીદ ભટકું–એ ટેક.
શામળીઆનું સરણું લેતાંરે, મારા સર્યા છે સઘળાં કાજરે.
ભવમાં૦ હરિ ભજતાં છો જાતી લાજરે. ભવમાં૦ ૧
નિશ્ચે કરી મેતો પ્રીત કરી છેરે, હવે નથી બીજાની આશારે.
ભવમાં૦ આ લોકથી થઇછું ઉદાસરે. ભવમાં૦ ૨
જીવડલામાં જડયા છો જીવનરે, હવે બીજે ન ખુચે ચિત્તરે.
ભવમાં૦ મન મોહન કીધા મેતો મીતરે. ભવમાં૦ ૩

માહા મોંઘો મુને માલ મળ્યો છેરે, હવે શ્યાને રહું કંગાલરે.
ભવમાં૦ પ્રભુ નિરખીને થઇ છઉં નિહાલરે. ભવમાં૦ ૪
મહિમા મોટો નાથ તમારોરે, એમ કર્યો મેં ઉરમાં વિચારરે.
ભવમાં૦ વાલા લાગો છો ધર્મ કુમારરે ભવમાં૦ ૫
બ્રહ્મરૂપ થઇ તમને સેવુંરે, એમ નકી કર્યો નીરધારરે.
ભવમાં૦ જુઠા જાણ્યાં કુટુંબ પરિવારરે. ભવમાં૦ ૬
અલૌકિક આજ અવસર આવ્યોરે, મારાં પૂર્વનાં ફળીયાં
ભાગરે ભ૦ પ્રગટ ભજ્યાનો આવ્યો આજ લાગરે. ભ૦ ૭
મેર કરી મોહનજીએ મારોરે, હરિએ હેતેથી ઝાલ્યો હાથરે.
ભવમાં૦ પ્રીત લાગી અલબેલા સંગાથરે. ભવમાં૦ ૮
નિડર થઇ સત્સગ શુદ્ધ કરવોરે, નવ રાખો બીજાની
બીકરે. ભવમાં૦ તાલ જામ્યો છે ઠીકા ઠીકરે. ભવમાં૦ ૯
હરિજન આવો હેતે ભજીએરે, હવે કેમ રહીએ અજાણરે.
ભવમાં૦ સંત મળ્યા છે ચતુર સુજાણરે ભવમાં૦ ૧૦
સતસંગમાં બે વાત છે દુર્લભરે, બ્રહ્મરૂપ થઇ હરિનું ધ્યાનરે.
ભવમાં૦ તેથી થાશે અંતરે વિજ્ઞાનરે ભવમાં૦ ૧૧
નો'તી દીઠી નો'તી સાંભળી આવીરે, આ અલૌકિક રીતરે.
ભવમાં૦ બ્રહ્માથી જોયું ખચિત્તરેકીટ. ભવમાં૦ ૧૨
હરિ ભજી સૌ મોટપ પામ્યારે, ભવ બ્રહ્માસુર દેવરે.
ભવમાં૦ તે પ્રભુની મળી આજ સેવરે. ભવમાં૦ ૧૩

સામર્થ સામળીઆનું સૌથીરે, મેં જાણ્યું છે પારાવારરે.
ભવમાં૦ વાલો સર્વનો સરજન હારરે. ભવમાં૦ ૧૪
નૌત્તમલીલા લાલની ગાઇએરે, માહા મુક્તિની દેનારરે
ભવમાં૦ અવલોકેથી વાધે અતિ પ્યારરે ભવમાં૦ ૧૫
પ્રેમ ધરી નીત પાતળીઆનેરે, રાખો ઉર મોઝારરે.
ભવમાં૦ અંતર દષ્ટીમાં અતિ ઘણો સારરે. ભવમાં૦ ૧૬
ગુરૂ ગમથી સર્વે જાણી લીધુંરે, હવે જુઓને સાર અસારરે
ભવમાં૦ પ્રભુ મુરતીમાં કરી લ્યો ને પ્યારરે. ભવમાં૦ ૧૭
ગાયે શીખે ને સાંભળે આ પદનેરે, તે પર રાજી રહેશે
ભગવાનરે ભ૦ દાસ ઘેલો કહે જાશે અગ્નાનરે.ભવમાં૦ ૧૮

## पद १ लुं

"અબતો મનવા મેરા, છોડી દે અભિમાન." એ રાગ.
પૂરાણ પુરૂષોત્તમ ભયે, કલીમેં ધર્મ કુમાર કુમાર; (૨)
લીલા નિરમળ નીરખો નાથની, શેષ ન પામે પાર. પાર.
પૂરાણ પુરૂષોત્તમ૦–ટેક.
નૌત્તમ નાવ નારાયણ પાયો, સેજે તરો સંશાર. (૨)
અલખ પુરૂષ અવિનાશી એછે,અક્ષરનો આધાર,આધાર.
પૂરાણ પુરૂષોતમ૦ ॥૧॥
આજઅમુલખઅવસરઆવ્યો,પ્રભુ ભજીલ્યોઆવાર (૨)

નહિં તો જાશો ચોરાસીમાં, ખાશો જમનો માર, માર.
પૂરાણ પુરૂષોત્તમ૦ ॥૨॥
જે રસ છે દેવોને દુર્લભ, તે ચાખો કરી પ્યાર; (૨)
ગોવિંદના ગુણ ગાતાં લાજે, તેને મુખ પેંજાર, પેજાર;
પૂરાણ પુરૂષોત્તમ૦ ।૩॥
વિવેકથી વિચારી જુઓ, ધર્યો મનુષ્યનો અવતાર; (૨)
ઘેલો કહે હીરો હાથ ચડયો તે, જાણ્યો નહિ ગમાર, ગમાર
પૂરાણ પુરૂષોત્તમ૦ ॥૪॥

## पद २ जुं.

અબતો મનવા મેરા, ધર સહજાનંદકો ધ્યાન; (૨)
બ્રહ્મરૂપ થઇ પરિબ્રહ્મનું, ઘટ અંદર કર જ્ઞાન, જ્ઞાન.
અબતો મનવા૦—ટેક.
યહ સંસાર સ્વપ્ન તુલ્ય જાનો, વિષય કે તોફાન (૨)
કાયા માયા કામ ન આવે, મિથ્યા જાનો મકાન, મકાન.
અબતો મનવા૦ ॥૧॥
બહુ કાલથી પડયો વિછુટો, ભુદરકો નહિં ભાન; (૨)
ભવાબ્ધિમાં ભટકી થાકયો, બહુ વિધ ભયો હેરાન, હેરાન
અબતો મનવા૦ ॥૨॥
કિયો નહિં સતસંગ કબુ તેં, ફિરત જયું હેવાન; (૨)
પ્રભુ ભજન કર પ્રીત કરીને, મલ્યો શુભ સામાન, સામાન

અબતો મનવા૦ ॥૩॥
ખાતાં પીતાં હરતાં ફરતાં, ચુકો નહિં નિશાન;(૨)
દાસ ઘેલોકહે પ્રગટપ્રભુને,અંતરમાં પહેચાન, પહેચાન.
અબતો મનવા૦ ॥૪॥

पद ३ जुं.

સ્વામી સહજાનંદજી કૃપા સાધ્યહો આજ, આજ; (૨)
વાલમતમપરવારીજાઉં જોઇનઉંચ નીચ કુળ જાત. કુળ૦
સ્વામી સહજાનદજી૦—ટેક.
સસલાને તમે સન્મુખ ઉભા,નીચથીથયા ન નારાજ; (૨)
બ્રહ્મહત્યારા અનેક ઓધાર્યા, ધરીન ઉરમાં દાઝ, દાઝ,
સ્વામી સહજાનદજી૦ ॥૧॥
સંતદ્વારાએ શ્યામ સલુણા, આપ થયા રળિયાત; (૨)
જુગતે જીવન જીવને તાર્યા, રાખી ભકતોની લાજ, લાજ.
સ્વામી સહજાનંદજી૦ ॥૨॥
બેલનેતાર્યો તર્કડીનાકર્યા, કલ્યાણ મુકતોસમ રાજ; (૨)
વેસ્યા ઓધારી બીબડી તારી,કોમળ દાતણ કાજ, કાજ.
સ્વામી શહજાનંદજી૦ ॥૩॥
નામ લેતાં હરિવર કે'તાં આવ્યા છો મહારાજ, (૨)
ઘેલો કહે ભવ તારણ કારણ લાવ્યા સંત સમાજ, સમાજ.
સ્વામી સહજાનંદજી૦ ॥૪॥

## પદ ૪ થું

અબતો જીભલડી જપ, સ્વામી નારાયણ નામ (૨)
એહીં નામસેં અનેક તર ગયે, નર બાલક ઓર વામ, વામ.
અબતો જીભલડી જપ૦—ટેક.
જ્યું અમૃતકો પાન કરે કો, વ્યાપે ન વાં કો ખામ; (૨)
શીતલતા ઉરમે અતિ આવે, બેસે નહિ કછુ દામ, દામ.
અબતો જીભલડી૦ ॥૧॥
નામ તણો મહિમા અતિ ભારી, મિલે સુખ આરામ;
શ્વાસો શ્વાસે સ્મરણ કરતાં, પામે અક્ષર ધામ, ધામ;
અબતો જીભલડી૦ ॥૨॥
સુણી નામ જમદૂત ન આવે, નિકટ વાકે હરજામ;
રેખકે ઉપર મેખ મારે, પોચે મનની હામ, હામ.
અબતો જીભલડી૦ ॥૩॥
કહે ઘેલો રસના તબ સુંદર, જો સમરે ઘનશ્યામ;
નહીં તો કાટી ડારીએ, એ મુખમેં ભલો ન ચામ, ચામ
અબતો જીભલડી૦ ॥૪॥

## પદ ૧ લુ—રાગ—ગજલ.

" અબતો પ્યારે હે, જીંદગાની ચંદ રોજ " એ રાહ.
હાંરે સખી શ્યામ જોયા આનંદમાં. સલુણી મૂર્ત્તિ પ્યા-
રી લાગે સંતોના વૃંદમાં. હાંરે સખી શ્યામ૦—એ ટેક.

શી કહું શોભા પ્યારા, લાલ મનોહર માવની;
અલૌકિક આભૂષણ ધર્યાં છે, અંગોઅંગમાં હાંરે૦ ૧
લહેરી હતા લેરમાં, નિજ જનને સુખ આપતા;
હેરાણું છે હૈડું મારૂં, હરખે એના રંગમાં. હાંરે૦ ૨
કૃપા નિધાન વ્હાલો, કૃપા કરીને આવીયા;
આંગણે અલબેલો આવી, ઉભાછે ઉચ્છરંગમાં હાંરે૦ ૩
ઘેલાના નાથને નીરખી, નેણાં ઠારસું;
રાખશું ઉર વિષે, અવિનાશીજીને ઉમગમાં હાંરે૦ ૪

પદ ૨ જું

હાંરે દિવ્ય ચરિત્ર જુઓ ઘનશ્યામના, વાલે સુખ આપ્યાં છે રૂડાં અક્ષર ધામનાં હાંરે દિવ્ય ચરિત્ર૦—એ ટેક.
ધ્યાનને ધારણા સમાધિ શ્યામ કરાવતા,
યોગને શાંખ લક્ષ કરાવી કાઢી છે કામના હાંરે૦ ૧
વશિષ્ટા દ્વિત જ્ઞાન પ્રભુએ પ્રવર્ત્તાવીયું,
એકાંતિક ધર્મ સ્થાપી, ડંકા દીધા નિજ નામના હાંરે ૨
અલૌકિક આજ વ્હાલે, સામર્થ બતાવિયું;
અવલોકો ઉરમાં ભૂડાં ગીત મુકી દ્યો ગામનાં. હાંરે૦ ૩
અદ્ભુત ચરિત્ર આજ, નીરખોને મહારાજના,
ઘેલો કહે શું સુતા જઇ, દાસ થઈ ચામનાં. હાંરે૦ ૪

## પદ ૧ લું.

"તારે લટકે તલમલિયાંરે. લાલ લાગે પ્યારો"—એ રાગ

અલબેલો રંગનો ભીનોરે, એ જીવન પ્રાણ અમારો,
એતો છેલો છે જો નવીનોરે, એ જીવન પ્રાણ અમારો.
કુંવર માતા ભક્તિજીનોરે, એ જીવન પ્રાણ અમારો-ટેક.
એ જીવન પ્રાણ અમારો, જોયા ફુલુંમાં ગરકાવ;
ફુલુંના જામા પરવારી. મીઠાં મારા માવ;
ફુલુંની પાઘ સમારીરે, એ૦ રૈટો ફુલુંનો સુખકારીરે. એ૦
હું તો જોઇ જાઉં બલિહારીરે. એ જીવન પ્રાણ અમારો. ૧
ફુલુંનો ભેંડે છે પટકો, સુંદર શોભે સાર;
ફુલુંના બાજુબંધ ગજરા, ફુલુંના ગલે હાર.
ફુલુંનું ખભે સેલુંરે, એજી૦ રસિયે કર્યું રંગ રેલુંરે. એજી૦
કાજુ ફુલડેથી ગુંથેલુંરે. એ જીવન પ્રાણ અમારો. ૨
ફુલુંના તોરા કલંગી, ફુલુંના સણગાર;
ફુલુંમાં શોભે ડોલરિયો, જુઓ ધર્મકુમાર.
હાથે રૂમાલ ફુલુંનો ધરિયોરે. એ૦ ફોરૂં મુકે અત્તર ભરીયોરે.
એ૦ એતો ઉરમાં લઇનેજડીયોરે. એ જીવન પ્રાણ અમારો. ૩
ફુલ દડો ઉછાળે, જો ફુલ છડી કર માઝાર;
ફુલનાં ગુચ્છ શોભે કાને, છોગે ફુલ અપાર.
એનેનિરખી નેણા ઠારોરે. એ૦ હેતેઅંતરમાં ઉતારોરે. એ૦

દાસ ઘેલાનો એ છે પ્યારોરે. એ જીવન પ્રાણ અમારો. ૪

પદ ૨ જું.

સ્વામી સહજાનંદ સુખકારીરે, એ લાલ લાગે પ્યારો;
એની મૂર્તિ અલૌકિક ન્યારીરે. એ લાલ લાગે પ્યારો.
એતો જીવન દોરી છે મારીરે, એ લાલ લાગે પ્યારો૦-ટેક
એ લાલ લાગે પ્યારો, મારો જીવન ધર્મ કુમાર;
આંખુનો છે તારો મારા નેણાનો શણગાર.
એને હોંસે જોવાને ચાલોરે, એ૦ એને ઉરમાં લૈને ઉતારોરે.
એ૦ પલભર ન મુકુ ન્યારોરે. એ લાલ લાગે પ્યારો. ૧
લટકાળા તારા લટકા જોઇને વારૂં વારંમવાર;
આત્માના આધાર, મારા હૈયા કેરા હાર.
એને જોઇ સુખી થાઇએરે એ૦ નિત્ય ગોવિંદના ગુણ ગાઇયેરે.
એ૦ દુરીજનથી સાને શરમાઇયેરે એ લાલ લાગે૦ ૨
શંકા ઉરમાં કેની ન રાખું, ભેટયા ભુધરરાય;
મહા મનોહર મૂર્તિ જોતાં, નેણાં તૃપ્ત ન થાય.
ડોલરિયો રંગનો ભરિયોરે એ૦ જાણે સુખ સિંધુનો દરિ-
યોરે એ૦ પ્રીતે અંતરમાં લૈ ધરિયોરે એ લાલ લાગે૦ ૩
આજ રૂડો અવસર આવ્યો પ્રગટ મળ્યા મહારાજ;
શામળિયાનું સમરણ કરતાં, સરિયાં મારાં કાજ.
એતો અલખ પુરૂષ કહાવેરે. એ૦ એનો પાર કોઇ નવ પાવેરે

એ૦ દાસ ઘેલો ગુણ એના ગાવેરે. એ લાલ લાગે પ્યારો. ૪

પદ ૧ લું.–માલકોશ.

"કો મૈયારી કેમ કરીએ ?" એ રાગ.

લાલ તુમારે દર્શન આઇ, હો રહી મેં તો દાસી સદાઇ
લાલ તુમારે૦—ટેક.
અજબતેરોરંગઅજબ તેરીસુરત, અજબપ્યારેદેખીતેરી બાદશાહી લાલ તુમારે૦ ॥૧॥
ભક્તિનંદન તુમસેં મન માન્યો, તુમકોં છાંડીઅબ કહાં નઇ જાહી લાલ તુમારે૦ ॥૨॥
અબતો શ્યામ મોપે દયા કરી કે, અધુર અમૃત રસપાન કરાઇ લાલ તુમારે૦ ॥૩॥
દાસ ઘેલો કહે નાથ કૃપા કરી, આકે બિરાજો મેરે અંતર માંહી લાલ તુમારે૦ ॥૪॥

પદ ૧ લું.

"કારી ઘટા કોયલ ચનકારી, મે'લુંમેં તલપ રહીના-રાહ."
રમે લાલઆજ રંગ ભારી, ઘેરીઆ સંગ ગિરધારી. રમે૦ટે.
લીધો ગુલાલ રમવા કાજે, જુઓ ઝોળી ભરી મહારાજે;
ધુન થાય, રંગ રમાય, ફાગ જન ગાય, જુઓ લલકારી.
ઘેરીઆ સંગ ગિરધારી૦ ॥૧॥
વાલે રંગ કરાવ્યો બહુભારી, લીધી હાથ કનક પીચકારી;

ઝડીપડી, મેઘનીવરી, લાગી તડતડી, જુવે નરનારી.
ઘેરીઆ સંગ ગિરધારી૦ ॥૨॥
ધન્ય ધન્ય કહે જન આવી, મુજપર પીચકારી ચલાવી;
મારાં વસ્ત્ર ગયાં ભીંજાઈ, સૂજે નહિં કાંઈ, ગયો મુંઝાઇ,
લાલને નિહાળી, ઘેરીઆ સંગ ગિરધારી, ॥૩॥
માંહે વાજાં અલૌકિક વાગે, ચડી સુર ગગનમાં ગાજે;
આવ્યા દેવ, ત્યાં તો તતખેવ, કરે બહુ સેવ, ઘેલો જાએ
વારી. ઘેરીઆ સંગ ગિરધારી. ॥૪॥

પદ ૨ જું

જયજય શબ્દ પોકારી, જાઊ શામળીઆ પરવારી.ટેક
લબેલો મંચપર આવી, ઉભા મૂર્તિ મનોહર ભાવી;
ધન્ય જન કહે, ચરણને ગ્રહે, સુખ બહુ લહે, જાય બ-
લિહારી. જાઉં શામળીઆ પરવારી. ॥૧॥
નાથે સુખ અલૌકિક દીધાં, સૌ જનને કૃતાર્થ કીધા;
નાવા ચાલ્યા, નાથ મન ભાવ્યા. મોતીડે વધાવ્યા, શ્યામ
સુખકારી. જાઉ શામળીઆ પરવારી૦ ॥૨॥
ચડયા માણકીએ અલબેલો, રંગ રમી રસીલો છેલો;
થઈ ભીડ, નદીને તીર, રાતાં થયાં નીર, જુએ બહુ
ભારી. જાઉં શામળીઆપર વારી૦ ॥૩॥
વાલો નાઈ મંડપમાં આવ્યા, જમ્યા થાળ મોહન મન

ભાવ્યા; જમાડયા નિજજન, થઇને પ્રસન્ન હરખે જીવન, ઘેલો ગિરધારી. જાઉં શામળીઆપર વારી૦ ॥૪॥

પદ ૧ લું–હોરી.

" રંગરેચ ચુનડ મોરી રગરેદે, રંગરેચ " એ રાગ.

હોરી ખેલત આજ બિહારી, હોરી ખેલત આજ બિહારી; દેખો ધર્મ કુંવર ઘનશ્યામ લાલ હોરી૦–ટેક.

ભેલ બાંધી મોહનને દેખો, સામા સામી ભારી; હરી હરી લાલા સામા સામી ભારી, હેજી અરસ પરસપર કુમ કુમા લેકર આકે મારે લલકારી. હોરી૦ ॥૧॥

જો કોઈ આવે વાકો રંગમેં ભીંજાવે, શ્યામ સદા સુખ-કારી; હરી હરી લાલા શ્યામ સદા સુખકારી, હેજી પકડ ઝકડકે ગુલાલકી ગીર્દમે, રગડે વાકું ભારી. હોરી૦ ॥૨॥

ફાગ ગાવે રંગ ઉડાવે, જલકી મારે પીચકારી; હરી હરી લાલા જલકી મારે પીચકારી, હેજી ભાગેવાકો જાને ન દેવે, મોહન બને હલકારી. હોરી૦ ॥૩॥

રંગ રમે હરી સંતભકતનસેં, સંગ સખા બ્રહ્મચારી; હરી હરી લાલા સગ સખા બ્રહ્મચારી, હેજી ઘેલાનો સ્વામી ધુમસેં ખેલે, આનંદે આનંદકારી. હોરી૦ ॥૪॥

પદ ૧ લું.–હોરી.

'મેં દીનનકી થોડી થોડીરે, પીઆ માનત નાંહીં'–એ રાહ.

હોરીકીબહાર આજ આઈ આઇરે, શ્યામને ધુમ મચાઇ
હોરીકી બહાર૦—ટેક.

કર કંચન પિચકારી લે કર, નૌતમ રંગ ભરાઈ;
લપટ ઝપટ કર મોપેં મારે, દેખું વાકી ચતુરાઇરે
મગ્ન રહું મન માહિં હોરીકી બહાર૦ ॥૧॥

અબીલ ગુલાલકી ઝોળી ભરકે, શ્યામકે ઉપર જાઇ;
સુઘડ ખેલૈયો હાથ ન આવે, સખા સબે ગભરાઇરે.
રસબસ હો રંગ માંહિં હોરીકી બહાર૦ ॥૨॥

ગીર્દ ચડી અસમાનકે ઉપર, જેસે બાદલ છાઇ;
વસન ભીંજે વાલમ કે સુંદર, શોભા બરની ન જાઇરે.
મેરે મનકો અતિભાઈ. હોરીકી બહાર૦ ॥૩॥

વાજાં વાગે અલબેલા સંગ, ફાગ ગાવે સુખદાઈ;
ઘેલો કહે પ્રભુ આનંદમાં આકે, ફગવા દેત બુલાઇરે.
હરીજન લ્યો હરખાઇ, હોરીકી બહાર૦ ॥૪॥

પદ ૧ લું—હોરી

"હોરીખેલત નંદલાલરે, ચાલો જોવાને જઇએ -એ ઢાળ"

ધર્મકુંવર ઉરધારૂરે, એસી હોરીમેં ખેલું; ધર્મકુંવર૦-ટેક.

નુરત સુરતકી પીચકારી લેકર, અંતર દષ્ટી ઉતારૂં;
હરિ હરિ લાલા (૨) પ્રેમ પુષ્પકા ગુચ્છ બનાકર
પ્રીતમ તુમપેં ડારૂંરે, એસી હોરી૦ ॥ ૧ ॥

ધ્યાન ધારણકા કુમકુમા લેકર. અવિદ્યા બલકું હટાવું;
હરિ હરિ લાલા (૨) જ્ઞાન ગુલાલ ભરી ઘટ ભીતર;
સંકલ્પ વિકલ્પ નિવારૂંરે એસી હોરી૦ ॥ ૨ ॥
ઉછરંગ રંગ બનાયો સુંદર, પ્રેમ પ્રીતસેં છિટકાવું;
હરિ હરિ લાલા (૨) શીલ સંતોષકી ઢાલ બનાવું.
નાથ તુમકો રીઝાવુંરે. એસી હોરી૦ ॥ ૩ ॥
વચન શ્રધાકો સાથ લેકર, નાથમે ધુમ મચાવું;
હરિ હરિ લાલા (૨) ઘેલો કહે એસી હોરી ખેલું તો.
અક્ષર ફલપદ પાઉ રે. એસી હોરી૦ ॥ ૪॥

પદ ૨ જું.

ફગવા માગન આઇ રે, મોકું ફગવા દીજે; ફગવા૦-ટેક.
ધર્મ જ્ઞાન વૈરાગ્ય વાલા, ભક્તિ દીજે સુખદાઇ;
હરિ હરિ લાલા (૨) વિયય વિકાર કદી નવ વ્યાપે.
મોરે મનકે માંહિરે, મોકું ફગવા૦ ॥ ૧ ॥
મનુષ્ય ભાવ તુમમેં નહિં આવે, દીવ્ય મૂર્તિ જાણું સદાઈ;
હરિહરિ લાલા (૨) સંત ભક્ત કો અવગુણ નવ આવે.
રેન દિનમેં ન કાંહીરે. મોકું ફગવા૦ ॥ ૨ ॥
કુસંગ સંગ મુજકો મત દીજો, સુબુદ્ધિ દીજો સદાઇ;
હરિ હરિ લાલા (૨) વાસ હમકો હરિ જનમેં દીજો.
કુબુદ્ધિ ઉપજે નાંહિરે. મોકું ફગવા૦ ॥ ૩ ॥

સ્મરણ શ્યામ તમારૂં રહેજો, સન્મુખ મૂર્તિ ઠહરાઇ;
હરિ હરિ લાલા (૨) ઘેલો કહે નિશદિન એ માગું.
નાથ દીયો હરખાઇરે. મોકું ફગવા૦ ॥ ૪ ॥

### પદ ૧ લું.—હોરી.

સંતો મિલ હોરી ખેલાવે, તાન હરિસેં જઇ મિલાવે.
સંતો મિલ૦—એ ટેક.
કર સેવાકી ઝોળી ભરી હે, જ્ઞાન ગુલાલ ઉડાવે;
મુખપીચકારીહરિવચનકી મારે,આનંદ અતિ ઉપજાવે.
ફાગ હરિ ગુનકો ગાવે, સંતો મિલ૦ ॥૧॥
ધીરજ રંગ ભર્યો દિલ ભીતર, સમજી સમજી છિટકાવે;
પ્રશ્નોત્તરકા કુમકુમા લેકર, સામા સામી મારે.
માયા કે બળકો હટાવે, સંતો મિલ૦ ॥૨॥
રસબસ હોઈ રહે હરિ રંગમેં, કોઈ નજરે ન આવે;
માળાકી કિડ તાલ ધરીકર, હરિ નામકી તાલ બજાવે.
સુની અતિ આનંદ આવે. સંતો મિલ૦ ॥૩॥
આપ ખેલે ઓરનકું ખેલાવે, જો વાકે શરણે આવે;
દાસ ઘેલો કહે સંતબડભાગી, પ્રભુસે ધ્યાન લગાવે
જલે વહાંકું શીતલ કરાવે. સંતો મિલ૦ ।૪॥

### પદ ૨ જું.

સંતસદા સુખદાઈ,કહો કયેસી હોરી ખેલાઇ;સંત૦—ટેક.

કામ ક્રોધ મદ મોહકું મારે, દુબ્ધા નિકટન આઇ;
આવેતાકું શીતલતા આપે, તનકા તાપ બુઝાઇ.
પ્રભુસેં દે પ્રીત લગાઇ, સંત સદા૦ ॥૧॥
ત્યાગ વૈરાગ્ય અતિ દિલભિતર, શાંત સદા મન માંહી
અભિમાન અંતર નહિં રાખે, પ્રભુકે રંગ રંગાઇ.
મગન રહે હરખાઇ. સત સદા૦ ॥૨॥
ધુન્ન સદા પ્રભુ ભજનમેં લાગી.દુસરી નહિં ચતુરાઇ;
ધ્યાન પ્રભુકે ચરણુંમેં જાકો, ધન્ય ધન્યવાકી કમાઈ.
મેરે મનમેં એ ભાઇ. સત સદા૦ ॥૩॥
દાસ ઘેલો કહે ભવજલ તરવા, નાવ એ નૌતમ પાઇ;
સંત ખેવટીઆ પાર ઉતારે, સલામત બંદર માંઇ.
જ્યાં માયાકો ડર નાંઇ. સંત સદા૦ ॥૪॥

પદ ૧ લું–રાગ આશા.

"જપમન શિવશંકર સંગ ગૌરી." એ ઢાળ.

તૃષ્ણાતું નગઇ મેરે મનસેં, રહેવા દે નઇ જીવ ભજનમેં;
તૃષ્ણાતું ન ગઇ મેરે મનસેં૦—એ ટેક.
એક મિલે સહસ્રલાખ અરબ તક, ધાપત નહિં સમુદ્રમેં;
ભોમીકો રાજ, સુરેશકી સાહેબી, મિલે તો ચડત ગગનમેં.
તૃષ્ણાતું ન ગઇ૦ ॥૧॥
ખાવતખાવત થાકી ગયો તોય, પીવત પાકયો તનમેં;

સોવત સોવત સુજી ગયો પણ, થાકયો નહિ અખિયનમેં
તૃષ્ણાતું ન ગઇ૦ ॥૨॥
જોવત જોવત સબ જગ જોયો, બન્યો રસીઓ દેખનમેં;
બાજી ગરકો મરકટ ભટકત, ત્યું રખડત માયા બનમેં
તૃષ્ણાતું ન ગઇ૦ ॥૩॥
સત્ય બાતકો સાર ન લીનો કરી ન પ્રીતિ સંતનમેં;
કહે ઘેલો હરિચર્ણુમેં ચિત્ત ધરો, તો વળે શાંતિ અંતરમેં.
તૃષ્ણાતું ન ગઇ૦ ॥૪॥

પદ ૨ જું.

હે મન મેરા કયું ન રહે પ્રભુ નેરા, અવળે માર્ગે શું જઇ ચડેલા. હેમન મેરા કયું ન રહે પ્રભુ નેરા૦—એ ટેક.
વિષય સુખમેં ભટકત નિશદિન, કયા કહું તેરા અનેરા;
તેરી બાત મોકું નહિં ભાવત, કરત અંતરમેં અંધેરા.
હે મન મેરા૦ ॥ ૧ ॥
સમજાવ્યો તોય સમજત નાંહિં, કયા કહું બહુ તેરા;
જંપ કરી જીવમાં નહિ બેસત, ઘાટ ઘડત ઘનેરા.
હે મન મેરા૦ ॥૨॥
નટખટ તું હાથ ન આવત, શાહ બને કબુ ચેરા;
રંક બને બાદશાહ બને કબુ, લડત કરત બખેડા.
હે મન મેરા૦ ॥૩॥

કહા કહું કછુ કલન પડત હે, મનતું તુરંગ બનેરા;
ઘેલો કહે ગુરૂ કૃપાસેં વશ કરો, મારી જ્ઞાનકા ઝેરા.
હે મન મેરા૦ ॥૪॥

પદ ૩ જું.

કરો સત્સંગ, ચડે ભજનસેં રંગ, ટળે જન્મ મરણ યમદંડ.
કરો સત્સંગ૦—એ ટેક

ભજન કરી ભવ ભટકણ ટાળો, નાં પડો યમ કે ફંદ;
પ્રભુકે ધામમેં જઇ સુખમાણો, પીઓ સુધાકે તરંગ.
કરો સત્સંગ૦ ॥૧॥

ગ્યાન ધ્યાનકી ધુન્ય મચાવો, હૃદય ધરીને ઉમંગ;
આશા તૃષ્ણા સબકુ હઠાવત, બઢત અંતર ઉછરંગ.
કરો સત્સંગ ॥૨॥

કામ ક્રોધ મદ મોહકું મારે, કરો એવાનો જઇ સંગ;
હેત કરી હરિ ભજતાં શીખાવે, કાઢે મનથી કુઢંગ.
કરો સત્સંગ૦ ॥૩॥

સાચા હીરા ઝવેરી શોધે, ત્યું શોધો સાચા સંત;
કહે ઘેલો જેમ સોનાર તપાવી, જુએ કનકનો ભંગ.
કરો સત્સંગ૦ ॥૪॥

પદ ૪ થું.

દેખો લટકાળો છેલો છોગાવાળો, ઘનશ્યામ એ મેરો પ્યારો.
દેખો લટકાળો.—એ ટેક.

હે સબમેં ઓર સબસેં ન્યારો, જાકોં જગ ઉજીઆરો;
સંત સલુણે વાકું સેવત, ગુન ગાવત હે હજારો.
દેખો લટકાળો૦ ॥૧॥
હરિજન હાર હજારો પહેરાવત, અંતર માંઈ તે ધારો;
સબકો કર્તા સબકો ભર્તા, જગકો સર્જનહારો.
દેખો લટકાળો૦ ॥૨॥
સબમેં વાંકી શકિત બિરાજત, સબમેં વાકો ઝણકારો;
ઉન બિના કોઇકું નહિં ચલત હે, હે સબસે ન્યારો
દેખો લટકાળો૦ ॥૩॥
ધર્મકુંવર ઘનશ્યામજીકો, રૂદીયા માહી ઉતારો;
ઘેલો કહે મેરો તો એહી પ્રભુ, ભક્તિ ધર્મ દુલારો.
દેખો લટકાળો૦ ॥૪॥

પદ ૧ લું--રાગ કાફી–( ધીરાનો. )

મનતો ઘાટ ઘડતુંરે, બુદ્ધિએ નામું માંડી લીધું;
ચિત્તેચિત્ત ચિંતવ્યુંરે, અહંકારે તો દુઃખ દીધું -ટેક.
મનનું ધાર્યું જેણે કીધું, હોંશે જઇ હલાહલ પીધું;
શાસ્ત્ર પુરાણે એમજ કહ્યું, મોટા મોટાને દુઃખ થયું.
કોનું કામ ન સિધ્યુ રે, બુદ્ધિએ નામું૦ ૧
વિરલા જનતો જાણે જેહ, મન માયા પ્રપંચ વિષે;
તે માયા તજવું અજ્ઞાન, માયા પતિ ભજીલે ભગવાન,

તરી લે ભવસિંધુરે, બુદ્ધિએ નામું૦ ૨
ડહાપણ ડોળવું મુકી દે, સંત પુરૂષને શરણે જઇરે';
વચનમાં રાખી વિશ્વાસ, કલ્પનાનો કરજે નાશ.
વિખ શું જઇ પીધુંરે, બુદ્ધિએ નામું૦ ૩
ફોકટ ફેરા શુ તું ફરે, સચેત થઇ હરિસ્મરણ કરે;
જનમ મરણમાં આવે નહિં, જેનું મન વસ્યું હરિ મહીં
દાસ ઘેલે કીધુંરે, બુદ્ધિએ નામું૦ ૪

પદ ૨ જું.

જીવ જો! તું જાગીરે, અવિદ્યા તારે સંગ લાગી;
દુઃખમાં તુંને નાખીરે, અંતકાળે રહેશે આઘી.—ટેક.
ઉઠીકર સત્પુરૂષનો સંગ, હૃદય તારામાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, મન માયાથી દુર કરાય
દુબ્ધા દેને ત્યાગીરે, અવિદ્યા તારે૦ ૧
ચેતવું હોય તો ચેતી લે, માથે મરણ તણો છે ભે;
કાયા ઉપર આવ્યો કાળ, મોહ પારધીએ માંડી જાળ
ફાંસી માંડી [1]આગીરે, અવિદ્યા તારે૦ ૨
આદિ અંતમાં જોઈ રહે, ડાહ્યો તેને ગુરૂજન કહે;
મધ્યમાં જોઈ જે લોભાય, મુરખ તેતો દુઃખીઓ થાય.
મોહ્યો શું અભાગીરે, અવિદ્યા તારે૦ ૩

૧ નજીક.

આળસ તજી તું ચેતી લે. પ્રગટ હરિને શરણેરે';
પ્રેમે લેજે હરિનું નામ, દાસ ઘેલો કહે થાશે કામ.
સંત મળ્યા સોહાગીરે, અવિદ્યા તારે૦ ૪

પદ ૩ જું

સંત સમાગમમાંરે, અલૌકિક સુખ રહ્યું;
વૃત્તિ પાછી ફેરોરે, સંગે દુઃખ દુર ગયું૦—ટેક
તપતીર્થ વ્રત કરો અતિ, પ્રગટ સંત વિના સિદ્ધી નથી;
અ તરની મટશે ત્યારે ધાત, તે શ્રી મુખે કહી સાક્ષાત્
વૃથા ભમવું કહ્યુંરે, અલૌકિક સુખ૦ ॥૧॥
સાચા સંતની સેવા કરો, પરનિંદા પર ધન પરહરો;
પ્રપંચ પડવાનું છે કામ, સાચે રાચે શ્રીઘનશ્યામ.
સાચે સુખ થયુંરે, અલૌકિક સુખ૦ ॥૨॥
બીજે ભટકવું મુકી દે, સંત પુરૂષને શરણે જઈરે';
વચન તણો રાખી વિશ્વાસ, તર્કવિતર્કનો કરજે નાશ
તેથી દુઃખ ટળ્યુંરે, અલૌકિક સુખ૦ ॥૩॥
સ્ત્રી ધનમાં કદી ન લેવાય, એજ સાચા સંત કહેવાય;
દાસ ઘેલો કહે એવા મળે, ત્યારે દોષ અંતર ના ટળે
હરખે મારૂં હૈયુંરે, અલૌકિક સુખ૦ ॥૪॥

પદ ૪ થું.

અહો ભાગ્ય એનાંરે, જેના ઉરમાં હરી રહ્યા;

સદા સુખ માણેરે, અંતરના તાપ ગયા૦—ટેક.

નિર્મલ જાણો તેની દશા, જેના અંતરમાં હરિ વશ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો રૂદીયે નવ ગણે.
તેના ગુણ કહ્યારે જેના ઉરમાં હરિ૦ ॥૧॥

પુરૂષોત્તમથી પુરણ પ્રીત, મેરૂચળે પણ ન ચળે ચિત્ત;
ધ્રુવનીપેરે અવિચળ રહે, સ્તુતિ નિંદા સુખ દુઃખ સહે.
આનંદમાં તે ગયારે, જેના ઉરમાં હરિ૦ ॥૨॥

સદા તે લે આતમનો લ્હાવ, ફરી નહિં આવે આવો દાવ.
નારાયણને નિરખે નિત, એકાંતિકની એ છે રીત.
દર્શન દિલમાં થયાંરે, જેના ઉરમાં હરિ૦ ॥૩॥

નિર્મલ નૈણે વર્ષે નુર, સર્વે હરિ જાણે ભરપુર;
દાસ ઘેલો ધન્ય ધન્ય કહે, જેના નેણુંમાં હરિ રહે.
ભાગ્ય એના કહ્યાંરે, જેના ઉરમાં હરિ૦ ॥૪॥

## પદ ૧ લું.

"મન માયાના કરનારારે"— એ રાગ.

મન ! માયામાં શું લોભાણુંરે, નાણું ખરચે આ નહિં મળે ટાણું૦—એ ટેક બાલપણું તેં તો ખેલમાં ખોયું, જોબન યુવતીના સંગમાં બંધાણું; બુઢાપણામાં બાવરાની પેરે, બોલવાનું કંઇ ન ઠેકાણુંરે. નાણું ખરચે૦॥૧॥ મનનું ધાર્યું પુરૂં કોઇએ ન કીધું, બધું અધવચમાંહિ વિખાણું; પ્રમા-

દમાં જીવ શું તું જઇ સુતો, વાહી જશે હમણાં વ્હાણુંરે. નાણું૦ ॥૨॥ ઝુરી ઝુરી ધન ભેળું તેં કીધું, પ્રભુ અર્થે ન કાંઇ વવરાણું; અંત સમે કાંઇ કામ ન આવે, ખાલી હાથે જવાણુંરે. નાણું૦ ॥૩॥ દાસ ઘેલો કહે તેડવાને જ્યારે, તુંને આવશે ઓચિંતાનું આણું. રાજા રાણા ને પીર પેગંબર, કોઇથી નથી અહિં રહેવાણુંરે નાણું૦ ૪

પદ ૨ જું.

ગંદા ચામમાં શુ લલચાયારે, ડાહ્યા જોને તપાસી તારી કાયા ૦—ટેક. જુઠી છે કાયા જુઠી છે માયા, જુઠાહી રંગ બનાયા; માવઠાની પેરે વણશી જાશે, જેવી વાદળ કેરી છાયારે. ડાહ્યા૦ ॥૧॥ માટીની કાયા માટીસે જાયા, માટીમેં જાએ સમાયા; માટીના ખેલકડાં સારાં દુઃખવાળાં, તેમાં કંઇક ચતુર ધવાયારે ડાહ્યા૦ ॥૨॥ આદે નઠારૂં અંતે નકારૂં રંગ, ધોંખેકા મધ્યમેં જમાયા; લીંટ લાળ મેદ હાડ રૂધિર પરૂ, દેખીને હુબકા આયારે ડાહ્યા૦ ॥૩॥ આકડાના તુર જેમ નદીના પુર તેમ, કાયાના ઢંગ દરસાયા; દાસ ઘેલો કહે જાતાં વાર ન લાગે, જોને રંગ પતંગી લગાયારે. ડાહ્યા૦ ॥૪॥

પદ ૩ જું.

પ્રાણ જાતાં શરીર શબ થાશેરે. તેને દેખીને જીવ ગભ

રાશે;૦-ટેક. જેને પરસે પ્યાર ઉપજતો, તેને દેખીને દુર નાસે; જેને ઘડી પલ ન્યારૂ ન મુકતા, તેને અડીને અભડાશેરે; પ્રાણજાતાં૦ ॥ ૧ ॥ જે કાયાને માયા વ્હાતી, તે તો ભુત જોને ભાસે; એવુ નકારૂં તન આ થનારૂં, તેમાં મોહ્યા તે ખોટ ખાશેરે પ્રાણ જાતાં૦ ॥૨॥ માત પિતા કોઈ કામ ન આવે, ત્રિયા ઉભી પસ્તાશે; કાઢો કાઢો એને સૌકો કહેશે, ઘડી ન ઘરમાં રખાશે રે. પ્રાણ જાતાં૦ ॥ ૩ ॥ ચાર જણા તેને લઇને ચાલ્યા, નદી કીનારે ફુંકી આશે; ઘેલો કહે જીવ જાતાં આ દેહનું, જુદાપણું તો જણાશેરે પ્રાણ જાતાં૦ ॥૪॥

## પદ ૪ થું.

[1]લાલલાડી થી પ્રીત [2]શબે જોડીરે, ફુંકદીની ફાગન જેસી હોરી૦—ટેક. જેનેરે કોઇ હવે સંઘરે નાંહી, તેને વરે એ નાર કેવી ભોળી; ખોળી ખોળી તન ખાઈ જાશે, બાળી કરશે રાખ રોળીરે. ફુંકદીની૦ ॥૧॥ શાહને સેનશાહ ગરીબ તવંગર, માની ગયા માન મોડી; ભુપને ભુપતિ રૂપી કરૂપી, પ્રીતમ ગયા પ્રીત તોડી રે ફુંકદીની૦ ॥૨॥ અવસાન સમે તમે જુઓરે ભાઇઓ, લેવા આવી છે કાઠ કેરી ઘોડી; કોઇ સ્વારી કામ ન

---

૧. ચિતા. ૨. મડદુ.

આવી, સર્વ રહી માથું ફોડીરે. ફુંકદીની૦ ॥૩॥ પંચ થઇ તેને લઇને ચાલ્યા, દીધો દેહ ચેહમાં ફગોડી; દાસ ઘેલો કે રોઇ ન્યારા થઇ બેઠા, લાલ ગયો છકા છોડીરે. ફુંકદીની૦ ॥૪॥

### પદ ૧ લું.

ગાફલો શું સૂતા લઇ શોડું તાણી, એળે જાય છે તમારી જીંદગાની. અરેગાફલો શું સૂતા લઇ શોડું તાણી૦–ટેક.

જાગો જાગો ગુરૂજન કહે, તેની વાત સત્ય ન મનાણી.
અરે ગાફલો૦ ॥૧॥

આજ અમુલખ આવીઓ, શુભ અવસર કરવા કમાણી.
અરે ગાફલો૦ ॥૨॥

મોહ નિંદ્રાએ ઘેરીઆ, વહી જાશે મુલતાની જેને પાણી;
અરે ગાફલો૦ ॥૩॥

ઘેલાના નાથને ઓળખો, જેની ઝાહેર જગમાં નિશાની.
અરે ગાફલો૦ ॥૪॥

### પદ ૨ જું

[1]પાગલો પાપી પાખંડમાં ભરમાયા, શું કુડે કુડ કમાયા.
અરે પાગલો૦–એ ટેક.

---

૧. મૂર્ખ.

નિયમ ધર્મ માન્યા નહિં, પ્રભુ આજ્ઞાથી નહિં સરમાયા.
અરે પાગલો૦ ॥૧॥
મનને ગમતે માહાલીઆ, યમદુતથી નહિં ગભરાયા.
અરે પાગલો૦ ॥૨॥
હરિજન સંગાથે હેત નહિં, ફરે શ્વાન જેવા હડકાયા.
અરે પાગલો૦ ॥૩॥
સૂરજ સહજાનંદ ઉગીઓ, જુઓ દાસ ઘેલે ગુણ ગાયા.
અરે પાગલો૦ ॥૪॥

પદ ૧ લું

ભુલ્યો મન ભમરા તું શ્યાને ભમે છે, કમળ વન મુકી
ગીંગાવાડે ગમે છે; ભુલ્યો મન૦—એ ટેક
સુગંધી લેવાને ધાયો, પુષ્પ સારામાં ઘવાયો;
હાથ નહીં આવે છાયો, વાસનાના વનમાં શું દેહને દમેછે.
ભુલ્યો મન૦ ॥૧॥
કાંટાવાળી જાતાં પાસે, પાંખો તારી તૂટી જાશે;
પછી પસ્તાવો થાશે, જોને દુઃખ આવ્યું અંતસમે છે.
ભુલ્યો મન૦ ॥૨॥
વિષય સુખ જાણો એવું, બાજીગરની બાજી જેવું;
પલમાં વણસે તેવું, ફોકટ સુખમાં શું ? દુખને ખમે છે.
ભુલ્યો મન૦ ॥૩॥

વિષયના થયા ભોગી, બન્યા તેતો બહુ રોગી;
શોધે જુના વૈદ્ય જોગી, કહે ઘેલો કડવા શું? કોળીયાજમેછે
ભુલ્યો મન૦ ॥૪॥

## પદ ૨ જું.

જગતના જીવ રહ્યા જખ મારી, ગજ તજી ખરની કરેછે
સ્વારી જગતના જીવ રહ્યા જખમારી;૦—એટેક
સંત હંસ મુકી કરી, બગમાં શું પ્રીત ધરી;
જોયું નહિ તેમાં જરી ભજ્યા નહિ તેં તો જરા ગિરધારી
જગતના૦ ॥૧॥
નર દેહ હાથ આવ્યો, ચિંતામણી તુલ્ય કહાવ્યો;
મુરખે એળે ગુમાવ્યો, વલોવ્યું ઝેરનું શું લઇ વારી.
જગતના૦ ॥૨॥
અવળાં કરે છે કામ, નરને નારી તમામ;
કહે નહિ રામ રામ, નિંદા કરી પાપનાં બને છે અધિકારી
જગતના૦ ॥૩॥
વર્ણાશ્રમના ધર્મ ગયા, લોકો સુધારામાં રહ્યા
લાયબરીમાં બળવા ગયા. ઘેલો કહે જુઓ બન્યા
અનાચારી જગતના૦ ॥૪॥

## પદ ૧ લું.

વારૂ મારા વીરારે, સંગ ન કરીએ નીચનોરેજી. એ ઢાળ

અસાધ્ય રોગરે, આવે જ્યારે દેહમાંરેજી; ઉપાય ચાલે ન કોઇનો લગાર, અસાધ્ય૦—ટેક. જડીને બુટીરે કામ આવે નહિરે, વૈદ્ય કુટી મરે હજારો હજાર; શેકને તાપરે કરે લઇ અંગનેરે, લાંઘ્ણુ લીએ જાણે થાય કરાર. અસાધ્ય૦ ॥૧॥ અન્નને જળરે ગળે ઉતરે નહિંરે, પેટમાં થાય દુઃખ અપાર; આળને પંપાળરે, જીવ અતિ કરેરે, લીએ નહીં પ્રભુનું નામ લગાર. અસાધ્ય૦॥૨॥ ભુવાને જાગરીઆરે વગાડેછે ડાકલાંરે, મંત્રીને પાણી પુંબડે પાય; બાધાને આખડીરે રખાવે છે જીવનેરે, પછી રહ્યા પિત્રીને દોષ દેવાય, અસાધ્ય૦ ॥૩॥ હરિને સંગાથેરે હેત કરતો નથીરે, વિસાર્યો જક્તનો સર્જનહાર; ફાંફાં રહ્યો મારેરે કાંઈ સુઝે નહીંરે, ઘેલો કહે ભજી લે પ્રભુ આવાર. અસાધ્ય૦ ॥૪॥

पद २ जुं.

જીવ જ્યારે જુદોરે પડેછે આ દેહથીરે જી. ત્યારે તે તો હાલકહોલે થાય; જીવ૦—એ ટેક સુરતા ઘટીરે સાંભળે ન કાનથીરે, હાં હાં કરે હુંકારો દીએ ન જરાય; ઘરનાં માણસરે ઘેરીને બેસતાંરે, જમાડયાના કરે છે ઘણારે ઉપાય જીવ૦ ॥૧॥ ટગર ટગરરે જીવ જોયા કરેરે, મુખેથી વાણી ન જરીએ બોલાય; દમને ખાંસીરે આવે છે હેડકીરે, તેમ તેમ મન અતિશે મુંઝાય. જીવ૦ ॥૨॥

ઘેન પછી વધેરે આંખ ઉઘડે નહિંરે, દેહમાં પરસેવો થાય અપાર; શીતાંગ વધેરે અંગમાં અતિ ઘણોરે, શરીરની રહેતી નથીરે સંભાળ. જીવ૦ ॥૩॥ કોઇ આવી પુછેરે જમાય છે કે નહીંરે, ઘરનાં કહે પાણી ન ઉતરે લગાર; અન્ન સમા પ્રાણુરે ઘેલો કહે જાણવારે, માટે તમે રાખો પ્રભુનો આધાર. જીવ૦ ॥૪॥

पद २ जुं.

કઠણ વેળાછેરે જાણો અંતકાળનીરેજી, પ્રભુ વિના કોણ કરે હવે સ્હાય. કઠણ૦–ટેક. સગાને સંબંધીરે કોઇનું ચાલે નહીંરે, જોર વધ્યું કાળનું અપરમપાર, શ્વાસોશ્વાસરે ચાલે અતિ વેગથીરે, જંપ નહિં જીવને થાય લગાર. કઠણ૦ ॥૧॥ નાડી જ્યારે તૂટેરે આવે ત્યારે આંચકીરે, પ્રાણીના પ્રાણ તોય નવ જાય; કફ વધે ઘણોરે વાગે ગળે ઘૈડકોરે, નાકતણી દાંડી શીતલ થાય. કઠણ૦ ॥૨॥ આંખ ગઈ થંભીરે મટકું મારે નહિંરે, શ્વાસ જ્યારે ધીમો પડતો જાય, સ્વાર્થીઆ આવ્યારે જ્યારે સર્વે લુંટવારે, પ્રાણી તારૂં નાહં ચાલે જોર લગાર. કઠણ૦ ॥૩॥ પ્રભુજી પધારોરે વ્હાલા તમે આ સમેરે, દાસને દરશન દેવા નાથ, દાસ ઘેલાનારે પ્રભુને સંભાળજોરે, સ્વામી નારાયણ ઝાલોને હાથ. કઠણ૦ ॥૪॥

## પદ ૪ થું

અંતકાળે આવોરે અલબેલા અમ કનેરેજી, જોશો નહિં અવગુણ એકે આવાર. અંતકાળે૦—ટેક. સસલાની લીધીરે સંભાળ વન વિષેરે, સન્મુખ આવી ઉભા તત્કાળ, તેવી રીતેરે પ્રભુજી પધારજોરે, દાસની વિનતી સુણજો દયાળ. અંતકાળે૦ ॥૧॥ જેમ ઝીણા ભાઇરે પાસે આવ્યા હતારે, તેનાં કર્યાં પ્રભુજી પુરણ કામ; જીવરામ વિપ્રનેરે ઉગાર્યો જળ થકીરે, તેમ મુજને ઉગારો ઘનશ્યામ. અંતકાળે૦ ॥૨॥ કલા આદિ ભકતોરે ગોળાથી બચાવીઆરે, ભુલા ભક્તની લીધી સંભાળ, ઝવેર ભક્તનેરે રાખ્યો પડવા થકીરે, ધર્મ કુંવર તમે પ્રાણ આધાર. અંતકાળે૦ ॥૩॥ દયાળજી જોઇતારે ભક્તની રક્ષા કરીરે, એવા દાસો ઉગાર્યા અપરંપાર; દાસ ઘેલાનારે પ્રભુ આવો અંત સમેરે, હાથ ધરણે દીધો કોલ કિરતાર. અંતકાળે૦ ॥૪॥

## પદ ૧ લું.

“ વાલી લાગેરે વાલા તારી વાંસળી હોજી.” એ રાહ

લટકાળા લાલરે આવો અશ્વે ચડી હોજી,
મતવાલી માણકી એ મહારાજ. લટકાળા૦—ટેક.
ભીડ ભકતોનીરે હરી તમે ટાળતારે,

જાણી પોતાના લેજો સંભાળ;
અનેક ઓધાર્યારે પ્રભુજી આ સમેરે,
જોયા નહિં અવગુણ એકે લગાર. લટકાળા૦ ૧
ગરૂડ તજીનેરે ગોવિંદ પધારીઆરે,
ધણી વેળા દાસ્યુંનાં સાંભળી સાદ;
પરણી ગરણીરે ગઇ જોરે સાસરેરે,
રાજુ બાની રાખી પ્રભુ મરજાદ. લટકાળા૦ ૨
વણીક વેશેરે પ્રભુજી પધારીઆરે,
સ્વામી નારાયણ લેતાં નામ;
સંકટમાંથીરે ભકતોને ઉગારીઆરે,
આપી પ્રભુ પોતે અગણિત દામ લટકાળા૦ ૩
વાસના મારીરે કયાંયે રાખશો નહિ રે,
ચોખો કરી વ્હાલાજી લેજો સાર;
ઘેલાનો નાથરે સ્વામી સહજાનંદજીરે,
કરૂણાનો સાગર પ્રાણ આધાર. લટકાળા૦ ૪

પદ ૨ જું

શ્યામ સલુણારે આવો અલબેલડા હોજી,
દર્શન કરવા તલખે મારા પ્રાણ શ્યામ૦-ટેક.
સ્વાંત બુંદ લેવારે ચાતુક જેમ ટળવળેરે,
તરસ્યાને વ્હાલું જેમ નવાણ;

આંધળો ચ્હાયરે આંખ અવની પરેરે,
તપતાને શિતળ છાંય સુવાણ, શ્યામ૦ ॥૧॥
કયારે પ્રભુજીરે તપત બુઝાવશોરે,
તન મન ટાઢુ કરશો સુજાણ;
તનમાં તાળીરે લાગી મળવા તણીરે,
જેમ થાય ભુખ્યાને અન્નમાં તાણ. શ્યામ૦ ॥૨॥
વિયોગ વાલારે પળ રાખો નહીંરે,
પ્રેમી જનનાં પ્રાણ સદાય;
તમ વિના પ્રભુરે ઘડી ગમતું નથીરે,
કયારે મારા નાથનું દર્શન થાય શ્યામ૦ ॥૩॥
મીનને પયમાં સુખ આવે નહીંરે,
જળ વિન્યા તેતો દુઃખીયું થાય;
ઘેલાના સ્વામીરે આવો ઉતાવળારે,
દર્શન કરૂં દુઃખડાં મારાં જાય. શ્યામ૦ ॥૪॥

## पद ३ जुं

પ્રભુજી પધાર્યારે મોહન મલપતા હોજી,
જોને પ્રભુ કેવા છે દીન દયાળ. પ્રભુજી૦—ટેક
અધમ ઓધારણરે ગરીબનિવાજ છેરે,
અવગુણ જોતા નથીરે કૃપાળ;
આ અવસરરે પોતાના દાસનેરે,

હરીએ કીધા જુઓને નિહાલ. પ્રભુજી૦ ॥૧॥
સંત સોહાગીરે સાથે લાવીઆરે,
વ્હાલોજી અક્ષરના આધાર,
દર્શન દીધાંરે દીનેનાથજીરે,
તન મન હર્ખ વધ્યો છે અપાર પ્રભુજી૦ ॥૨॥
બિરદ પોતાનુંરે પ્રભુજીએ પાળીઉંરે,
અંતસમે લીધી શામળીએ સંભાળ;
અલૌકિક પરચારે પુરૂષોત્તમે પુરીઆરે,
ધન્ય ધન્ય ભકિત ધર્મ કુમાર પ્રભુજી૦ ॥૩॥
સામર્થ તમારૂંરે સ્વામી મેં સાભળ્યુંરે,
આવું કદી કીધું નહોતું કિરતાર;
દાસ ઘેલાનોરે નાથ અઢળ ઢળ્યારે,
ઉંચ નીચ જોતા નથી આવાર પ્રભુજી૦ ॥૪॥

પદ ૪ થું.

રૂડીને રૂપાળીરે વ્હાલા તારી મૂર્તિ હોજી,
સન્મુખ રહેજો શ્યામ સદાય રૂડી૦—ટેક.
જરકસી જામોરે પહેર્યો હરી પ્રીતથીરે,
સુંદર પાઘે મનડું લોભાય;
તોરા લટકેરે ફુલના અતિ ઘણાંરે,
જોઇને ભમર જુથ થોભાય. રૂડી૦ ॥૧॥

સુથણલી સોનેરીરે સુંદર શોભતીરે,
ગુદો રેંટો તે પર શોભે તમામ;
નિરખ્યા નૈણેરે મીઠડા માવનેરે,
છોગલા વાળો શ્રી ઘનશ્યામ. રૂડી૦ ॥૨॥
હાર હજારીરે હરીજીએ પ્હેરીઆરે,
ફુલ છડી લીધી જોને કરમાંય;
ચાખડી પ્હેરીરે ચતુર પધારીઆરે,
મદન તે દેખીને શરમાય. રૂડી૦ ॥૩॥
જાણે જબુકેરે ગગનમાં વિઝળીરે,
અગણિત સૂર્યનું તેજ સમાય;
ગૌરવરણરે પ્યારા ઘનશ્યામનુંરે,
નિરખીને ઘેલો તૃપ્ત ન થાય. રૂડી૦ ॥૪॥

પદ ૧ લું

"કાંઇ ઝગડો છે મહારાજ, થારે મારે કાંઇ ઝગડો છે મહારાજ." એ રાહ.

લાગો છો ધર્મકુમાર, વ્હાલા મને લાગો છો ધર્મકુમાર;
છોજી મારા નેણારા શણગાર, વાલા મને૦–ટેક.
પ્રીતમજી થાશુ પ્રીત કરીને, (૨)
આનંદ ઉર અપાર. (૨) વાલા મને૦ ॥૧॥
શ્યામ સુંદર થારી માધુરી મુરતિ, (૨)

નિરખું હું વારમવાર (૨) વાલા મને૦ ।૨।
જીવનજી થાને જતન કરીને, (૨)
રાખીશ રૂદીયા મોઝાર. (૨) વાલા મને૦ ॥૩॥
દાસઘેલાના પ્રભુ પળના વિસારૂં (૨)
આવો મારા હૈયાના હાર, (૨) વાલા મને૦ ॥૪॥

પદ ૨ જું.

ઓળુંઆવેછે મહારાજ,થારી મને ઓળુંઆવેછે મહારાજ
મારા છોગાળા છો રાજ, થારી મને ઓળું૦–ટેક.
ભરનિંદ્રામાંથી ઝબકીને જાગી. (૨)
સુઝે ન બીજું કંઇ કાજ. (૨) થારી મને૦ ॥૧॥
ઘેલી શી હું ઘરમાં ફરૂ છઉં (૨)
તજી લોકડીઆની લાજ (૨) થારી મને૦ ।।૨।।
ઘડીપલ છીનભર ન્યારા થાઓ તો (૨)
થાય મારા દીલડામાં દાઝ. (૨) થારી મને૦ ॥૩॥
દાસ ઘેલાના જીવનને જોઇને, (૨)
સંસારી સુખડું હરાજ. (૨) થારી મને૦ ॥૪॥

પદ ૩ જું

આરે ઉભા છે દયાળ, હેલી જોને આરે ઉભા છે દયાળ.
હુંતો નિરખી થઇછું ન્યાલ. હેલી જોને૦–ટેક.
લટકાળા થારા લટકારે જોઇને, (૨)

ચિતડામાં ખુંચી ચાલ (૨) હેલી જોને૦ ॥૧॥
પાઘડલી પેંચાળીરે બાંધી, (૨)
કરમાં ધર્યો છે રૂમાલ. (૨) હેલી જોને૦ ॥૨॥
ભાલ તિલક કેશરનું રે શોભે, (૨)
ટીબકડી છે રૂડી ગાલ. હેલી જોને૦ ॥૩॥
કામણગારો ધર્મ દુલારો, (૨)
દાસ ઘેલાનો છે લાલ. હેલી જોને૦ ॥૪॥

પદ ૪ થું.

શામળીયો શીરદાર, હેલી જોને શામળીઓ શીરદાર
મારો જીવન પ્રાણ આધાર. હેલી જોને૦—ટેક
અનંત કોટી બ્રહ્માંડનો એ છે, (૨)
વાલમ સરજન હાર. હેલી જોને૦ ॥૧॥
મેહેર કરી મોહનજી પધાર્યા, (૨)
ધરી મનુષ્ય અવતાર. હેલી જોને૦ ॥૨॥
એ વિના બીજો કામ ન આવે, (૨)
અંત સમાને મોઝાર. હેલી જોને૦ ॥૩॥
દાસ ઘેલો કહે પ્રગટ મળ્યા છે, (૨)
પુરૂષોત્તમ આ વાર. હેલી જોને૦ ॥૪॥

પદ ૧ લું.

"કોરૂં બેડું ડણકણેને, પાતલડીપ નિહારરે હેલી" એ રાહ.

ધર્મકુંવર ડોલરીઓ મારો, પ્રાણ તણો આધારરે હેલી;
લટકાળાના લટકા જોઇને, વારૂં હું વાર વારરે હેલી. ૧
શી કહું શોભા શામળીયાની, આપું ઝાઝાં માનરે હેલી;
અંગો અંગને નિરખી જોતાં,નેણથયાં ગુલતાન રે હેલી.૨
અરૂણ કમળસમ જુગલ ચરણની, શોભે સુંદર જોડરે હેલી;
શોળે ચિનનું ચિતવન કરતાં, પોચે મનના કોડરે હેલી.૩
પીંડી પાની પાતલિયાની, પોચી પોયણ સમરે હેલી;
નળી બે ઉપર તીલ બે સુંદર, જોતાં ઉરઆનંદરે હેલી ૪
ઘુંટણ ગોવિંદના રઢીઆળા, દીસે જોને સારરે હેલી;
જંઘા જુગલની શોભા જોઇને,મનમાં ઉપજે પ્યારરે હેલી.૫
કટી કેશરી સમ રૂપાળી, ચંદ્ર તણે આકારરે હેલી.
તેપર ધોતી ચિન્હછે સારૂં,નિરખીજાઉં બલિહારરે હેલી.૬
ઉદર અનોપમ અલબેલાનું, જાણું સુખનું ધામરે હેલી,
સાગર સમ ગંભીરછે ભારી, જો ઉભા ઘનશ્યામરે હેલી ૭
નાભી નૌત્તમ ઉંડો અનોપમ, શોભે રંગની ભરેલરેહેલી;
તિલ તેના કાંઠાપર સુંદર, પ્રીતે ઉરમાં ધરેલરે હેલી. ૮
ત્રિવલી તેપર સુંદર શોભે, જાણો ગંગાધારરે હેલી;
ઉરમાં અનોપમ છાપ રૂપાળી,શ્રી વચ્છને આકારરે હેલી.૯
રોમાવળી રૂપાળી જોઇને, હું થઇ ગઇ આધિનરે હેલી;
વિનગુણહાર હૈયાપર શોભે,નિરખીથાઉંતલીન રેહેલી.૧૦

કંઠ કોકિલા સમ અતિ સારો,તેમાં તિલ એક જોઉં રે હેલી;
મુનિવરનાંજોતાંમનલોભે,નીરખી દુઃખડાં ખોઉં રે હેલી.૧૧
વદન કમળની શોભા કે'તાં, શેશ ન પામે પારરે હેલી;
ભાલ તિલક કેશરનું શોભે, ચંદ્રતણે આકારરે હેલી ૧૨
આજ અલૌકિક અલબેલાએ, સજ્યા છે શણગારરે હેલી;
સુંથણલી સોનેરી શોભે, રેંટો ચોકીદારરે હેલી. ૧૩
અંગરખું અનુપમ ઓપે, સેલું ભભકાદારરે હેલી;
પાઘડલી પેંચાળી બાંધી, કમર કસી કટારરે હેલી. ૧૪
ભેઠે પટકો જોયો સુંદર, હાથ ધર્યો રૂમાલરે હેલી;
ઉરપર હાર હજારી લટકે, હીરા મોતી લાલરે હેલી. ૧૫
બાજુ કાજુ પોંચી બાંધી, જોને રત્ન જડાવરે હેલી;
આંગળિયે વીંટી અનોપમ, પહેરી ઉભા માવરે હેલી.૧૬
ફુલડાના તોરા કલંગી, પાઘડલીની માંયરે હેલી;
કાનુંમાં કુંડળ ફુલુંના, જોતાં મન હરખાયરે હેલી. ૧૭
કડાં સાંકળાં પેરચાં વા'લે, પ્રીત કરીને આજરે હેલી;
ઘુઘરડીનો ઘોર સુણીને, સરિયાં સર્વે કાજરે હેલી. ૧૮
રસબસ વ્હાલો અંતરમાં છે, રસિયો ધમ કુમારરે હેલી;
છત્ર ચમર શિર ઉપર છાજે,શોભાનો નહિ પારરે હેલી.૧૯
દિવ્યસિંહાસન શ્યામ બિરાજે,નિરખી થાઓન્યાલરેહેલી;
શામળીઓ સભામાં શોભે,દાસ ઘેલાનો દયાળરે હેલી.૨૦

## પદ ૧ લું.

"સુંદર ચાંદની ખીલી છે સખી આ સમેરે "—એરાગ.

હું તો અલબેલા અરજું કરૂં તમ આગળેરે,
ન્યારા રે'શો નહિં નાથ લગાર. હું તો અલ—એ ટેક
દીનબંધુ તમે દયાના ભંડાર છોરે,
વા'લા વીનવું છઉં વારંવાર હું તો અલબેલા. ૧
દાસી જાણીને અવિનાશી રે'જો ઉર વીષેરે,
મારા નાથછો નેણાના શણગાર. હુ તો અલબેલા. ૨
તમ વિનારે વાલમ ગમતું નથીરે,
મને સુનોરે લાગે છે આ સંસાર. હુતો અલબેલા. ૩
જેમ હંસને સરોવર વિના સુખ નહિંરે,
પ્યાસા પપૈયાને સ્વાતિનો આધાર. હુંતો અલબેલા. ૪
હુંતો જુગતેથી જીવનજીને જોઇ રહુંરે,
મે'ર કરીને પધારો શ્રી માહારાજ. હુંતો અલબેલા. ૫
દાસ ઘેલાની છે વારંવાર વિનતીરે,
તમે સાંભળો સંતોના શિરતાજ હુંતો અલબેલા. ૬

## પદ ૨ જું.

માતા ભક્તિના જાયા જીવન વહેલા આવજોરે,
હું તો જોઇ ઉભીછું વાલમ તારી વાટ. માતા૦ એ–ટેક!
તમને ઉતારા દેશું મારા ઉર વિશેરે,

દેશું દેશું રૂડા મેડીના મોલ માતા ભક્તિ૦ ૧
તમને દાતણ દેશું રૂડાં દાડમીરે,
દેશું વાલા મારા કણીએલની કામ માતા ભક્તિ૦ ૨
તમને નાવણ દેશું જમના જળ તણાં રે,
દેશું ઉન્મત ગંગાનાં નિરમળ નીર. માતા ભક્તિ૦ ૩
તમને ભોજન દેશું ભલિ ભાતનાં રે,
સુંદર દેશું વાલા ઘેવરીઓ કંસાર. માતા ભક્તિ૦ ૪
તમને પાન કરવા પાણી શીતલ આપશુંરે,
આપુ મુખવાસ પાન પચાસ માતા ભક્તિ૦ ૫
તમને પોઢણ દેશું રૂડા ઢોલીયારે,
દાસ ઘેલો તમારા પંપોળે પાય માતા ભાક્ત૦ ૬

પદ ૩ જું

મારા સહજાનંદ સલુણા સુંદર શ્યામ છોરે,
હું તો દાસી તમારી પંપોળું છું પાય મારા સહ૦—ટેક.
પ્યારા પ્રીત કરીને પ્રીતમજી પધારીયા રે,
અલબેલો જોને અક્ષર થકી આજ. મારા સહ૦ ૧
ધર્મ કુળમાં અવિનાશી જોને અવતર્યારે,
સાથે લીધો રૂડો સંત સમાજ મારા સહ૦ ૨
નિજ જનના કારજ કરવા કોડથીરે,
દેવા અક્ષરધામ પદ નિરવાણ. મારા સહ૦ ૩

અજ્ઞાન અંધારૂં કાઢયું છે અવની થકીરે,
ધર્મકુળમાં આ ઉગ્યો જોને ભાણ. મારા સહ૦ ૪
શરણે આવે તેને શામળિયો સંભાળતારે,
છોગાવાળો છેલો છબીલોજી લાલ. મારા સહ૦ ૫
હાર પ્રસાદી આપીને ઉરમાં ચાંપતારે,
ચર્ણ દેતા દાસ ઘેલાનો દયાળ. મારા સહ૦ ૬

પદ ૪ થું.

વારી વારી જાઉં સહજાનંદ શુભ નામનેરે,
કલજુગમાં કર્યાં છે પૂરણ કામ. વારી વારી—એ ટેક.
ખાતાં અનેક જનમનાં મારાં વારીઆંરે,
ખોટ ખામી હતી તે કાઢી તમામ. વારી વારી૦ ૧
જીવ જમના હાથથકી છોડાવિયારે,
વાટ વે'તી કરી અક્ષર સુખ ધામ. વારી વારી૦ ૨
જેમ વારી વરસે વન વેલી પાંગરેરે,
દુષ્ટ જવાસા દેખીને સુકાય. વારી વારી૦ ૩
તેમ મુમુક્ષુ સુણીને સુખીઆ થયારે,
દુષ્ટ દુરાચારી સુણી સંકુચાય, વારી વારી૦ ૪
સતૂયુગમાં જે વાત જડતી નહિરે,
તે તો સે'લી બાંધી શામળીએ આ વાર વારી વારી૦ ૫
પુન્ય અનેક જન્મનાં આવી મળ્યાં રે,

ઘેલો કહે પ્રગટ્યા ધર્મ કુમાર. વારી વારી ૬

પદ ૧ લું.

" છોડો છોડો કનૈયા, પડું મેં તોરે પૈંયાં"—એ રાગ.

મંગલકારી મૂરતી મહારાજની, જોઈ જાઉં બલિહારી. વારી વારી ટેક. છો ધર્મ દુલારા, સુંદર છોગા વાળા; મને લાગો પ્યારા હા હા મંગલકારી૦॥૧॥ અલબેલા આવો, પ્રભુ શાને તરસાવો, ભૂધર મનડે ભાવો; વા .. વા મંગલકારી૦ ॥૨॥ રૂડી મનોહર ચાલ, લીધો કરમાં રૂમાલ; અક્ષરનો છે લાલ. આ... આ મંગલકારી૦ ॥૩॥ દાસ ઘેલાનો સ્વામી, સર્વ અંતરજામી; હરિવર હું પામી ગુણ ગા ગા... મંગલકારી૦ ॥૪॥

પદ ૧ લું.—રાગ કલ્યાણ.

ચાઉં ચાઉં સદા ધર્મકુંવર ભાલ, પાઉં પાઉં મનોહર મૂરતી દયાલ; ચાઉ ચાઉં સદા ધરમકુંવર—ટેક. અક્ષરનો આધાર એ પ્યારો, ઉત્પતિ સ્થિતી લયનો કરનારો; હરિવર લાલ હરિવરલાલ હરિવરલાલ, હરિવરલાલ. ચાઉં ચાઉં સદા. ॥ ૧ ॥ અગમ અગોચર અંતરજામી, સર્વના કારણ સર્વના સ્વામી; લે સંભાળ લે સંભાળ લે સભાળ લે સંભાળ. ચાઉં ચાઉં સદા. ॥ ૨ ॥ ભાલ તિલક કેસરનું રાજે, આભૂષણ જોઇ દી-

નકર લાજે; કર રૂમાલ કર રૂમાલ કર રૂમાલ. કર રૂમાલ ચાઉં ચાઉં સદા ॥ ૩ ॥ અંગોઅંગ જોવા મન લોભે, દાસ ઘેલો કહે ઉરપર શોભે, મોતીમાલ મોતીમાલ મોતીમાલ મોતીમાલ. ચાઉં ચાઉં સદા. ॥૪॥

### પદ ૨ જું.

વારૂં વારૂં ગુણિયલ ગીરધરપર, ધારૂં ધારૂં સદા માધુરી મૂર્તિ ઉર; વારૂં વારૂં ગુણિયલ—ટેક. મતવાલો મંડપમાં મા'લે, હરખી, હરખી, જન જોવા ચાલે; શામસુંદર શામસુંદર શામસુંદર શામસુંદર. વારૂં વારૂં ગુણિયલ૦॥૧॥ મન મોહન મારે મનડે માન્યો, શાને હરિવર રાખું છાનો; સુંદરવર સુંદરવર સુંદરવર સુંદરવર. વારૂં વારૂં ગુણિયલ૦ ॥૨॥ માણીગર મારે મોલે આવો, શ્યામળા હવે શાને તરસાવો. હે નટવર હે નટવર હે નટવર હે નટવર. વારૂં વારૂં ગુણિયલ૦ ॥૩॥ શામળીઓ સીરદાર અમારો, દાસ ઘેલો કહે અંતર ધારો, જોઇ ભૂધર, જોઇ ભૂધર, જોઇ ભૂધર, જોઇ ભૂધર વારૂં વારૂં ગુણિયલ૦ ॥૪॥

### પદ ૧ લું.

જાઓ ઇસ્કમે હો તુમ દીવાના,
ન બોલું મેં હું તુમસેં દાના.—એ રાગ.

સ્વામી સહજાનંદ સુખકારી,
એની મૂર્તિ લાગે મને પ્યારી.–ટેક.
માહા મનોહર મૂર્તિ જોઇને,
મનડું રહ્યું છે મારૂં મોહિને;
તનમન પ્રાણ જાઉં વારી. એની મૂર્તિ૦ ॥૧॥
અક્ષરધામમાં એ છબી રાજે,
તેવીને તેવી આંહીં બીરાજે,
રંચ ફેર નથી રે લગારી. એની મૂર્તિ૦ ॥૨॥
ગુણિયલ મારો એ લટકાળો,
છેલ છબીલો છોગાંવાળો,
ચિતવની ચંચળ ન્યારી. એની મૂર્તિ૦ ॥૩॥
અંતરઆમાની મુડી છે મારે,
દાસ ઘેલો નીરખી ઉર ધારે;
હું તો ઘડીએ ન મુકું મુરારી. એની મૂર્તિ૦ ॥૪॥

પદ ૨ જું.

જોયું જોયું મેં ઉરમાં વીચારી,
એવી મૂર્તિ નથી કયાંય બારી.—ટેક.
અંતરમાં અવલોકો પ્યારાને,
સુંદર મારા છોગાવાળાને;
નિરખી થાઉં સુખીઆરી. એવી૦ ॥૧॥

પુરૂશ સહુમાં શ્રેષ્ઠ એ છે,
એ જેવો બીજો કોણ કે છે;
એ છે અવતારીનો અવતારી એવી૦ ॥૨॥
ઈશ્વરનો ઈશ્વર એ કહેવાયે,
એને ભજી લ્યો મા સુખ થાએ;
વાલે મનુષ્ય દેહ જોને ધારી એવી૦ ॥૩॥
અનંત બ્રહ્માંડનો એ પતી છે,
તેમાં ફેર ન એક રતી છે;
દાસ ઘેલો જાએ વારી વારીરે. એવી૦ ॥૪॥

ગજલ ૧ લું.—કવાલી.

મેને માશુકકો દેખા વો દીલભર સબસે આલાહે,
વો દીલભર સબસેં આલાહે, અજબ ઉસ્કા ઉજાલાહે.
મેને માશુક —ટેક
નહીં હે ચાંદ ઇસ જેસા, નહીં આફતાબ ઉસ જેસા;
સોલા નહીં આગકા એસા, હુસ્ન સબસે નીરાળા હે
મેને માશુક૦ ॥૧॥
આંખકી ચમક હે કેસી, નહીં બીજલી કી ઉસ જેસી;
અસીકી ઝલક હય એસી, ગલે મેં મોતી માલા હે.
મેને માશુક૦ ॥૨॥
ગુલાબકો દેખ ગસ આયા, રતીપતી શોચ સરમાયા;

શેષ પાતાલે ગભરાયા, બાલનાગન સા કાલા હે.
મેને માશુક૦ ॥૩॥
અજબ ઉસ્કી હે નુરાની, ઘેલો કહે જાઉં મેં કુરબાની;
એસા હે મેરા વો જાની, ભક્તિ નંદન મતવાલા હે.
મેને માસુક૦ ॥૪॥

ગજલ ૨ જું.

મુજે મ્હેબુબને દેખો, નિજારા કેસા મારા હે;
નિજારા કેસા મારા હે, નહીં તનકુ કરારા હે.
મુજે મ્હેબુબને—ટેક.
સનમ વો કબ યાં આવેગા, તનકી તપત બુજાવેગા;
ગલે મુજકો લગાવેગા, નહીં હમકો ગવારા હે.
મુજે મ્હેબુબને૦ ॥૧॥
પડી લાચાર હો અબ યાં, કરૂં મેં કીસ તરહસેં ક્યાં;
પલટ જાવે જો સારી જ્યાં, ઉસીકા કયા મુઝારા હે.
મુજે મ્હેબુબને ॥૨॥
લગી હે ઈસ્કકી કટારી, હો ગઇ આરમ પારી;
ચડી તનમે જો ખુમારી, આસક કયા બીચારા હે;
મુજે મ્હેબુબને ॥૩॥
દહનમેં આગ જો ચમકી, ન જાને કોઇ આ તનકી;

ઘેલો કહે વો મેરે મનકી, જાનત ધર્મ દુલારા હે
મુજે મ્હેબુબને૦ ॥૪॥

गजल ३ जुं.

ગલસે મેં લીપટ જાઉ, અજબ તસ્વીર તિહારી હે;
અજબ તસ્વીર તિહારી હે, બુલબુલો યું પોકારી હે.
ગલેસે મેં૦–ટેક

મુજે અબ મોજ યુ આતી, લગાવું યારસે છાતી;
મીલી રહું દીન ઓર રાતી, પ્યારસેં અરજ હમારી હે;
ગલેસે મેં૦ ॥૧॥

સનમ કી રામે આયા હે, ઉને તનકુંજ લાયા હે;
ઇસ્કકા હાલ આયા હે, ચડી દીલમેં ખુમારિ હે;
ગલેસે મેં૦ ॥૨॥

ઇજત જાવે તો કયા હોવે, અગર રેવે તો કયા હોવે;
કોઇ કેવે તો કયા હોવે, પ્રીતમસે લગી જો યારી હે.
ગલેસે મેં૦ ॥૩॥

મુજે વસ્તિ ન ચાતી હે, સદા એકાંત ભાતી હે;
ઘેલો કહે બાર જાતી હે, મીલે બીના નહીં કરારી હે;
ગલેસે મેં૦ ॥

## ગજલ ૪ થું.

લબુંસે અવાજ આતી હે, મુજે ઈસ્કકી બીમારી હે;
મુજે ઈસ્કકી બીમારી હે, વસ્લકી નહીં કરારી હે;
લબુંસે૦—ટેક
પડી હું પ્રેમકે ફંદે, મુજે અબ છેડો ના બંદે;
હમકું તો યાંહિ રહન્દે, અજબ તનકી લાચારી હે.
લબુંસે૦ ॥૧॥
લગી હે તનમેં મોજાં, ચડી હે ઈસ્કકી ફોજાં;
લટુપટુ યારસેં હોજાં, જુદાઈ તનકું ખારહી હે;
લબુંસેં૦ ॥૨॥
હકીમકી હાજત નહીં હેયાં, કરૂ મેં કીસ તરહસેં બ્યાં;
ઢુંઢ ફીરી મેં સારિ જહાં, અજબ સુરત તિહારી હે;
લંબુસેં૦ ॥૩॥
જબાંસેં જાન લે લીતી, નેનુંસે ઘાયલ કીતી;
આસ્કુસે બીતી સો બીતી, ઘેલો મેરિ બલિહારી હે;
લબુંસેં૦ ॥૪॥

## પદ ૧ લુ.

"તારૂં છોગલું મારે અંતર વસ્યું"—એ રાગ.

તારૂં છોગલું મુગટ સમ શોભી રહ્યું,
તારૂં છોગલું૦ ટેક.

પ્રાણજીવન તારૂં છોગલું જોઇને,
અંતર મારૂં ત્યાં થોભી રહ્યું. તારૂં છોગલું૰ ॥૧॥
પાઘ મનોહર સુંદર બાંધી,
જોઇ દિનકર પુષ્પશરમાઈ ગયું. તારૂં છોગલું૰ ॥૨॥
મનોહર મુખડું મોહન તારૂં,
નિરખી દુઃખ મારૂં દૂર થયું. તારૂં છોગલું૰ ॥૩॥
કેસર તિલક કીધેલું ભાલે,
કુમકુમ ચાંદલે ચિતડું ગયું તારૂ છોગલું૰ ॥૪॥
ટીબકડી રૂપાળી ગાલે,
જોઇ જોઇ મારૂં હુલસે હૈયું તારૂં છોગલું૰ ॥૫॥
જરકસી જામો પેર્યો અનોપમ,
જળહળજયોતુંમાંહેઝળકી રહ્યું. તારૂં છોગલું૰ ॥૬॥
દિવ્ય સિંહાસન શ્યામ બિરાજે,
છત્ર ચમર શિર ધર્યું નયું. તારૂં છોગલું૰ ॥૭॥
હૈડે હાર હજારી શોભે,
ફુલ તોરા જોવા મનડું કર્યું. તારૂં છોગલું૰ ॥.॥
મહા મુકતો ધ્યાન ધરે હજારો,
મીટ ન મારે મટકું ન ભર્યું. તારૂં છોગલું૰ ॥૯॥
છેલ છોગાળા તારૂં છોગલું જોવા,
દાસ ઘેલાનું મન લોભી રહ્યું. તારૂં છોગલું૰ ॥૧૦॥

### પદ ૧ લું.

જોઈ લ્યો આંખુમાં અવિનાશી રમે છે,
અવિનાશી રમે છે વનવાશી રમે છેરે. જોઇ લ્યો. ટેક.
આ, જલમલ જોત જોને ઝળકે અંતરમાં ભાઇ,
અગમ અગોચર નજરે ભમે છેરે. જોઇ લ્યો૦ ૧
આ, ગુરૂગમથી કોઈ જોઇ લ્યોને ભાઇ,
અંતર દ્રષ્ટિમાં દુઃખ સમે છેરે. જોઇ લ્યો૦ ૨
આ, નિર્મળ લીલા નિરખો નાથની ભાઇ,
બાહેર દ્રષ્ટિએ દુઃખ શું ખમે છેરે. જોઈ લ્યો૦ ૩
આ, દાસ ઘેલો કહે પ્રભુને મુકી,
નાંહક દેહને શું રચો દમે છેરે. જોઇ લ્યો૦ ૪

### પદ ૨ જું.

આ, જોયા જુગતેથી મે તો છોગાવાળાનેરે,
છોગાવાળાનેરે મીઠા માવાનેરે જોયા જુગતેથી. ટેક.
આ, નેહ કરી મેં તો નેણુંમાં પ્રોયા ભાઈ,
અંતરમાં અવિનાશી પ્યારાનેરે. જોયા જુગતેથી. ૧
આ, અનહદ વાક્યો પ્રેમ અલૌકિક ભાઈ,
ઘડીએ ન મુકું હું તો એ લટકાળાનેરે. જોયા જુગતેથી. ૨
આ, હરિવરને મેં તો હેત કરીને ભાઈ,
કારજું સોંપ્યું એ કામણગારાનેરે. જોયા જુગતેથી. ૩

આ, દાસ ઘેલો કહે મન ક્રમ વચને ભાઇ,
ધણી ધાર્યા મેં તો ધર્મ લાલાનેરે. જોયા જુગતેથી. ૪

પદ ૧ લું.

"ચંચળ ઘોડી ચાલણી મથુરાંથીરે આવી-એ રાગ."
ધર્મકુંવર ઘનશામજી રઢ લાગી તમારી,
ઓળુ આવે મારા ઉર વીશે મળવાની મુરારી. ટેક
તોરણ બાંધ્યા મેં ટોડલે, મોતી ચોક પુરાવ્યા,
સેરી વાળી મેં સજ કરી સુંદર ફુલ વેરાવ્યાં ધર્મ૦ ૧
ગોઠડી કરશું ગોવીંદજી મન ગમતીરે સારી,
માણીગર મો'લે પધારજો પ્રીતમ તમપર વારી. ધર્મ૦ ૨
જાદવા રાખીશ જોરથી, તમને નહિં દઉં જાવા,
હોંશ ઘણી છે ઉર વીશે મળવાનીરે માવા ધર્મ૦ ૩
ટાઢું થાસે તમે આવશો મારૂં હઇયું રે ત્યારે,
દાસ ઘેલાના નાથજી પધારોને આ વારે. ધર્મ૦ ૪

પદ ૨ જું.

આવો આવો અલબેલડા મારા સ્વામ સોહાગી,
પ્રેમ પીડે તમ કારણે વ્રતી તમમાંરે લાગી. આવો૦ ટેક.
સેજ બીછાવી મેં સજ કરી કાજુ કુસુમની ભારી,
ફોરૂં આવે ત્યાં ફુલની છાટયાં ફુલુનાં વારી. આવો૦ ૧
સુખ આપોને સેજમાં જાણી દાશી તમારી,

હાજર રઇસ હજુરમાં હાથ જોડીને દાડી આવો૦ ૨
નીત નીત નીરખું નાથને અંગોઅંગ ઉર ધારૂં,
ચીન્હ અનુપમ ઉરમાં વાલા નીત સંભારૂં. આવો૦ ૩
સ્વામી સહજાનંદ શામળા મને લાગોછો પ્યારા,
દાસ ઘેલાના નાથજી ગુણ ગાઉં તમારા આવો૦ ૪

પદ ૩ જું.

વાલમનારે વધામણાં આજ કોન મને દેશે,
પ્રીતમઆવેછે પ્રેમથી એમ કોણ આવી કેશે, વાલમ. ટેક.
સુંદર પાઘ સોહામણી વાલા તમ પર ધારૂં,
તોરા મુકું ફુલતણા જોઇ તન મન વારૂં. વાલમ૦ ૧
જામો પેરાવુંરે જરકશી કસું બાંધું રૂપાળી,
સુંથણલી શોભે ઘણી નાડી ફુમકાવાળી. વાલમ૦ ૨
હાર પેરાવું હું હેતમાં કાજુ બાજુરે બાંધું,
વેઢ વીંટી ગલે ઉતરી જોવા તારનેસાંધું વાલમ૦ ૩
સેલું સોનેરી શોભતું ખભે રાખીસ ભારી,
દાસ ઘેલાના નાથને જોઈ જાઇશ વારી. વાલમ૦ ૪

પદ ૪ થું.

આવ્યા આવ્યા ઘરે વાલમો આજ મલપતા માવો,
જોઇ મનોહર મુરતી લેશું ઉત્તમ લાવો. આવ્યા. ટેક.
ગૌરવરણ ગોવિંદનું જોઇ મન હરખાઉં,

ભાલ તીલક કોડામણું નીરખી તૃપ્ત નથાઉ. આ૦યા૦ ૧
શામ સુંદર સહજાનંદજી ઉભા આ અલબેલો,
ગીત મધુરાં ગાએ છે સુંદર છોગાળો છેલો આ૦યા૦ ૨
ડોલરીઓ દરબારમાં આવ્યા મલપતા માવો,
શામળીઆના સાથને જોઇ મન હરખાવો આ૦યા૦ ૩
ભેટું હું ભુદર ભાવથી રહેજો આવાને આવા,
દાસ ઘેલાના નાથને હવે નહિ દઉં જાવા આ૦યા૦ ૪

## પદ ૧ લું.

"ન જાઇયેં રાણા સાસરે હોજી"—એ રાહ

આપણે પાળીએ ધર્મ આચાર, શરમાઇ શાને સાસરે હોજી ટેક. પીયરીઆમાં માલીયેંરે, કરીયે શુભ વિચાર; અવર પુરૂષને ન દેખીયેરે, સાચો મારો ભરથાર; શરમાઇ૦ ॥૧॥ ચાંદલો કીધો મેં ચતુરનોરે, બની હું નૌતમ નાર; અમુલખ ઓઢી ઓઢણીરે, લજ્જાતણી આવાર. શરમાઇ૦ ॥ ૨ ॥ આજ્ઞા પ્રમાણે ચાલીયેરે, નાની મોટી જે લગાર; પતીવૃતપણું પાળીયેરે, નીમથી નીસરીયે ન બાર. શરમાઇ૦ ॥૩॥ અક્ષર મારૂં સાસરૂંરે, પીયર આ સંસાર; ઘેલાનો સ્વામી નાવલોરે, એક તણો આધાર. શરમાઇ૦ ॥૪॥

## પદ ૨ જું.

જ્યાં મારા સ્વામીનું દરશન સદાયે, તે અક્ષરમાં જઇ રહું હોજી ટેક પ્રકરતી પુરૂષ સુધી સુખ રહ્યુંરે, માઇક મિથ્યા કવાય આનંદ ઘન જ્યાં વરસી રહ્યારે, શિતળ શાંત સદાય તે અક્ષરમાં જઇ રહું હોજી. ॥૧॥ સખીયું મારી સાહેલીયુંરે, પ્હોંચી પદ નીરવાણ; એક નજરે જોઈ રહ્યું રે, વાલમ ચતુરસુજાણ તે અક્ષરમાં૦ ॥૨॥ સંકલ્પ વિકલ્પ ઉઠે નહીંરે, કરે અમૃત રસ પાન; આવાગમનમાં આવે નહીંરે, ભૂલી તે તનનું ભાન. તે અક્ષરમાં૦ ॥૩॥ અમાઇકિ સુખમાંરે સાસરેરે જોઈ ઘેલો હરખાએ, નવલો નેહ મારા નાથશુંરે; નિત નિત કરૂં ઉરમાંયે તે અક્ષરમાં જઇ રહું હોજી. ॥૪।

## પદ ૩ જું.

વાલો સહજાનંદ સુખદાઇ, ચતુર મારો નાવલો હોજી. ટેક. પુરૂષ સૌમાં શ્રેષ્ટછેરે, સર્વે ધામનો રાજ. એથી કામ મારૂં સરેરે, સર્વે તેના મોથાજ. ચતુર મારો૦॥૧॥ લગની લાગીએ લાલનીરે, બની તે સંગ ગુલતાન. લાવણ્યમાં લોભાઇ રહીરે, કરૂં નિત્ય તેનું પાન. ચતુર૦ ॥૨॥ છોગાવાળો છે છેલડોરે, અમૃતસમ સુખદાઇ; મોહની લાગીએ માવશુંરે, મગ્ન રહું મનમાંઇ. ચ-

તુર૦ ॥૩॥ સજ્યા ઉપર શોભતોરે, સામળીયોજી સદાય, દાસ ઘેલાના એ નાથનેરે, રાખું હું નેણામાંય ચતુર૦॥૪॥

પદ ૪ થું

બાજી રહી સર્વે હરીવરને હાથ, બંધાણી એના પાસમાં હોજી. ॥ટેક॥ મન સોંપ્યું મેં તો માવનેરે, તન ધન તેને જાણ; સર્વ પ્રકારે થઇ રહીરે, વાલમની વેચાણ. બંધાણી એના પાસમાં ॥ ૧ ॥ બાનું લીધું બળીયાતણુંરે, શું કરશે સંસાર; ધર્મરાજાના ગણ થકીરે, બીતી નથીરે લગાર બંધાણી૦ ॥૨॥ છેડો નાખ્યો માથે છેલનોરે, કોણ હવે કહેનાર; ખાંતીલાથી ખેલશુંરે, ઉર અંદર ધરી પ્યાર બંધાણી૦ ॥૩॥ શામળીયા શીરદારછેરે, દાસ ઘેલાનો આધાર, એ વિના બીજે રાચું નહીંરે, રાત દિવસ મોજાર. બંધાણી૦ ॥૪॥

પદ ૧ લું.

"અષ્ટપદી લઇ કાગળ વિપ્ર સધાવ્યોરે."—એ રાગ

સખી સોમે લખું આવારરે, વેલા આવજો ધરમકુમારરે; તમ આવે રૂડું તો જણાશેરે, ભક્તનું ભક્તપણું ગણાશેરે નહીં આવો તો, પણ જાશેરે, દુરી, જનીઆંમાં હાંશી થાશેરે; એ છે બ્રદ તમારૂં ભારીરે, દાસ ઘેલો કહે ગીરધારીરે. ॥૧॥ સખી ભોમે લખી પત્ર મુકયોરે, દીધો હાથોહાથ નથી ચુકયોરે;

મનનદ્વારા એ સંદેશો કાઢ્યોરે, ભૂધરને તે મનડે ભાવ્યોરે.
અક્ષરનાતને જાત છે મારીરે, વાલા તેને બેઠો હું વીસારીરે;
કૃપાનાથ તમે સાર લેજોરે, ઘેલો કહે પ્રભુ દરશન દેજોરે. ॥૨॥
સખી બુધવારે જુધ કરીયોરે, કુસંગનો સંગ પરહરીયોરે;
વાલા શરણું મેં લીધું તમારૂંરે, શીદ કાજ બગડે હવે મારૂંરે
કૃપાળુ હવે થાજો વારેરે, તમ આવે ટાઢું થાશે મારેરે;
હવે દાસ થયો હું તમારોરે, કહે ઘેલો નાથ ન વીસારોર. ૩
સખી ગુરૂએ ગોવિંદ ઘરે આવેરે, મારા તનડાના તાપ બુજાવેરે,
હુંતો દાસી કહેવાણી તમારીરે, નહીંઆવ્યાકેમગીરધારીરે;
લોકમાં ઘટશે પ્રભુ લાજરે, કેમ તેડવા ન આવ્યા મહારાજરે
કૃપાસાધ છો ચતુરસુજાણરે, દાસ ઘેલાના જીવણ પ્રાણરે. ૪
સખી શુક્રે સદેસો આવ્યોરે મને સ્વપ્નમાં સંતે બોલાવ્યોરે;
કહે રાજી રે'જો સુજાણરે, વ્હેલા આવશે શ્રીભગવાનરે.
નિશ્ચે રાખજો મુરતી ધારીરે, તેને દેજો માં ઘડીએ વિસારીરે;
એતો અનાથનો છે નાથરે, દાસ ઘેલો કહે ઝાલશે હાથરે. ૫
સખી શનીવારે શામળીયોરે. મારા અંતરમાંઆવીમળીયોરે,
હુંતોનીરખી થઇબડભાગીરે, મારીલગનીએલાલથી લાગીરે
એછે સર્વે ધામનો ધામીરે, વર પામી સહજાનંદ સ્વામીરે;
સુણીઅરજીઆવ્યાશામળીયોરેદાસઘેલોકહેહરખેભરીયોરે
સખી આદીતે અલબેલોરે, ભલે આવ્યા છબીલો છેલોરે;

હુંતો શુંશું ઓશિંગણ થાઉંરે, મારૂં શીશચરણુંમાં નમાવુંરે
વાલા તમ આગળ એ જાચુંરે,તમ વિના બીજે નવ રાચુંરે;
એવું વર દીજો વાલા અમનેરે,દાસ ઘેલો કહે જાચું તમનેરે ૭
આ અષ્ટપદી સાતવારીરે, ગાશે સુણશે મુર્તિ સંભારીરે;
તેને અંતસમે સુખ થાસેરે, નાથ જરૂર તેડવા આસેરે.
એતો ધરમકુંવરનો છે બોલરે,વાલે દીધોછે દાદાને કોલરે;
દાસ ઘેલો કહે જુઠ ન થાએરે, કેશરી કે દીધાસ ન ખાએરે.

## પદ ૧ લું—લાવણી.

બ્રહ્મ મૂર્તે બ્રહ્મરૂપ થઈ શ્રીહરીને ઉર ધારે છે, અંતરનાં શત્રુ ટળી જાએ જો મુકત સહિત સંભાળે છે ટેક. હરિકૃષ્ણ ઘનશ્યામ નિલકંઠ સેજાનંદહે સુખદાઈ,સ્વામીનારાણ સ્મરણ કરતાં સુખ સંપત મુકતી પાઇ;શ્વાસોશ્વાસમાં ભજન કરી લે નિશ્ચય કરી તું મનમાં આણ, પ્રગટ પ્રભુનું ભજન કરો તો અંતે પામો પદ નિર્વાણ. તેના સંત સલુણાં પ્યારા નામ લીયે દુઃખ હારે છે. અંતરના શત્રુ ટળી જાય. ॥૧॥ ગોપાળાનંદ સ્વામી મુક્તાનંદ ગુણાતીતાનંદહે ગુણકારી, તપ્સ્યાનંદ ઘનસ્યામાનંદ મુકુંદાનંદ હે બ્રહ્મચારી; વિજ્યાનંદ નરસિંહાનંદ સર્વ નીવાસાનંદ ઉત્તમભારી, મોટા જ્ઞાનાનંદ સ્વામી કેવલાનંદ સ્વામી જયાનંદ હે જયકારી. કૃષ્ણાનંદ બાલ-

મુકુંદાનદ, સ્વામી ચૈતનાનંદ ચમત્કારી, મોટા કૃષ્ણાનંદ સ્વરૂપાનદ, અખંડાનદ આનંદકારી, સ્વામી કૃપાનંદ સ્વામી વ્યાપકાનંદ, સર્વજનના દુઃખ નેટાળે છે. અંતરના શત્રુ ટળી જાય. ॥૨॥ સ્વામી દયાનદ નિર્દોષાનંદ સ્વામી આત્માનંદ આનંદદાતા, માહા પ્રસાદાનંદ સ્વામી વૃજ્યાનંદ સુદર્શનાનંદ હે સુખદાતા; સચીદાનંદ સ્વામી સંતદાસ, રામદાસભાઇ હે બુદ્ધિવંતા, એ આદિક માહા મુકતો સદા પ્રભુ આજ્ઞામાં વિચરંતા; એના નિત્ય નિત્ય નામ લીધેથી, આનંદ ઉરમાં ભારે છે; અંતરના શત્રુ ટળી જાય ॥૩॥ ગોર્ધનભાઇ પરવતભાઇ જુઓને ભક્ત પ્રભુના ભારી છે, જીવુબા લાડુબા એ સર્વે બાઇઓની બલિહારી છે; સંત સર્વે સામર્થ વાળા પ્રભુની મુર્તિ ધારે છે, સદા બાનાતો નેત્ર નહિ પણ પ્રભુની લીલા નિહાળે છે. પ્રભુ ભજી સૌ આનંદ પામ્યાં, અલભ્ય સુખ તે માણે છે, હરી હરી જનની ગતીછે ન્યારી તે એકાંતીક જન જાણેછે, ઘેલો કહે નિત્ય સ્મરણ કરતાં, જન્મ મરણ દુઃખ નિવારે છે; અંતરના શત્રુ ટળી જાય, જો મુક્ત સહિત સંભાળો છે. ॥૪॥

પદ ૧ લું.

"વિવામાં પેરામણી વખતે ગવાતાં ગીતનો રાગ."

તમે અધમ ઓધારણ નાથ છોરે. મારા સેજાનંદસ્વામી
આવો પ્રીતમ ભેટું ભલી ભાતજોરે. મારા૦ ૧
દીન જાણીને દયાળુ વેલા આવજોરે, મારા૦
સાથે સંત મંડળ સર્વે લાવજોરે મારા૦ ૨
હુંતો અલબેલા અરજુ કરૂં તમ આગળેરે, મારા૦
માણીગર તમે મહાપતા આવો ઘરેરે મારા૦ ૩
તમે પ્રીતમ થાઓ આજ પાંમણાંરે, મારા૦
આવો આવો વાલમ લઉ ભાંમણાંરે. મારા૦ ૪
મેંતો સેરીઓ બુવારીને સજ કરીરે, મારા૦
હુંતો હાથ જોડીને આગળ રહું ખડીરે, મારા૦ ૫
વાલા તમને મળ્યાની ઘણી ધાખડીરે, મારા૦
અલગી કદીએ ન રહું લઉ આખડીરે. મારા૦ ૬
વાલા બાલુડે વેશે પધારજોરે, મારા૦
સંકટ જન્મ મરણ કેરાં ટાળજોરે મારા૦ ૭
મારા ઉરપર ચરણ ને ધારજોરે, મારા૦
વાલા મીઠાં મીઠાં વચન સંભળાવજોરે. મારા૦ ૮
ગુણિયલવર ગુણના ભંડાર છોરે, મારા૦
દીન જાણીને ઘડીએ ન વિસારજોરે. મારા૦ ૯
હુંતો હેરીશ વાલમ હેતમાંરે, મારા૦
મન મોહ્યું પીતાંબર શ્વેતમાંરે. મારા૦ ૧૦

ફુલ હાર તોરા છોગલાં ફુલુતણારે, મારા૦
બની શોભા અલૌકીક નહિં મણારે. મારા૦ ૧૧
દીવ્ય ચરિત્ર કરીને સુખ દીધલાંરે. મારા૦
અદ્‌ભુત અલૌકીક કામ તમે કીધલાંરે. મારા૦ ૧૨
નીજ જનને લાડ લડાવતારે, મારા૦
દોશ અનેક જનમના ટાળતારે. મારા૦ ૧૩
નોતી દીઠી નોતી જોઇ નોતી સાંભળીરે, મારા૦
તેતો વાતુ સર્વે તમમાં મળીરે. મારા૦ ૧૪
કીડી કુંજરનો મેળાપ શોભે નહિરે, મારા૦
દયા કરીને અલબેલા આવ્યા અહિંરે. મારા૦ ૧૫
કૃપાસાગર કૃપાના ભંડાર છોરે, મારા૦
અંતકાળે પ્રભુજી તારનાર છોરે મારા૦ ૧૬
હુંતો દાસી તમારી દયાળછુંરે, મારા૦
મુર્તિ જોઇ પ્રભુજી નીહાલછુંરે મારા૦ ૧૭
જેમ બકરીએ બલીઆનો પગ ગૃહ્યોરે, મારા૦
તેને ભુચર ભુવન કેરો ભય ગયોરે. મારા૦ ૧૮
તેમ ચતુર તમારા મેં ચરણ ગૃહ્યાંરે, મારા૦
ત્રણ તાપના તે દુઃખડાં દૂર થયાંરે. મારા૦ ૧૯
જોયું જોયુ વિચારી મેંતો જીવમાંરે, મારા૦
સુખ કયાંય ન દીઠું મૂર્તિ વિનારે. મારા૦ ૨૦

મુર્તિ મંગળકારી માહારાજનીરે, મારા૦
છબી બની અલોકીક આજનીરે. મારા૦ ૨૧
ભલે ભલે પધાર્યા તમે આ સમેરે, મારા૦
તમારી લીલા ઉત્તમ મનને ગમેરે મારા૦ ૨૨
હું તો ધન્યવાદ દઉં છું આપનેરે, મારા૦
કાપ્યાં અનેક જન્મ કેરાં પાપનેરે. મારા૦ ૨૩
તમે દાસ ઘેલાના સ્યામ છોરે, મારા૦
વાલા સર્વ વીધી પુરણ કામછોરે. મારા૦ ૨૪

पद २ जुं

ધારો ધારો જીવન તમે જોઇનેરે, મારા વહાલા ભકતો ભાઇ
શું રહ્યાછો માઇકમાં મોહીનેરે. મારા વહાલા ભકતો ટેક
માઇક જ્ઞાનમાં આપણને રેહેવું નથીરે, મારા વહાલા૦
ઉંચી પાયરીએ ચડો તનમનથીરે. મારા૦ ૧
ઇશ્વર કોટીનુ જ્ઞાન તે પરમાણીઉરે, મારા૦
પ્રકૃતિ પુરૂષના સુખ સુધી જાણીઉંરે મારા૦ ૨
એ તો ભોગવીને અંતે પડવું પડેરે, મારા૦
માટે એમાં તે આપણનું શું વરેરે મારા૦ ૩
હવે અમાઇક સુખને વિચારીએરે, મારા૦
આત્મા રૂપ થઇ અક્ષરને ધારીએરે મારા૦ ૪
ત્રીપુટી થકી જુદા પડો જીવથીરે, મારા૦

ત્રણ કાળમાં માનો હું દેહ નથીરે. મારા૦ ૫
હુ તો જીવ નથી સદા છું આત્મારે, મારા૦
ખાતો પીતો સુતો નથી કોઈ જાતમાંરે. મારા૦ ૬
નીમ ધર્મ પાળોને તમે આ સમેરે, મારા૦
રહો આજ્ઞામાં તે તો પ્રભુને ગમેરે મારા૦ ૭
પુરૂષોત્તમે પોતે કહી એ બીનારે, મારા૦
અક્ષરધામમાં લોભાશો નહિં અમ વિનારે મારા૦ ૮
નિરાકાર કેવળા અર્થીનું જ્ઞાન છેરે, મારા૦
તેજમાં લોભાવું તે તો અજ્ઞાન છેરે. મારા૦ ૯
એ તો અજ્ઞાની જનોની છે વાતડીરે, મારા૦
તેથી શીતળ થાતી નથી છાતડીરે, મારા૦ ૧૦
મુર્તિ મુકીને મન જેનું ભમતું નથીરે મારા૦
તેને પિયર સાસરીઉં ગમતું નથીરે, મારા૦ ૧૧
એવું તત્વજ્ઞાન પ્રભુના સ્વરૂપનુંરે, મારા૦
તે તો એકાન્તીક પાસે રહ્યું સુખનુંરે મારા૦ ૧૨
એવું ઉત્તમ જ્ઞાન એ પાસે રહ્યુંરે, મારા૦
જાઓ હેત કરી શીખો નયું નયુંરે. મારા૦ ૧૩
તેની સેવા કરોને તનમનથીરે, મારા૦
પ્રભુ મૂર્તિમાં જોડે એવા જનથીરે. મારા૦ ૧૪
કારણવીના કારણ વાસના બળશે નહિંરે, મારા૦

પ્રભુ ધ્યાન વિના હુંપદ ગળશે નહિરે મારા૦ ૧૫
જ્ઞાની પાસે એ વાતુ જઇ જાણજોરે, મારા૦
વચનામૃતમાં તે જોઇને પ્રમાણજોરે મારા૦ ૧૬
ધર્મજ્ઞાન વૈરાગ ભકિતએ નવ નિધિરે, મારા૦
પ્રેમ લક્ષણ ભક્તિ તે દશમી સિદ્ધિરે. મારા૦ ૧૭
ધર્મ, આજ્ઞામાં રેવું તે જાણીએરે, મારા૦
જ્ઞાન, અક્ષર પર્યંતપર પરમાંણીએરે. મારા૦ ૧૮
વૈરાગ્ય, મૂર્તિ વિના કયાંયે ચોટે નહિરે, મારા૦
ભક્તિ, દીવ્ય ભાવ કદીયે મટે નહિરે, મારા૦ ૧૯
ઉત્તમ નિરવિકલ્પ નિશ્ચય એ જાણશોરે, મારા૦
ભુગ્તા અભુગ્તાનો ભાવ નવ આણશોરે. મારા૦ ૨૦
અંતર દ્રષ્ટી કરી સુખ માંણીએરે, મારા૦
બાહેર દ્રષ્ટી તે દ્વૈતની જાણીએરે. મારા૦ ૨૧
એવી આજ્ઞા છે પ્રભુ શાક્ષાતનીરે, મારા૦
સુંદર શીખામણ આપી ભલી ભાતનીરે. મારા૦ ૨૨
આપણ સત્સંગીને વિવેકથી ચાલવુંરે, મારા૦
સદા બ્રહ્મરૂપ થઇને માલવુંરે. મારા૦ ૨૩
અખંડ તેલ ધારા મુરતિને ધારજોરે, મારા૦
દાસ ઘેલાની વીનતી સ્વીકારજોરે. મારા૦ ૨૪

## પદ ૧ લું.

" નાથ આવો મારે ઓરડે "—એ રાહ

અ અલખ પુરૂષને ઓળખો,
આ આત્મારામ છે પૂરણ આપ
વારી સહજાનંદ નામને૦ ॥૧॥
ઇ ઇશ્વિર ઉદય થયા આ સમે,
ઉ ઉરમાં રે કરો એ એનો માપ. વારી૦ ॥૨॥
ઐ ઐશ્વર્ય પ્રતાપ મહારાજનો,
ઓ ઓળખો રે પ્રભુ દીનદયાળ વારી૦ ॥૩॥
ઔ સૌમાં સામર્થ શ્યામનું,
અં અંતરમાં નિરખી થાઓ ન્યાલ વારી૦ ॥૪॥
અઃ અહાહાહા અચરજ આ સમે,
કીડી કુંજરનો જાણો થયો મેળાપ. વારી૦ ॥૫॥
ક કપિલ કૂર્મ કૃષ્ણ જાણજો,
ખખો ખાંતીલો ખેલે ખેલ અમાપ. વારી૦ ॥૬॥
ગગો ગોવિંદ ગોપાલ શામળો,
ઘઘો ઘાટીલો જાણો ઘનશ્યામ વારી૦ ॥૭॥
નનો નારદ નારાયણ નીરખો,
ચચો ચતુર્ભુજ જાણો સુખધામ. વારી૦ ॥૮॥
છછો છબીલો છોગાળો જાણજો,

જજો જગજીવન જગ આધાર. વારી૦ ॥૯॥
ઝઝો ઝલમલ જોત ઝલકી રહી,
ઞ્ઞા જાંહાં દેખો ત્યાં સરજનહાર વારી૦ ॥૧૦॥
ટંકા ટેક રાખી ત્રીકમ ભજો,
ઠઠ્ઠા ઠાકુરની કરજો નિત્ય સેવ વારી૦ ॥૧૧॥
ડડા ડોલરિયો દયાલ છે,
ઢઢા ઢોલ વગાડી કર્યું તતખેવ વારી૦ ॥૧૨॥
ણેણા રણછોડ ત્રિકમ પધરાવિયા,
અલબેલે રે કર્યા પૂરણ કાજ. વારી૦ ॥૧૩॥
તતા તારૂં તો તું તપાસજે,
થથ્થા થાનકે રહી કરજે શુભ કાજ વારી૦ ॥૧૪॥
દદા દત્તાત્રય અવતાર છે,
ધધા ધનવંતરી થયા ભગવાન. વારી૦ ॥૧૫॥
નના નરસિંહ નીકલંક નિરમળા,
પપા પુરૂષોત્તમ પૃથુ ગુણવાન. વારી૦ ॥૧૬॥
ફફા ફરસુરામે ફરસી ધરી,
બબ્બા બાલકૃષ્ણ અને બુદ્ધ અવતાર. વારી૦॥૧૭॥
ભભા ભૂધરને ભલે ભજો,
મમા મચ્છ મનવંતર જાણો મોરાર. વારી૦ ॥૧૮॥
યયા યજ્ઞ પુરૂષ પ્રતાપી છે

રરા રામ ઋષભ પ્રભુ પોતે આપ. વારી૦ ॥૧૯॥
લવા લક્ષ્મીપતિને સેવજે,
વત્રા વ્યાસ વારાહ વામન અમાપ. વારી૦ ॥૨૦॥
શશા શ્યામ સુંદર સોહામણા,
સનકાદિ કરે સનંતકુમાર વારી૦ ॥૨૧॥
પષા શેષ શંકરશણ સગુણ થયા,
હહા હયગ્રીવ હંશ હરિ અવતાર. વારી૦ ॥૨૨॥
ળળા રળવળવું મૂકી ક્ષમા ધરો,
જ્ઞજ્ઞા જ્ઞાની થઇ હવે સુખ માંજા. વારી૦ ॥૨૩॥
આજ પ્રગટ મળ્યા અલબેલડો,
તેને શરણે જઇ પૂરણ કામ થા. વારી૦ ॥૨૪॥
સૌ અક્ષર સંપૂર્ણ થયા,
અક્ષર અક્ષરમાં પ્રભુ આપ દયાલ. વારી૦ ॥૨૫॥
ગાયે શીખે જે આ પદ સાંભળે,
તેની ઘેલાનો પ્રભુ લેશે સંભાળ. વારી૦ ॥૨૬॥

પદ ૧ લું.

"વેણેલા ભલે વાયા—એ રાગ."

જાગો જાગોરે બડભાગી નરનાર, કે સુતાં શું જુઓ જાગીરે.
સૂરજ ઉગ્યોરે છપૈયા પુર મોઝાર. કે સુતાં૦ ૧
પ્રભુ પ્રગટયારે ધર્મ ભક્તિને ઘેર, કે સુતાં૦

અંતર થાશેરે જોઇ લીલા લે'ર. કે સુતાં૦ ૨
મંગલકારીરે સ્વામી સહજાનંદ, કે સુતાં૦
ઉર વાર્યોરે જોઈ અતિ આનંદ. કે સુતાં૦ ૩
બ્રહ્મમુર્ત્તીરે ધરીએ એનું ધ્યાન, કે સુતાં૦
ત્યારે ટળશેરે અંતરનું અજ્ઞાન. કે સુતાં૦ ૪
અક્ષર થાઉ રે હું પોતે આપોઆપ, કે સુતાં૦
દેહ માનું તો થાશેરે સંતાપ. કે સુતાં૦ ૫
અંગોઅંગરે પ્રભુ જોઇ સુખ થાએ, કે સુતાં૦
એજ માયાને તરવાનો ઉપાય કે સુતાં૦ ૬
ચિન્હ નીરખુંરે ચરણુંમાં હું આજ, કે સુતાં૦
ધ્વજ મીન અંકુશ કળશ સમાજ કે સુતાં૦ ૭
પિંડી પાનીરે જંગા ઉદર અનુપ, કે સુતાં૦
સુંદર નાભીરે જોઇ થાઊં તદરૂપ કે સુતાં૦ ૮
ઉર ઊતમરે કંઠ કોકીલા સાર, કે સુતાં૦
મુખ શોભેરે પુરણ ચંદ્ર આકાર કે સુતાં૦ ૯
રૂડું શોભેરે ભાલ તિલક વિશાળ, કે સુતાં૦
અંતર ધારીરે નિત્ય થાઊં નિહાલ કે સુતાં૦ ૧૦
પ્રભુએ પેહેર્યારે રૂડા શણગાર શોળ, કે સુતાં૦
પ્રેમે નીરખ્યારે ભક્તિ ધર્મકીશોર કે સુતાં૦ ૧૧
સ્વાંગ પાંગ ધ્યાન એતોરે કેહેવાય, કે સુતાં૦

દાસ ઘેલો કહે કીધે માહાસુખ થાએ. કે સુતાં૦ ૧૨

પદ ૨ જું

બોઇયેં લીજીએરે માહા મુકતોના નામ,
એ નામ ભલે લેવાણારે.
અયોધ્યાપ્રસાદ રઘુવીર સુખધામ એ નામ૦ ૧
સ્વામી ગોપાલાનંદ, મુકુંદ બ્રહ્મચારી, એ નામ.
મુક્તાનંદ ગુણાતીતાનંદ સુખકારી. એ નામ ૨
સર્વ નીવાસાનંદ કેવલાનંદ સ્વામી એ નામ
વિજયા આત્માનંદ,કૃષ્ણાનંદ નીશકામી. એ નામ. ૩
બાલમુકુંદાનંદ મોટા જ્ઞાનાનંદ, એ નામ.
ચૈતનાનંદ કૃપાનંદ સ્વરૂપાનંદ. એ નામ ૪
ઘનશ્યામાનંદ વ્રજયાનંદ માહા મુક્ત, એ નામ.
જયાનંદ તપસાનદ સ્વામી વીરક્ત. એ નામ. ૫
સુદર્શનાનંદ સ્વામી, રામદાસભાઈ, એ નામ.
માહા પ્રસાદાનંદ આત્માનંદ સુખદાઇ. એ નામ. ૬
મોટા કૃષ્ણાનંદ સંતદાસજી સંત, એ નામ.
કેવલાનંદ વ્યાપકાનંદ માહા બુદ્ધિવંત. એ નામ. ૭
ભા યાત્માનદ બ્રહ્માનંદ ગુણ જ્ઞાની, એ નામ.
વાસુદેવાનંદ નિત્યાનંદ સુક ધ્યાની. એ નામ. ૮
ગોરધનભાઇ પર્વતભાઇ માંચોરે ભક્ત, એ નામ.

માવો રાજોભાઇ દેસો ભક્ત વીરક્ત એ નામ ૯
અલૈયો સુરો દાદોખાચર ઝીણોભાઇ, એ નામ
લાડુબા જીવુબા સદાબા સુખદાઇ. એ નામ ૧૦
જ્ઞાની ધ્યાની પ્રેમીજન એ નીશકામી, એ નામ
રૂડા નામ લીધે જાએ વેદના વામી એ નામ ૧૧
દાસ ઘેલો કહે નિત્ય પાઠ જો થાએ, એ નામ
તો અંતર શત્રુ તણો ભય જાએ. એ નામ ૧૨

પદ ૧ લું

"વણજારો વણજારી રમે સોગટેરે—એ રાહ"

પ્રથમ શ્રીજી પધાર્યા અમદાવાદમાંરે,
રોપ્યો સ્થંભ એક ધર્મનો ત્યાંય.
મારી બેની જાસું અમદાવાદ હેતમાંરે ટેક.
વાલે મંદીર કરાવ્યું ખરેખાંતથીરે,
સ્થાપ્યા નરનારાયણ માંય મારી૰ ॥૧॥
મંદીર ચોકમાં છતેડી પ્રસાદી તણીરે,
રંગ મોલમાં મુરતીયું સુખધામ મારી૰
ગાડું સીગરામ મીયાનો ને દાદરોરે,
ઘંટી કુડલું પ્રસાદીનું તમામ. મારી૰ ॥૨॥
ઉંચી હવેલીયું શોભે અતી ઘણીરે,
ત્યાં મુકતોનાં આસન અપાર. મારી૰

કરો દરશન આચાર્ય મારાજનારે,
હરી ભક્ત સંતોમાં ધરી પ્યાર. મારી૦ ॥૩॥
સાબરમતી જાઓ નાવા કારણેરે,
રૂડો શોભે નારાયણ ઘાટ મારી૦
રૂડા આચાર્યના ઓટા ત્યાં કનેરે,
કરો દરશન મટે ઉચ્ચાટ મારી૦ ॥૪॥
ત્યાંથી કાકરીએ જાવું કલ્યાણ કારણેરે,
પ્રભુએ કરી ચોરાસીઓ બહુવાર મારી૦
એતો પ્રસાદીનું અતિ ધામછેરે,
વાલે દેખાડયો ત્યાં ચમત્કાર. મારી૦ ॥૫॥
ત્યાંથી જેતલપુર જાવું જોવા જોગ છેરે,
રૂડું ધર્મ કુવરનું ધામ. મારી૦
ગંગા માની ઓરડી કને મંદીર કર્યુંરે,
સંતે પાડી ઓરડીનું રાખ્યું નામ. મારી૦ ॥૬॥
વાલે યજ્ઞ કરાવ્યો સરોવર તીરેરે,
યજ્ઞશાળામાં છતેડી છે સાર. મારી૦
બ્રહ્મ સંતની મુર્તિયું ત્યાં શોભતીરે,
જાણે યજ્ઞ કરાવે છે આવાર. મારી૦ ॥૭॥
વાલે વિપ્ર જમાડયા ભલી ભાતથીરે,
આપ્યા દાન દક્ષણા ત્યાંય. મારી૦

દ્વીજે ઉપાધી કીધી અતિ ઘણીરે,
નાખ્યા લાડુ સરોવર માંય મારી૦ ॥૮॥
રૂડા રાજાના મોલ ત્યાં શોભતારે,
જઈ જુવો સરોવર પાર મારી૦
ઘાટે નાતા તે સંત સીરોમણીરે,
સ્વામીનારાયણ નામ ઉચ્ચાર મારી૦ ॥૯॥
મોલે બેસતા શામ સભા કરીરે,
રૂડું આસોપાલવનું ત્યાં ઝાડ મારી૦
ત્યાંથી બોરસડી જઇ વાતું કરેરે,
હીંડોળો બાંધતા તે વડલા ડાળ મારી૦ ॥૧૦॥
ત્યાંથી જાવું ડભાણે દયા કરીરે,
જુઓ દ્વીજની ઉપાધીનું સ્થાન મારી૦
નાખ્યા લાડુ તે સરોવર શોભતુંરે,
જમ્યા બ્રાહ્મણ તે જુવો જઇ મકાન મારી૦ ॥૧૧॥
યજ્ઞ કર્યો ત્યાં છતેડી શોભતીરે,
રૂડાં ચર્ણ પધરાવ્યાં છે ત્યાંય. મારી૦
ઉચું મંદીર પ્રભુનું વિશાળછેરે,
કરો દરશન જઇ ગામ માંય, મારી૦ ॥૧૨॥
ત્યાંથી જાવું તખા પગીને ગામડેરે,
કરો દરશન પ્રસાદીનાં ત્યાંય. મારી૦

રૂડી રાયણ ને ઓટો શોભતોરે,
વાલે મુકતો જમાડયા છે જ્યાંય મારી૦ ॥૧૩॥
તખા પગીનું ઘર હતું ત્યાં જુવોરે,
કર્યું હરી મંદિર ત્યાં અનુપ મારી૦
તે મંદિરમાં કોઠી પ્રસાદી તણીરે,
અવલોકોને તે સુખરૂપ. મારી૦ ॥૧૪॥
તે કોઠીમાંથી ધાન નવ ખુટસેરે,
કાઢો સાણેથી કહે ભગવાન. મારી૦
જો ઉઘાડશો તો જડશે નહિરે,
એક કણ પણ ધાન નિદાન મારી૦ ॥૧૫॥
તે ગામને પાદરે એક કુપનુરે,
ખારૂં જલ મીઠું કીધું મહારાજે મારી૦
ઘેલો કહે એ અલૌકિક વાત છેરે,
કહે ગામના લોક સૌ આજે મારી૦ ॥૧૬॥

પદ ૨ જું.

ત્યાંથી જાવું વડતાલે હોંસથીરે,
કરો દરશનને સુખ થાએ
મારી બેની ધન્ય વડતાલપુર ધામનેરે.
બીજો સ્થંભ રોપ્યો વડતાલમાંરે,
એ તો શ્રીજી તણો મહીમાએ. મારી૦ ॥૧॥

વાલે મંદિર કરાવ્યું રૂડું ત્યાં કનેરે,
સ્થાપ્યા લક્ષ્મીનારાયણ દેવ. મારી૦
જુવો ગુણોયલ ગોમતી ગોવિંદનીરે,
ગળાવી આપોઆપ તતખેવ. મારી૦ ॥૨॥
સર્વે તિરથ આવિ તેમાં વસ્યાંરે,
શ્રીજી પોતે નાયા ભગવાન. મારી૦
નાયા સંત તેમાં શિરોમણીરે,
નાયા હરીજન ઘણા ગુણવાન. મારી૦ ॥૩॥
બાંધ્યા ઘાટ છતેડીઉં શોભતીરે,
કરો શ્રાધ તો થાય શુભ કામરે મારી૦
તરે પૂર્વજો હોય જે પોતાતણારે,
પામે સુખેં તે અક્ષર ધામ. મારી૦ ॥૪॥
ત્યાં સભા કરીને વાલો બેસતારે,
દેતા દરશન દીનદયાલ. મારી૦
તે ચોતરા ઉપર છતેડી કરીરે,
સ્થાપ્યાં ચર્ણપરશી થાઓ ન્યાલ. મારી૦ ॥૫॥
ત્યાંથી બેઠકેં જુવોને રૂડી શોભતીરે,
સભાની છે છતેડી ઘણી સાર મારી૦ ॥૬॥
માહા મુકતોની છતેડી જુગ્લ ત્યાં કનેરે,
કરો દર્શન સુખનાં ભંડાર. મારી૦ ॥૭॥

શુક મુનીનો ઓટો જુવો બારણેરે,
કર્યો દેહ ઓછવ તેનો ત્યાંય. મારી૰
લીઓ નામ ત્યાં જઇ એ મુકતનુંરે,
સંભારતાં પાપ દુર જાએ. મારી૰ ॥૭॥
જુવો અક્ષર ભુવન અલબેલનુંરે,
બહુ પેરની પ્રસાદી છે માંએ મારી૰
રૂડી મુરતીઓ સોભે મારાજનીરે,
જોઈ ચરણારવીંદ શાન્તી થાએ મારી૰ ॥૮॥
વાલો પોઢતાને નાતા જયાંકનેરે,
રહ્યા જેમના તેમ તે મકાન. મારી૰
વાલે મગવા બનાવ્યા ત્રણ બાલનેરે,
અવલોકો તે સુંદર સ્થાન. મારી૰ ॥૯॥
ગોપાલાનંદ આદિ માહા મુકતોનાંરે,
કરો આસનના દરસન અપાર. મારી૰
ત્યાં સાધુનાં આસન શીરોમણીરે,
કરે કીરતન ને વાતો રસાળ મારી૰ ॥૧૦॥
તે સ્થાને પંગતી પ્રભુ જમાડતારે,
ફરતા પંગતમાં પાંચ વાર, મારી૰
વાલો હસતા હસતા ત્યાં આવતારે,
ફેરવતા લાડુ કરી મનવાર. મારી૰ ॥૧૧॥

મંદીર આગળ એક લીંબડાનું વૃક્ષછેરે,
કરી સભા ત્યાં બહુ વાર. મારી૦
કરી વાતો અલબેલે જ્ઞાન ધ્યાનનીરે,
છે વચનામૃતમાં અપાર. મારી૦ ॥૧૨॥
લક્ષ્મીનારાયણના મંદીર પાછળેરે,
એક ઓટો પ્રસાદીનો અનુપ. મારી૦
વાલે આચારજ થાપ્યા બેઉ ત્યાં કનેરે
ઉતરાવી આરતી તેની સુખ રૂપ. મારી૦ ॥૧૩॥
વાલે આજ્ઞા કરી સંત ભકતોનેરે,
આચાર્યની પાળજો મરજાદ મારી૦
એની આજ્ઞામાં સૌજન વરતજોરે,
કરસોમાં એથી વીવાદ. મારી૦ ॥૧૪॥
ત્યાંથી સુરત જાતા પ્રભુ સ્નેહથીરે,
અરદેશર પારશીને ત્યાંએ મારી૦
પાઘ આપી છબી પોતા તણીરે,
દરશન દઇ પધારતાં આંય મારી૦ ॥૧૫॥
જોબન પગીને ગોખે વાલો બેસતારે,
જાતા આંબાવાડીઆની છાંય. મારી૦
ગાએ સાંભળે આ લીલા પ્રેમથીરે,
કહે ઘેલો પ્રભુ રાજી રહે સદાએ મારી૦ ॥૧૬॥

પદ ૧ લું.—કચ્છી ભાષામાં કાફી.

આયોરે ડીસો આખરજમાનો, જેમેં સચ થિયો રવાનો;
કુડકરે કલજુગમેં હિરખેંતા હેવાનો, આયોરે૦—ટેક.
અદબતો અગિયા વઈ, નાંય હયા જો ઠેકાણો;
દગો દઈ દોસ્તનકે, કરિયેંતા ખરાબ ખાનો.
આયોરે ડીસો૦ ॥૧॥
કામ લજો કોઈ કારન કરે, ખણી વિઠા તોફાનો;
કરી ખરી જો ભાવન પુછે, ડિયે તોર મિંજા તાનો.
આયોરે ડીસો૦ ॥૨॥
હવાલાય હેરાન થિંએ, પકડે વિંજી મેદાનો;
મેજીદ મિંધરમેં વિંજેનતા, નાંય પંડિતસેં પાનો.
આયોરે ડીસો૦ ॥૩॥
નીતિ ન્યાય છડે વિઠા, હીનજુગજા મેર ભાનો;
ઘેલો કહે ચય ખરતે વિંજી, ચડાયેં જરી બાનો.
આયોરે ડીસો૦ ॥૪॥

પદ ૨ જું.

ગાલિયું મુંજીરે સચમાનો, જુડી હીનધુનીયાકો જાનો
મલકલમોતમથેજડેંઘો, થીંધો ગુમરાનો. ગાલિયું૦-ટેક.
હિતે.ની ડાઢા જુલમ કરીએં, થીંએ ગરીબ જો ગાનો;
ઉતેની,તો જો હુકમ ન હલઘોં. પોંધો જમસેં પાનો.

ગાલિયું
ખલકત મિલકત કામ નઇંધે, સબ કુડારે કારખાનો;
પલમેં પરાયા થઇ વેંધા, સબ મિથ્યા મકાનો.
ગાલિયું૦ ॥૨॥
ગરવ જે ધુમંડમેં; નાંચ તક બરી જો તાનો;
ખોપરખ મુંજે ખાવિંધજો, પગ પગમેં પેછાનો.
ગાલિયું૦ ॥૩॥
પાયા તો વિંજે પાતાળમેં, નાંચ તો જોડે ઠેકાણો;
ઘેલોચય, હલંધાસીં, પલમે, સબે મિજમાનો
ગાલિયું૦ ॥૪॥

પદ ૩ જું.

કરો યાર ખેર ખુશીસેં બંદા, ખુબ ખુલ્યો [1]મુકંદરમુદા;
સાંઈ જે દરબારમેં, મું,દીંધલ કેડે ડીડા. કરો યાર૦--ટેક
તાજ ચડયો તેં જે સીરપે, જેં ડીનો ખુધા જેરા;
દોસ્ત થઈ દીલ ભરજો, સેરેંધો ખુબીમે સદા.
કરો યાર૦ ॥૧॥
સખાવત સામીયનસેં કઈ, તેંજા ભાગ જાણો વડા;
ગેબજે ગોલેસે, ભચંધો, ન ઈંધે આપદા.
કરો યાર૦ ॥૨॥

૧ નશીબ.

દાતાપે જીતો મુશ્કીલ વલ્લા, અટકી નડે કદા;
ચડી વઈ ઝભલ તે ડીસો, નાવ સખીજી સદા.
કરો ચાર૦ ॥૩॥
અજ અમુલખ અવસર આયો, તું ખોધીએંતો ખડા;
ખોધીંધોસે પોંધો તેમે, ઘેલો ચેતોડે અધા.
કરો ચાર૦ ॥૪॥

પદ ૪ થું

ભખીલ તો જમા કુલાયકેં, રખ યાધ ઈંધે સકતી;
મુસ્કીલસેં મું જીતો જો, નીક રંધોડે જી. ભખીલ૦ ટેક,
ઝરસેં મોબત જોપડી તો, ભૂત થીને ભઇ;
રખડને તું ભવ વિસે, દર દર ઘર તરવર જઇ.
ભખીલ૦ ॥૧॥
શ્રાપ દીંધે વોસોચ મીંજા, મુંકે કેદ કુલાયકેં;
માણીન મુંકે મુરખા, આઉં આવેંસેં તો વટતીં.
ભખીલ૦ ॥૨॥
ખાધો ન પીધો ખેર ન કી તો, ડીંનો ન કેં કે કીં;
કોડી કોડી જોડી મૂવો, કીડી વારેં જીં.
ભખીલ૦ ॥૩॥
રઇન કેં વટ રેંધીન કે વટ, થીં ધીન કેંજીએકીં;
ફજેતી કરીને ફના થીંધી, ઘેલો ચેતોને ઈં.
ભખીલ૦ ॥૪॥

## પદ ૧ લું.—કચ્છી ભાષામાં

સંસારીડો ભૂલો ભમેછે,જેમ ભૂલી ગયો ઓલ્યો કાંગ-ઢાળ.

ચાર જડેં કીયો તે સિંગાર, થિયો દિલભર જો દીદાર. ચાર૦—ટેક. હીરા માણક મોતી ઝવેરાત, ગોરિ-ચાં રતન અપાર; પાઘલડી પેંચારી તોજી, છોગલો છ-ટાદાર ચાર જડેં૦ ॥૧॥ ચંદ્ર સૂરજ નોં લખતારા, નો પરવારિયાં સાર; હાર ગચીમેં હીરેંજા સોભન, જાણે વિજ કરેતી ચમકાર. ચાર જડેં૦ ॥૨॥ અજબ તો જો ગજબ પ્યારા રૂપ દીઠો શિરદાર; સુથણલી સોનેરી જામો, ભેઠે પટકો ચોકીદાર ચાર જડેં૦ ॥૩॥ લટકાળા તોજે લટકે ઉપર, કુરબાન વિંજાં મુંજાયાર; દાસ ઘેલો ચયે મોહન મુંજા, નેણ ખણી હાણે ન્યાર. ચાર જડેં૦ ॥૪॥

## પદ ૨ જુ.

અજબ સલુણો મુંજો શ્યામ, ડિસી મુંકે થયો તેં આરામ. ડિસી૦—એ ટેક મોહન તોજે મુખડે તેં, આઉ વારીઆં કોટીક કામ; કાનુંમેં કુંડલ શોભનતા, હીરેં મોતી ન જા તમામ ડિસી૦ ॥૧॥ બાજુબંધ ફુલેંજી પોંચી, બાંએ બંધી મુંજે જામ; આંગરીએં મેં વીંઢી અનુપમ, પેરઇ તે સુખ ધામ ડિસી૦ ॥૨॥ ત્રોડા સાં-કરા રત્ન જડાઉ, મિંજ મોતીઅન જો અચકામ; અંગ

તે અલંકાર સુંદર, પેર્યા તે અભિરામ. ડિસી૦ ॥૩॥ મહે બુખ મુંજા તોકે મિલણજી, ધીલમેં આયઝીઝી હામ; દાસ ઘેલો ચએ ઘડીએ ન વિસરો, સમરીઆં આઠોય જામ ડિસી મુંકે૦ ॥૪॥

## पद ३ जुं

રે [1]ગડજી [2]ગુંધર લાઇયાં, પ્રીય કે હાલ સુણાઇયાં; રે ગડજી૦—ટેક કોટી કલપસે તલબ મુંકે, તોકે મિલણજી સાઇયાં; [3]હિસેં મુંકે હેરાન કયો તે, બાવલ તોકે બુ-[4]ધાઇયાંરે ગડજી૦॥૧॥ ઐયાંની અગલો ભેની ખબરો, ગુણકો નાંય જે ડસાઇયાં; તું તો જે નંગ સામું ન્યારજ તો ઘર પલો વિછાઇયાંરે. ગડજી૦ ॥૨॥ દરદ મુંજે દિલજો મોહન, મન હીંમનમેં સમાઇયાં; તો વટ પ્યારા હકીમ મુંજા, હરકત થઇસે લખાઇયાંરે. ગડજી૦ ॥૩॥ સુણજ મુંજો હાલ હબીબાં, કામલ તોકે સમજાઇયાં; દાસ ઘેલો ચયે મોહન મુંજા, ગુલામ તોજો ચવાઇયાંરે. ગડજી ગુંધર લાઇયાં. ॥૪॥૦

## पद ४ थुं

રૂસે સબ જાન ભલે, મુંતાં પેર પ્રીતમ જા ઝલે; રૂસે સબ૦—એ ટેક. કાળ કરમસેં કીંનતી ધિરજાં, ઉમ-

૧ ભેટવુ. ૨ દુઃખ. ૩ વિષયવાસના. ૪ સમજાવવુ

ર ઓખ ન કરે; માયા જો મુંતેં હુકમ નાંયે, રભકંધો સેઇચલે રૂસે૦ ॥૧॥ રેખજે મથે મેખજ મારઈ, પઇસ ઉનજે પલે; ડાઢો હાકમ મુંજો ખાવંધ, તે વટ કેંજી ન તી હલે. રૂસે૦ ॥૨॥ મુંજે માલક જો ખોપ નર ખંધો, તેજી કેડી થીંધી વલે; મોગમ માર મુગદર જો દીંધા, ખામી ખલકો ખલે રૂસે૦ ॥૩॥ આઉં શંભુદે કે નિત સંભારીઆં, શેણ અચિંધો હલે; ઘેલો ચએ મુંકે ગડંધો સ્વામી, લગંધો સેંતેં જે ગલે રૂસે૦ ॥૪॥

પદ ૧ લું

॥ ભેરવીની—કચ્છી ભાષામાં. ॥

અઇયાં આંઉંની આંજો તાબેદાર,
મુંજી બેડી લગાઇંડિયો પાર.—એ ટેક.
હબીબ આંજે હુર્જરે, કરીઆંતો એહીતવાર મું.૧
મહેબુબ કડે આંઈ મિલંધા, મુંજા શિરસંધા સિલદાર મું ૨
શાયાં તોજે દરબારમેં,આંઉં અઈયાંહમેશાં લાચાર મું ૩
ઘેલોની આંજો ગુલામ આય,મુંજા લાલન ધર્મકુમાર મું.૪

પદ ૨ જું.

મુંજા મેરમ મિઠડા યાર, હિન ગરીબ સામું ન્યાર —ટેક.
બાંઉ બધી આંઉં અરજું કરીઆં, સુણજ મુંજી પોકાર હિ.૧
તોજે મિલણજી મનમેં મુંજે, તનમેં લગી તવારે. હિ.૨

ઉમંગ વધ્યો મુંજે ઉરમેં, થીંઘો કડેં તો જો દીદાર. હિ.૩
ઘેલો ચએ ગુલતાન થઇ, વિસરો નહાણે દાતાર. હિ.૪

પદ ૩ જું.

ખુબ ખુલી અયે હટબજાર, સોદા કરી ગીનો મુંજા યાર.-ટેક
હીય નગર તોજો ખુબ બન્યો અય,પોય પોંધીહડતાલ.સો.૧
ઝવેરીયન સેંસરચી, કરો હીરન જો વેપાર. સો.૨
હાકમજોજડેંહુકમ અચિંઘો,તડેંથીંધીનકીંઅતકરાર.સો.૩
દાસ ઘેલો ચએ બેલી મુંજા, આંઇહકલે થીજા તૈયાર. સો.૪

પદ ૪ થું.

મુંજા સહજાનંદ સિલદાર, વલો લગે આંજો તો દીદાર.-ટેક.
સુવણા લગે તોજા નેણલા, સુવણા સરજણહાર. વ૦ ૧
વિજ ચમકી ગગનમેં,જાણે તિખી અજબ તરાર. વ૦ ૨
વરણ તોજો વાલમાં, ડિસા તેજ તણોરે અંબાર વ૦ ૩
અજબ તોજો સિંધાર આયે,દાસ ઘેલો ચએ ભભકેદાર.વ.૪

પદ ૧ લુ.–કચ્છી ભાષામાં.

" સોમું સેણ નેણ ડિઠા " એ રાહ

સેસિપરિન કડે મિલંધા, જીનીજા વચન માન મીઠા;
વલો મુંકે નિત યાધ અચન, સેસિપરિન–એ ટેક.
લગી મુંકે ઉરમેં આસી, અયાં દરસનજી પ્યાસી;
ફારયાં તીરે ઉદાસી, સો મુંકે કડેંરે ગડંધા. વલો૦ ૧
પ્યારી લગેતી ગાલડિયું, આયે અમ્રતજી ભરિયું;

સુણી હરખ્યુંડે હૈયું, અચી અંતરમેં અધા વલો૦ ૨
આઉં ઉકોંઢી ઇનલા, કેડા કરિયાં હીલા;
મરતાં કરિયેં ગિલા, કુડિ ધુનિયા સધા વલો૦ ૩
અચી મિલો ડેશાઇયાં, સુંણી લગે અખડિયાં;
ઘેલો ચએ ખુશી ઐયાં, ધિલ મુંજોરે ફીદા. વલો૦ ૪

पद २ जुं

ઉભી આઉં અરજું કરીયાં, વાલમ વરજા મુંડિયાં;
તલભ લગી તડફડીયાં, ઉભી આંઉ અરજું કરિયાં —ટેક
અચી મિલો મુંજા સેણ, મિઠડા લગે તાજા વેણ;
અયોવાલમસુખ દેણ, આંઉઆંજીદાસી ઐયાં તલભ૦૧
બોલી બોલનમે, અખિયાં ચલકનમેં;
પ્રેમ જે પા સંગમેં, અચિ આંઉં અડજી ઐયાં તલભ૦૨
સુખજો સિંધુ ઉલટયો, દુઃખ સભ દુર લડયો;
મોહન મુંકે ડે ગડયો, પોંધીશ તે જે પૈયાં તલભ૦૩
અજબ અય તો જો નૂર, ઝાણે ઉગ્યા અગણિત સૂર;
ડીસો ઘેલે જો હજુર, ન્યારો હરઘડિયાં તલભ૦૪

पद १ लुं—કચ્છી ભાષામાં

" ઉમર ઉઠી આયો ઉન પાર જો " એ રાહ

હે માલિક સારે મુલ્કંધા, હલિ આયો ડિસો બાદશાહ;
કોલ કરે કિલતાર પધાર્યો, કપણ મુંજી આપદા

હલી આયો ડિસો બાદશાહ.—એ ટેક
મોહન મેર કરે ભલે આયો, આંઉં એંયાંડે ફીદા;
સુભાન મુંજા સ્વામી સુંઅણા, તો વટ મુંજી સદા.
હલી આયો૦ ॥૧॥
કુલ ભાન વિઝાંઈન સાહેબ તેં, ડિસાં આનંદ ઉભર્યો રદા;
ખાવંધ આય સારે ખલ્કજો, એ મેહેબુબ મુંજો અદા.
હલી આયો૦ ॥૨॥
ચંધર સૂરજ નવ લખતારા, ઈન ધર ઝલકનતા;
સભ જહાન મે તો સાણુ નાંયકો, તું એયેરે મુદા.
હલી આયો૦ ॥૩॥
ઘેલો ચે મુંજો સ્વામી, સહજાનંદ આપો આપ ખુદા;
હબીબ તો જે હુજરેજી, મુંકે પ્યારી લગેતી ગદા.
હલી આયો૦ ॥૪॥

पद २ जुं.

મેર કરજ મુંતાં ડે સેંયાં, ગુનેગાર તો જિંડે એંયાં;
ડાઢા હાકમ માલિક મુંજા, પોંધસ તોજે પેંયાં.
ગુનેગાર તો જિંડે એંયાં.—એ ટેક
મેરમ મુંજા મું કીંન ઝાણે, તોજી ગાલડિયાં;
જે ડિયું મુંકે મિણાં ડીયન ત્યું, સભેતિ સઠિયાં.
ગુનેગાર૦ ॥૧॥

આંઉં ન માણી કીંન કમાણી, ઘરઘર રખડિ એયાં;
કાતન વારિયું મું નાંય કતિયો, પૈરૈ મુંજીડે ડૈયાં.
ગુનેગાર૦ ॥૨॥
કોલ કરે આંઉ ગર્ભ વાસમેં, જાનમ જનમિ ઐયાં;
વાલમ તોજા વચન પ્યારા, સબે મું વિસરિયાં
ગુનેગાર૦ ॥૩॥
આઉં નિહોડી નેહ નકી તો ગાફલ ગંદી રૈયાં;
ઘેલો ચે ગડજી મુંકે, ગોવિંદ ઝલજ મુંજીડે બઈયાં
ગુનેગાર૦ ॥૪॥

## પદ ૧ લું.–કચ્છી ભાષામાં.

" મું પાડેજી મૈયાર મું પાડેજી. "–એ રાહ

તો ઘર તોભાંડે લાલ. તો ઘર તોભાંડે.–ટેક.
ગપુર તોજે ઘરજો, આંઉં એયાં ડે કંગાલ;
સુણ મુંજો હાલ હે દયાલ, તો ઘર તોભાંડે લાલ. ૧
ગરીબ તો જો ગુલામ આંઉં, સાંઈ કરજ તું નિહાલ;
લાલુંધા લાલ હે દયાલ, તો ઘર તોભાંડે લાલ. ૨
સાહેબ મુંજો સુલતાન તું તું કરીયેં સે બહાલ;
નાંએ કો હવાલ હે દયાલ, તો ઘર તોભાંડે લાલ. ૩
બાંઉ બધી અરજું ઘેલો કરે, ગોવિંદ સુણ મુંજી ગાલ;
કરજ ખ્યાલ હે દયાલ, તો ઘર તોભાંડે લાલ. ૪

## પદ ૨ જું.

નેણખણી હાણે ન્યાર, નેણખણી હાણે.—એ ટેક.
ધર્મ કુંવર ધન શામજી, મેરમ મીઠડા યાર;
કરીઆં પોકાર, હે દયાલ, નેણખણી હાણે ન્યાર. ૧
મેહબુબ તોજે મિલણજી, લગી આયે તનમે તવાર;
નાએંકો કરાર, હે દયાલ, નેણખણી હાણે ન્યાર. ૨
હલણ વારીયું સબે હલયું, રઇયું ઐયેં સેપણ તૈયાર;
લગી જયું કતાર હે દયાલ, નેણખણી હાણે ન્યાર. ૩
સચોની મુંજો સરદાર તું, બ્યો કોઇ નાંયે આધાર;
ઘેલો લાચાર, હે દયાળ, નેણખણી હાણે ન્યાર. ૪

## પદ ૧ લું.—કચ્છી ભાષામાં.

અંદર અજો કરી લે, કર ધીધાર જાની જો.
યાર કર ધીધાર જાની જો અંદર.—ટેક.
બારની બગલા અંતર અગલા પાપજા ભરીએં તો;
કુલાય પગલાં, તાલ જમાઇએ તોડે ક્યાનીજો.
કર ધીધાર જાની જો૦ ૧
કાગડો કાળો એ ઘણો સારો જેડો મીંજૈ તેડો બારો;
ડોળનાંયકો જ્ઞાની જો.
કર ધીધાર જાની જો૦ ૨
પુંકી પુંકી પેર ભરેકીં સંત થયો ઐઆં આઉં ચેસીં,

અચેંતે કે ગીનેતોઈ મરકટ આયે મીજમાની જો
કર ધીધાર જાની જો૦ ૩

હોંસ હવસમેં દુઃખ સહે તો, રોજકમે તું કુલાયે પેંતો;
દાશ ઘેલો ચેંચે તો ખોફરખ હીનફાની જો
કર ધીધાર જાની જો૦ ૪

## પદ ૧ લું–કચ્છી કાફી

દિલડી દોસ્ત ધારૂ એયે ધિવાની સદા ધુઝજી;
ગાલડીયું કે કે ચવાં દે અધાં દિલડી દોસ્ત૦–ટેક
અચી મીલોડે જાની. કરો હણે મહેરભાની
નાં એકોતો જો સાની તું અંઇડે મુદા દિલડી દોસ્ત૦ ૧
રાતો દિ યાદ અચે માતમ મનતેં મચે;
ચાર છાલ ૧ રચે, આઉ એંયાંરે ફીદા દિલડી દોસ્ત૦ ૨
તોકે મિલણજી દાડી, તનમેં લગી આય તાડી;
કારૂં કરી આંમાડી, બાવલસેં બંદા દિલડી દોસ્ત૦ ૩
જાનમે આડે ન અગે દીલકેં સેન લગે;
ઘેલો ચે ઇસ્ક જગે પ્યારે રબજો રીદા દિલડી દોસ્ત૦ ૪

## પદ ૧ લું

" છૈયાં છૈયાં છૈયાંરે હરિ બેઠે બોરસડી, કી છૈયાં "રાગ
ધારીયાં ધારીયાં ધારીયાંરે, તેનું ચંગી મુરતી ઉરધારીયાં;

અખંડ બ્રહ્મ ચૈતનમેં જાનું,પરિ બ્રહ્મ સદનસુખ ગારીઆંરે.
તેનું ચંગી મુરતી૦ ॥૧॥
દશ ઈંદ્રિ પંચદ્વાર બંધ કર, ૧ઘોંસે બેઠકે બાત બિચારિયાંરે
તેનું ચંગી મુરતી૦ ॥૨॥
હોંસહવસનેં જગડા કરકર,ઇન ૨નપ્સનું કેદ કર ડારીયાંરે
તેનું ચંગી મુરતી૦ ॥૩॥
ઘેલો ચયે મેંનું મેહેબુબ મીલધા, દીન ખુશીમે ગુજારીયાંરે
તેનું ચંગી મુરતી૦ ॥૪॥

પદ ૨ જું.

વારીઆંવારીઆંવારીઆંરે,તેનું સામરીસુરતપર વારીયાં
એ ટેક
અખીયાં જાનું બરન મુશાલાં,માંહી કારીકાજર શારીયાંરે.
તેનું સામરી સુરત૦ ॥૧॥
છુટી અલકન મુખપર લટકે, જાનું નાગન કાલીયાંરે.
તેનું સામરી સુરત૦ ॥૨॥
ભ્રકુટીપરભમરજુકરહે, જાનુંશ્યામકમાનચડાવીયાંરે
તેનું સામરી સુરત૦ ॥૩॥
તું સાં મેંનું પ્રીતી લગધી, ઘેલો ચે ઘડી નવિસારીયાં રે
તેનું સામરી સુરત૦ ॥૪॥

૧ એકાંતમે, ૨ મનને

## પદ ૧ લું—"ઠુમરી."

### ભરને દે ગગરીઆં—એ રાગ.

શ્યામ પડું મેં તોરે પૈયાંરે, ના રોકો ડગરીઆં.[1]–ટેક.
[2]રાંહા ચલત મોએ લાલન પકડોરે,છાંડો મોરી બૈયાંરે.ના.૧
[3]સાસુજુઠીમારી[6]નણ દઠગારીરે,દુરીજનલોકચવઇઆંરે.૨
[4]રેનઅંધારી[5]કાલાબિજલીચમકતરે,થડકતહેછતીઆંરે ૩
ભક્તિકોનંદનહોમનરંજનરે, દાસઘેલોબલજાઈઆંરે.ના.૪

## પદ ૧ લું.

॥ "મારી સાર લેજો અવિનાશી રે" એ ઢાળ.
એકાંતીક ધર્મ દઢ કીધોરે, ચૌદ લોકમાં ડંકો દીધોરે.
વાલેઅહિંસાધર્મ ચલાવ્યોરે, માર્ગમોક્ષનોસીધોબતાવ્યોરે
પ્રભુએ સત્સંગનાં કીધા ભાગરે, વડતાલ નેઅમદાવાદરે
આચાર્ય સ્થાપ્યાભગવાનેરે, દ્રઢ અયોધ્યા પ્રસાદ જ્ઞાનેરે
તેનેશ્રીનગરગાદીઆપીરે,બીજોસત્સંગઆપ્યોપ્રતાપીરે.
હરિએદેવરથાપીધામદીધારે, જેનાનામલેતાંકામસીધ્યાંરે
સંવત અઢાર અઠોતેરરે, શ્રી નગર નરનારાયણ દેવરે.
ઓગણ્યાએશીમાંભુજધામરે.સ્થાપ્યાનરનારાયણનામરે

૧ કલ્યાણના માર્ગમાં બુદ્ધિને. (૨) રસ્તે ચાલતા કોઇનો મને અવગુણ ન આવે (૩) માયા (૪) અવિદ્યા (૫) દેહ અભીમાન. (૬) સકલ્પ વિકલ્પ.

ત્રેઆશીમાંઘોળકેસાક્ષાતરે, સ્થાપ્યા મોરલીમનોહરનાથરે
અઠયાશીમાંમૂળીધામરે, રાધાકૃષ્ણસ્થાપ્યાઅભિરામરે.
ત્રેઆણુંમાં જેતલપુરસઇરે, પધરાયાંરેવતિબળદેવકઇરે.
ઓગણીસેંસાતછપૈયામાંયેરે, કુંજબિહારીસ્થાપ્યાત્યાંયેરે
ધામબાંધીપ્રભુએદીધારે, જિજ્ઞાસુઓનેસુખીઆકીધારે.
હવે સંતોઆપ્યા તેનાંનામરે, કહું પ્રીતે કરીધરી હામરે.
સ્વામીબ્રહ્માનંદમહામંતરે, સ્વામી નિર્દોષાનંદમોટાસંતરે.
વ્યાપકાનંદસ્વામીજેકહાવેરે, મુખમાંતેબ્રહ્માંડબતાવેરે.
તદ્‍રૂપાનંદસ્વામી સારારે, સ્વામી સ્વરૂપાનંદ દયાળારે
રામદાસભાઈ સુખદાઇરે, જેનેપ્રભુએ આપીમહતાઇરે.
વાસુદેવાનંદબ્રહ્મચારીરે, હરિએ આરતી જેનીઉતારીરે.
સ્વામીઅખંડાનંદસુખકારીરે, શોભેકેશવાનંદબ્રહ્મચારીરે.
મહાપ્રસાદાનંદ શુભ નામરે, દયાનંદ સ્વામી દયાવાનરે.
સુખદાતાનંદસુખદાઇરે, આનદાનંદસ્વામીઆનંદમાંહીરે.
ઉત્તમાનદ ઉત્તમ કહાવેરે, રઘુનથાનંદ શીલસ્વભાવેરે.
સર્વજ્ઞાનાનંદ સ્વામીરે, એવી સભા આપી નિષ્કામીરે.
પાર્સદદેવો ભાઇવીરો ભક્તરે, પ્રભુસેવીઝેરકીધું જગતરે.
એઆદિકસંતઘણાંદીધારે, પ્રભુઆજ્ઞામાંરહીસર્વેસીધ્યારે.
એઅમદાવાદનાસંતોકહાવેરે, આચાર્યનીઆજ્ઞામાંરહાવેરે.
એવીમહારાજેઆજ્ઞાકીધીરે, સર્વેસંતોએશિરધરીલીધીરે.

એમાં વિઘ્ન કોઇ નહિ આવેરે, સદા પ્રભુજી સાથરહાવેરે.
સદા ભજન પ્રભુનું કરજોરે,આજ્ઞા આચાર્યની ઉરધરજોરે.
માટે સંતરહેજો એવીરીતેરે,નિષ્કામીથઇપ્રભુભજોપ્રીતેરે.
દાસ ઘેલો કહે નિત્યે સભારૂંરે, નામ લીધે કાજ સરેમારૂં.

પદ ૨ જું

હવે વડતાલનું વૃત્તાંતરે, તેના આચાર્ય રઘુવીર શાંતરે
ધામ શુભકહું તે તણારે,જેની શોભામાંનહિ કાંઈ મણારે
સંવત્એકયાશીએવડતાલે,લક્ષ્મિનારાયણપધરાવ્યાવાલેરે
બેઆશીએ ધોલેરાધામરે, બિરાજે મદનમોહનજીનામરે
ચોરાશીએજીર્ણગઢમાંહીરે, રણછોડત્રિકમસ્થાપ્યાત્યાંહીરે
પંચ્યાશીએસ્થાપ્યાખરેખાતરે,ગઢપુરમાંશ્રીગોપીનાથરે.
વડતાલના ધામએ કહેવાયરે,દર્શનકીધે મહાપાપજાયરે
એમધામદીધાંહરિએ રૂડાંરે, સંતમંડળ આપ્યાં સલુણાંરે
તેનાં નામકહું ધરી હામરે, નામ લીધેથાઇએનિષ્કામરે
સ્વામીમુક્તાનંદજીકહાવેરે, મહામુક્તઅતિશયસોહાવેરે
સ્વામીગોપાલાનંદ અક્ષરે, મૂળઅક્ષર કહે ભગવંતરે
ગુણાતીતાનંદ ગુણવાળારે,ઉભય પક્ષને લાગે તે પ્યારારે
સુખાનંદ શાન્ત સ્વભાવેરે,ધ્યાનાનંદજી ધ્યાન લગાવેરે.
સુદર્શનાનંદસ્વામી પ્રતાપીરે,અજ્ઞાન અંધારૂંનાંખેકાપીરે.
નિત્યાનંદ વ્યાસ અવતારરે,શાસ્ત્ર રહસ્ય જણાવેછેસારરે.

શ્રીગુરૂચરણરતાનંદસ્વામીરે, મહા મુક્તઅતિનિષ્કામીરે.
મુકુંદાનંદ બ્રહ્મચારીરે, નિષ્કુળાનંદસ્વામી બુદ્ધિશાળીરે,
બ્રહ્મચારીવૈકુંઠાનંદસ્વામીરે, શુભગુણમાંનહિં કંઈખામીરે.
કૃષ્ણાનંદસ્વામીકૃપાવંતરે, અચ્યુતાનદસ્વામીમહાસંતરે.
પવિત્રતાનંદ સ્વામી પવિત્રરે, હેતે ગાય હરિના ચરિત્રરે.
ભોમાનંદસ્વામી મહામુક્તરે, પ્રભુ કૃપાથીજીત્યુંજગતરે.
ચૈતનાનંદસ્વામીચમત્કારીરે, જેને પ્રભુભક્તિછે પ્યારીરે.
રતનજીનેભગુજીપાલારે તેતો શ્રીજીને છે અતિ વાલારે,
એમસંતમહા બુદ્ધિવંતારે, સદાવડતાલ આવી વસંતારે.
એમશ્રીજીએઆજ્ઞા આપીરે, પ્રભુભજીનેથાજોપ્રતાપીરે.
સહુગાજીરહેજોસત્સંગમાંરે, આવોજાઓદર્શનેઉમંગમાંરે.
એમાંભેદકાંઈ નહિં રાખોરે, દ્વૈત ભાવબીજુંકાઢીનાખોરે.
કલ્પ તરૂની ડાળું છે બેહરે, મુળ તરૂ તો એહનો એહરે.
વડતાલનેઅમદાવાદ જાણોરે, દઢ એકઉપાસનાઆણોરે.
યાત્રા દશ ધામની જેકરશેરે, તેપર પ્રીતપ્રભુજી ધરશેરે.
આબેપદ શીખે સુણે ગાશેરે, અક્ષર માંહિતેનો વાસથાસેરે.
એમ દાસ ઘેલો કહે સત્યરે, પ્રભુ મહીમા જાણો પ્રત્યક્ષરે.

પદ ૧ લું.—ગરબી

"સંખલપુર ગામ સોહામણુંરે બૌચરી—એ રાગમાં."

લીલાશ્રીજીમહારાજનીરે, હરિજનોઆવો ગાઇયે સુખધામ;

અંતરમાં અવલોકતાંરે, હરિજનો પામીએ ઉર આરામ.
કચ્છમાંઅલબેલોપધારીઆરે,હરિજનો વરસરહ્યાપ્રભુસાત;
રમ્યાજમ્યા સૌને ગમ્યારે, હરિજનો કર્યા અલૌકિક ઠાઠ
ભુજમાંસતસંગશિરોમણીરે, હરિજનો રામાનંદજીનોસાર;
મલ્લકાયસ્થ આદિ ઘણારે, હરિજનો બ્રાહ્મણ કૃષી સુતાર.
આવી પુરમાં કવેરાવીયુરે, હરિજનો લાધી બાઇને ત્યાંય;
દર્શનકરવાઆવો અહીંકનેરે,હરિઅમેઆવ્યાછીએ આંય.
ભક્તજનેજઈકયુંબાઇનેરેહરિજનોચાલોબોલાવેપ્રભુઆજ
અનંતબ્રહ્માંડનાએપતિરે, હરિજનો આપોઆપમહારાજ.
બાઈકહેપ્રભુતોધામેગયારે,હરિજનોભગવાન તોરામાનદ ;
તેનાએશિષ્યશિરોમણીરે, હરિજનોસ્વામીશ્રીસહજાનંદ.
એટલામાં સમાધિ થઇરે,હરિજનો લાધી બાઇને શરીર;
રામાનંદ જોયાહજુરમાંરે,હરિજનો શ્રીજી કનેસુખધીર.
ઉતરીસમાધિજોયાશ્યામનેરે, હરિજનોજેપુરણબ્રહ્મકહેવાય
પ્રગટ પ્રભુતો આતમેરે, હરિજનો એમ કહી લાગાં પાય
ભુજમાં પ્રસાદીનાંસ્થળઘણાંરે,હરિપ્રભુજીએ કીધાં અનુપ.
મહિમા તેનો ઘેલો કહેરે, હરિજનો સાંભળજો સુખરૂપ.
ભીડના દરવાજા બારણેરે, હરિજનો સુંદર છતેડી એક;
પુર્વ દિશામાં શોભતીરે, હરિજનો જાજોધરીત્યાં વિવેક.
શિવરામંડપસોહામણોરે,હરિજનો નગર નાકાં ઘર બહાર;

ભૃવનઘણા પ્રસાદી તણાંરે, હરિજનોપ્રભુ રહ્યાબહુવાર.
પશ્ચિમ દિશામાં શોભતુંરે, હરિજનો હમીસર સુંદર સાર;
સંતલઇસાથ સોહામણારે, હરિજનો નાયા પ્રભુ વારંવાર.
અણસઠતિરથથીઅદકુંકર્યુંરે,હરિજનોલીલાકરીત્યાંઅપાર;
ડુબકીદઇસંતદાસજીરે, હરિજનો નીકળ્યા બદ્રિમોઝાર.
મહિમાજાણીતેમાંનાયછેરે, હરિજનો તેનાં તે પાપ પળાય;
સ્મરણ મૂર્ત્તિનુંકરીરે, હરિજનોનાતાંઅલભ્ય સુખ થાય.
પુરમાં અસુર એક એસમેરે,હરિજનો કરતોબહુઉતપાત;
મહારાજગંગારામઘેરરહ્યારે, હરિજનો શિરસાટાનીવાત.
અસુર દળ ત્યાં લઇ ગયોરે,હરિજનો કહેબતાવો ભગવાન;
તોફાન લઇ બેઠા તમેરે, હરિજનો થાશો ઘણાં હેરાન.
પ્રતાપબતાવ્યો પ્રભુજીએરે,હરિજનો ધર્યું તે રૂપ વિકરાળ;
ભાગ્યું લશ્કરજોઈ રૂપનેરે. હરિજનો જાણે જેઆવ્યોકાળ.
અસુરને ભાવરેંમારીયોરે, હરિજનોથોડાદહાડાની માંય;
પંચહટડીમાંપાડીયોરે, હરિજનો પોચ્યોનઘરઘાટ કયાંય.
એકવારહીરજીભાઇકહેરે,હરિજનોશ્રીજીમહારાજનેએમ;
સાધુથાય પ્રભુ આસમેરે, હરિજનો ભૂખે મરતાં કેકમ ?
સુખીયા સંસારમુકેનહિંરે, હરિજનોદુખિયામુકેઘરબાર;
કાંતો સંપતિ મળેનહિંરે, હરિજનોકાંતોથાયઘણાંખુવાર.
એ વાત તોએ મનથીરે, હરિજનો કહે શ્રીજી મહારાજ;

આગળ મોટારાજાથયારે, હરિજનો તેણેમુકયાંરાજકાજ
એતો અલૌકિક વાતછેરે,હરિજનોકહે શ્રી મુખે ભગવાન;
સુખીઆ દુખીઆનો મેલનહીરે,હરિઉર ઉપજેજ્યારેજ્ઞાન
નિશ્ચે થાય ભગવાનમાં રે,હરિજનો મહિમાં ખુબ જણાય;
ત્યારેવલખાંમારેનહિં રે, હરિજનો કાગવિષ્ટસર્વે જણાય
પૂર્વે ઉદ્ધવ અરજુનનેરે, હરિજનો કૃષ્ણે કહ્યુ બહુ વાર;
તપ કરવા જાઓ વનમાં રે, હરિજનો જુઠોજાણીસંસાર.
વાત ન માની તેમણેરે હરિજનો એવું માયાનું જોર;
જ્ઞાનઅધ્યાયકીધાઘણાં રે, હરિજનોભૂધરનેથઇ ગયોભોર
આજતોઅમારા એવાભક્તછેરે,હરિ અમારોએક આધાર;
પત્રલખીનેબોલાવોએરે, હરિજનો મુકી આવો ઘરબાર.
પરમહંશથઇતમેઆવજોરે, હરિજનોજાવુંનથીપછીઘેર;
સુખદુઃખઆંહિ સર્વગાળજોરે, હરિજનોકરજો લીલાલેર
તેપરથીઅઢારજણઆવીઆરે, હરિજનોભુજનગરમોઝાર;
આવીપ્રભુનેકહેવરાવીઉંરે, હરિજનો મોકલ્યાસમાચાર
સામેયુંકરીપ્રભુસામાગયારે,હરિજનોજ્યાંહતાસંતસુજાણ;
ભેટયા ભૂધરઘણાભાવથીરે, હરિજનોદીધાઉરમાંએંધાણ.
પછીસભાકરી ત્યાંકનેરે,હરિજનો દંડવતપ્રભુએકીધોએક;
ધન્યધન્યભકતો આસમેરે, હરિજનો રાખીઅલૌકિકટેક.
કોઇપટેલ કોઇ ચોધરીરે, હરિજનો કોઇ ગરાસિયા રાજ;

કોઇગ્રહસ્થેવરમુકીયાંરે, હરિજનોમુકી કુળલાજમરજાદ.
અલબેલા અઢળ ઢળ્યારે, હરિજનો મળ્યા તે બીજીવાર.
ધન્યછોસતશિરોમણીરે, હરિજનોલીધા તે ઉર મોઝાર.
સભા કરી સંત સર્વ બેઠલારે,હરિજનો પ્રભુને સામું જોઇ;
વાલોકરે જ્ઞાન વારતારે, હરિજનો સાંભળજો સર્વ કોઇ.
અંતે મોક્ષની છે કામનીરે, હરિજનો મનનકરે સુખરૂપ;
ત્રણ દેહથી જુદા પડીરે, હરિજનો થાજો તમે બ્રહ્મરૂપ.
બ્રહ્મ થઇ પરિ બ્રહ્મ સેવજોરે,હરિજનો કરજો શુભ વિચાર;
મૂર્તિ પ્રભુનીઉર ધારજોરે, હરિજનો અંતર દષ્ટિ મોઝાર
શ્રવણ મનન નિત્ય ધ્યાસથીરે. હરિજનો થાશે સાક્ષાત્કાર;
આંત્યતિક પ્રલ્યનેવિષેરે. હરિજનો પ્રભુ જાણજોસાકાર
ઉપાસના એદઢરાખજોરે, હરિજનો જાણશોનહિંનિરાકાર;
કુસંગથકી રહેજો વેગળારે, હરિજનો એ આજ્ઞાઆવાર.
આસ્થળેસભાનેસંભાળશેરે,હરિજનોતેનુંપણથાશેકલ્યાણ
એમકહીપુરમાંપધારીયારે, હરિજનોવાલમચતુરસુજાણ.
તેસ્થળ પ્રસાદી જાણી ઘણુંરે, હરિજનો છતેડીકીધી સાર;
ચર્ણપધરાવ્યાં પ્રભુતણાંરે. હરિજનો જાજો ત્યાં વારંવાર.
સંવત્ ઓગણીસસેં પાંસઠમાંરે, હરિ પગલાંપધરાવ્યાંત્યાંય;
એક દિનમાં ઓચ્છવ બેથયાંરે,હરિ સ્વામી ગયાધામમાંય.
અક્ષર જીવનદાસ સંતજીરે, હરિજનોમહા મુક્તજે કે'વાય;

કામઅમારૂં પુરૂં કરીરે, હરિજનો પછી તે ધામમાં જાય.
પોતે ધાર્યું તેવું કર્યુંરે, હરિજનો એવો તેનો મહિ માય;
ધન્યધન્યસંતજન ઓચરેરે, હરિજનો આતે શું કહેવાય
પ્રતાપપ્રભુનોદેખાડીયોરે હરિજનોસ્વામીએજુઓઆવાર;
લોકોમાં આશ્ચર્ય બહુથયુંરે, હરિજનો આતોછેચમત્કાર
આગરબોગાય સાંભળેરે, હરિજનો તેનાં તેપાપ દુર જાય
દાસોનોદાસઘેલો ઓચરે, હરિજનો સુણીપ્રભુરાજીથાય

આખુની દવા કરવા સારૂ હુ જુનાગઢ ગયો હતો અને દવા કરાવા પછે ગઢડે ગયેલ ત્યાના મંદીરની અને જુનાગઢના મદીરની શોભા જોઈ અને દેવના દરશન કરી ત્યાંની શોભાનુ મારી બુદ્ધિ અનુસાર ટુકમાં વર્ણન

## પદ ૧ લું.

"મુરખમુજનેશુંમાર, તારોવેરીગોકુળગયોરેલોલ—એરાહ"
સંવત્ ઓગણીસેં છાસઠ અને વૈસાખ માસમાંરે લોલ,
પડળઉતરાવવાનેકાજ, ગયો જુનાગઢહુલાસમાંરે. લોલ. ૧
સ્વામી નારાયણનું ધામ, મંદિર શોભે અતિ ઘણુંરે લોલ,
ઉતર્યા તે સ્થળ મોઝાર, લાગે સુંદર કોડામણુંરે લોલ ૨
કર્યાં દેવનાં દર્શન અમે, પ્રીતેથી તે સમેરે લોલ;
મંગળ કારી છે સદાય, મૂર્તિયો મનને ગમેરે લોલ. ૩
સંત શોભે અપાર, દર્શન કીધે સુખ થાય છેરે લોલ;
સદગુરૂ જે કે'વાય, જેને પ્રભુ સદા સાયછેરે લોલ. ૪

તેમાં અક્ષર સ્વરૂપદાસ, સ્વામી મહા મુક્ત છેરે લોલ;
વર્ષ છયાસીના ઉમરે, ઘણા દયા નિધી યુક્તછેરે લોલ. ૫
તેનું શરણું જઇને લીધું, મહા સંત શીરોમણીરે લોલ;
કરાવવા આંખના ઉપાય, આજ્ઞા લીધી મેં તે તણીરે લોલ.
ઔષધશાળાની માંય એક માસ રહ્યા બારણેરે લોલ;
કરાવી આંખ અનુપ, આવ્યો દર્શન કારણેરે લોલ. ૭
જોયું માદર વિશાળ, જેની શોભામાં નહિં મણારે લોલ;
સંત બેઠા અપાર, દીસે કાજુ કોડામણારે લોલ. ૮
જોઇ ધામ પહોંચે હામ થાય કામ પોતાતણુંરે લોલ;
અવલોકી અંતરમાંય, દીસે અતિ સોહામણુંરે લોલ. ૯
ઉંચું અતિસે વિશાળ, હરીફાઇ ગીરીથી કરેરે લોલ;
ઘેલો કહે ગગનમાંય, ગયું જોતાં તે ચિત્ત હરેરે લોલ ૧૦

## પદ ૨ જું.

તેને ફરતી ચોફેર જુઓ, હવેલી વિશાળ છેરે લોલ;
તેમાં સંત સુજાણ બેઠા, આનંદ અપાર છેરે લોલ. ૧
મંદિર ચડતાં અનુપ, એક છતેડી આવતીરે લોલ;
પ્રસાદીની અતિસાર, હરિજન મન ભાવતીરે લોલ. ૨
મંદિર આગળ બિરાજે, હનુમાન અને ગણપતિરે લોલ;
જેનાં દર્શન કરતાં દુઃખ, ભાગે છે દુરથીરે લોલ; ૩
ધન્યવાદ છે આજ, જેણે મંદિર આદર્યુંરે લોલ;

ગૈધરને પણ ધન્ય, તેમાં કામ રૂડું કર્યુંરે લોલ ૪
ઉપર ચડતાં વિશાળ સુંદર, મંદિર સોહામણુંરે લોલ;
કીધું પથ્થરમાં કામ, અતિ ઝીણું કોડામણુંરે લોલ ૫
મંદિર ત્રણે હારોહાર, જોયાં હરખે મેં પ્રીતથીરે લોલ;
રૂડાં મંદીરની માંય બની શોભા ઘણી રીતથીરે લોલ ૬
કીધાં દર્શન દયાળ, રાધા રમણ હરિકૃષ્ણનારે લોલ;
રણછોડ ત્રીકમરાય, સિધ્ધેશ્વર સદા પ્રસન્નમાંરે લોલ. ૭
છબી જોઇ મહારાજની, આનંદથી હરખે ભરીરે લોલ;
સજા શોભે રસાળ, ચર્ણારવિંદમાં ચિત્ત ધરીરે લોલ ૮
પછી અક્ષ સ્વરૂપ દાસ, સ્વામી કને આવીયારે લોલ;
કરી દર્શન સ્વામીના.વાતું સાંભળી સુખિયા થીયારે લોલ ૯
કરી આજ્ઞા સ્વામીએ એમ,જાઓ ગઢપુર દર્શન કરોરેલોલ
દાસ ઘેલાના પ્રભુને. નિરખી આનંદ ઉર ધરોરે લોલ ૧૦

પદ ૩ જું

ત્યાંથી ગઢપુર ગયા અમે, આનંદ ભેરથીરે લોલ;
જોઈ ઊનમત ગંગાજી, વહે વેગે અતી લેરથીરે લોલ. ૧
અહો! ભાગ્ય તે તણાં, હરિ આવી ત્યાં નિત્ય ફરેરેલોલ;
સાથે સંત મરાળ લઈ, જલમાં લીલાં કરેરે લોલ. ૨
તે જલના રૂડા ભાગ્ય, જ્યાં નાથ પધારતારે લોલ;
હરિજન દર્શન કાજ, હજારો ત્યાં આવતારે લોલ ૩

ગઢપુરમાં ગોવિંદની, જુઓ ને શોભા બનીરે લોલ;
ઉચું મંદિરરે આકાશ, ફરકે ઉપરધ્વજા ઘણીરે લોલ. ૪
ઉત્તમ રાજાના દરબારમાં, તે બહુ શોભતુંરે લોલ;
અતિ અનુપમ સાર, જોઇ જન મન લોભતુંરે લોલ. ૫
જાણે હિમ ગિરિનું, એક શિખર અહિં ધર્યુંરે લોલ;
વિશ્વકર્માએ આવી, તેમાં કામ રૂડું કર્યુંરે લોલ. ૬
કારીગરનું છે નામ, ખરેખરૂં તેમાં ખાંતથીરે લોલ;
ઝીણું કોતરી તમામ કર્યું, જુઓ ભાલ ભાતથીરે લોલ. ૭
કર્યું મંદાર મારાજે સંત સાથે સેવા કરીરે; લોલ
હરિભકતોને કાજ, શ્રી મહારાજે દેહ ધારીરે લોલ. ૮
તેને ફરતિ ચોફેર જાણે હવેલી, ચોકી કરેરે લોલ;
સંત બેઠા અપાર, આવે જાયે હરે ફરેરે લોલ. ૯
દેવ પધરાવ્યા માંહે, પ્રભુ પોતે કૃપા કરીરે લોલ;
ઘેલોકહે ગોપીનાથ સ્થાપ્યા,આનંદ હરખે ભરીરે લોલ.૧૦

पद २ जु.

ધર્મ ભક્તિ વાસુદવ, એક મંદિરમાં શોભતારે લોલ;
રેવતીને બળદેવ, સૂર્ય નારાયણ ઓપતારે લોલ. ૧
સજ્યા સુંદર છે સાર, શ્રીજી તણી શોભતીરે લોલ;
ચર્ણારવિંદ અપાર, જોવા મન વૃત્તિ થોભતીરે લોલ. ૨
ધન્ય દાદાના દરબાર, એ છે ઉગમણે બારણેરે લોલ;

ધન્ય લીંબડાનુ વૃક્ષ, લખાણું છે હરિ કારણેરે લોલ ૩
ધન્ય પરમહંશની જાગ, ધન્ય અક્ષર ઓરડીરે લોલ;
ધન્ય વાસુદેવના ઓરડા, ધન્ય ચોક ને ઓસરીરે લોલ ૪
ધન્ય લાડુબા જીવુબા, ધન્ય ઓરડા છે તમતણારે લોલ;
રહ્યા જેમના તેમ, સણગારચામાં નહિં મણારે લોલ ૫
રમી જમી વ્હાલો ત્યાંથી, લક્ષ્મીવાડીએ પધારતારેલોલ;
આંબાં આંબલીનાં વૃક્ષ જોઇ, નાથ મન ભાવતારે લોલ ૬
સભા નાથે જ્યાં કરી, ત્યાં છતેડી અનુપછેરે લોલ;
દરશન કરતાં સમરણ થાય, તે સુખરૂપ છેરે લોલ ૭
ગઢપુરમાં ગોવિંદે, લીલા સમાપ્ત કરીરે લોલ;
સ્વધામ પધારવા કાજ, હરિએ તે ઇચ્છા ધરીરે લોલ ૮
શ્રી વાડી સુંદર જાણી, પ્રભુને ત્યાં પધરાવીયારે લોલ;
કર્યું મંદિર અનુપ, જન દર્શને આવીઆરે લોલ ૯
સીખે સાંભળે જે ગાએ, આ પદ ભલી ભાતથીરે લોલ;
તેને જાત્રાનું ફળ થાએ, કહે ઘેલો ખરે ખાતથીરેલોલ ૧૦

## પદ ૧ લું.

દેવાનંદ કે દેહનો નથી ઘડી નિરધાર—એ રાગ

પડવે પ્રપંચ મુકીને ધર પરિબ્રહ્મનું ધ્યાન
સંત સંગ મળ્યો શિરોમણી, અંતરમાં પેછાન

કથા કિર્તન વાર્તા અહનિસ રાખો અભ્યાસ.
દાસ ઘેલો કહે દિલમાં કરજો ખુબ તપાસ. ૧
બીજે બોલવું મુકીને મુન્ય કરોને ભજન
ધ્યાન ધારણા ધારજો ચડે ચિત્તમાં રંગ
સાક્ષાત્કાર ત્યારે થશે, પડશે ઉરમાં આભાસ
દાસ ઘેલો કહે દિલમાં કરજો ખુબ તપાસ, ૨
ત્રીજે ત્રિપુરીથી વેગળો રહી થા બ્રહ્મ સ્વરૂપ.
બ્રહ્મ થઈ પરિબ્રહ્મ સેવજો, વાટ મળી સુખરૂપ;
પ્રગટ ભજનમાં પામશો, નિશ્ચે રાખો આશ
દાસ ઘેલે કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૩
ચોથે ચારા ચુંથમાં મન ચિત્ત બુદ્ધિ અહંકાર
તે પણ તારા છે નહીં, કરને ખુબ વીચાર,
ઘાટ ઉઠે છે ઘણા ઘણા, વિષયના નિત અધ્યાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ ૪
પાંચમે પંચ વિષયથી, જાણી રહેજો દૂર.
મોટા મોટા મુંઝાઇ ગયા, એવું એનું પુર.
પ્રભુ ચરણમાં ચિત્ત રહે, તેને ન લાગે પાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૫
છઠે છ શાસ્ત્રનું જ્ઞાન, લે યોગ પંચરાત્ર વેદાંત.
સાંખ્ય ગીતા વચનામૃત, વાંચજે તું ખરેખાંત;

એમાંજ મોક્ષની રીત છે, થાશે તે સાક્ષાત્કાર.
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૬
સાતમે સત્પુરૂષ સેવજે, વતાડશે તે વાટ,
મનને ધારે મમાંણજે, કરશે તુજને ઘાત;
ધ્વજા પતાકા માંકડાં, એવો એનો અભ્યાસ,
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ ૭
આઠમે અલખને ઓળખી, આઠ આવરણ કર દુર
પંચભુત દેહ અભીમાન, માન મોટપ મગરૂર
નવમું આવરણ તેજનું, તેથી થાજે ઉદાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજે ખુબ તપાસ. ૮
નવમે નવધા ભક્તિનો તું કરજેરે વીચાર
છેલ છોગાળાની મુર્ત્તિ તેથી કરી લે પ્યાર.
પ્રેમ લક્ષણા ભક્તિ તે ઉપજે જેથી ખાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ ૯
દશમે દરપણ હાથ લે, જોને તારૂ સ્વરૂપ
અંતરમાં પ્રકાશ છે, તેજ તું છો સુખરૂપ
જે પોતાને જુવે નહીં, તેને આવે ગાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૧૦
અગિઆરમેં એકાદશી, દશ ઇંદ્રિ મન પ્રાણ
તેને કરી લે નીમમાં, મુકને ખેંચા તાણ.

બ્રહ્મ યજ્ઞ કર ઘટમાં, ઘટમાં તેનો વાસ
દાસ ઘેલો કહે દિલમાં કરજો ખુબ તપાસ ૧૧
બારસે બાવન બોલમાં, પ્રભુ ખેલે છે બાર
મન વાણી પોચે નહીં, મહીમા અપરંપાર.
પરા વાણીમાં પામશો, નાભી ભજને શ્વાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૧૨
તેરસે તેરસ ચાખજો, દેવોને દુર્લભ જેહ
આનંદ ઘન વર્ષે જ્યાં, કરને તેથી સ્નેહ
તેજના તેજમાં તેજ છે, દિવ્ય સદા સાકાર
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ ૧૩
ચૌદસે ચોવીશ અવતારમાં અવતારીને જાણ
હીરો મળ્યો છે હાથમાં સીદબને છે અજાણ
ખોજ કરો તો ખોળશો, અવીનાશીનો અવાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૧૪
પુનમે પ્રગટને પેખજો, પુર્ણ ધર્યો અવતાર
સ્વામી સહજાનંદ શામને, ભજી થાઓ ભવપાર
જન્મમરણમાં આવો નહીં, પામો અક્ષરઅવાસ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ ૧૫
અમાવાસે અંધારૂં છે, કર્યો નહીં સત્સંગ
ફિટ ફિટ ભુંડાં પાપિઆ ચડયો ન તુજને રંગ

આત્મ હત્યારો તુ થયો ભવ ભટકણમાં જાશ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૧૬
સોળે તિથી સંપુર્ણ છે, તિથિએ આત્મ બોદ્ધ
સાણા સમજો શાનમાં, ત્યારે ટળશે વિરોધ
ખાસે તે તો ખાસડાં, ઝાઝી જગતની આશ
દાસ ઘેલો કહે દિલમાં, કરજો ખુબ તપાસ. ૧૭

પદ ૧ લું.

કનૈયો તેરો કારો. એ રાગ

ચોરી કરન ઘરમેં મેરે, લાલ તેરો આયો—ચોરી કરન ટેક.
ચોરી કરન ઘરમેં મેરે, લાલ તેરો આયો રામા. (૨)
મેં ગઇતી જળ ભરનકું, છાનો આકે છેલ છુપાયો ચોરી.૧
બાલ સખા સબસંગ લેકે,ભુવન મેરેમેં આયો રામા.(૨)
માટ ફોડે મટુકી તોડે, દહી દુધ મેરો માંખન ખાયો. ચો.૨
સુનરે ભક્તિ મૈયા મેરી, કેશે તેં મોએ ચડાયો રામા; (૨)
નાનાકહુમેરોકયોનમાને,જોરજુલમકર મોંકું ધુરકાયો.ચો.૩
આજતોમેને બાંધ લીઓહે,ચલોજાકે સમજાયો રામા (૨)
દાસઘેલોકહેપ્રભુકીલીલા, ઘનશ્યામનદેખેવેણીકું.પાયો.૪

પદ ૨ લું

પડુંમેં તોરે પૈયાં રૈયાં, હમે ભેદ ન પાયો. પડુંમેં—ટેક.
અલખ તેને ન રતન ધાર્યો હમે ભેદ ન પાયો રામા. (૨)

મનમોહનતેરીમાયાદેખકે,હમકુંતો પ્યારેઅચંબોઆયો. પ.૧
શેષ ભુલે મહેશ ભુલે હમ પામર કોન વીચારો રામા; (૨)
વેદ પઢંતા બ્રહ્મા ભુલે, સુખ સારદ નારદ ગુણ ગાયો. પદું.૨
માતા ભુલે ભ્રાતા ભુલે, ભુલે પુરપતિ રાયો રામા; (૨)
મેંજાનું તોરેલાલકું પકડયો, એતોહે મેરો લાડકવાયો. પદુ.૩
માતૃ મૈયાંકો પ્રેમ દેખકે, નાથને દર્શન દીખાયો રામા.(૨)૪
દાસઘેલોપ્રભુબલબલ જાઈ,હરીકે ચરણમે ચિતલગાયો. પ.

પદ શંકરનું.

જપ મન શિવશંકર ભંભં ભોળા, વાંકો શિરચડે બીલી
ધતુરા જપ મન–ટેક.
વાઘાંબર પીતાંબર સોહીએ, શિવ, વાઘાંબર–
પીતાંબર સોહીએ, અંગ લિપટે નાગ બોળા. જપ૦ ૧
ગલે રૂંઢકી માળા બિરાજે, શિવ, ગલે રૂંઢકી–
માળા બિરાજે, અંગ ધરે વિભૂતીકા ગોળા. જપ૦ ૨
નંદી વાહન શિવજીકું સોહીએ,શિવ નંદી વાહન–
શિવજીકું સોહિએ,સંગ સોહીએ ગનપતિગોરાં. જપ૦ ૩
દાસ ઘેલો અરજુંકરે, શિવ, દાસ ઘેલો અરજું–
કરે, પ્રભુ ચરણુંમે ચિત્ત રખો મોરા, જપ૦ ૪

છપ્પય.

ડાયો તેને જાણ હરિ ગુણ જેણે ગાયા,

ડાયો તેને જાણ સત્ય મારગમાં ધાયા;
ડાયો તેને જાણ કુળ પોતાનું તાર્યું,
ડાયો તે પરમાણ પરલોક જેણે સુધાર્યું;
તે જાણ સદા ડાયો અવશ, પરનિંદા દુખ પરહરે;
હરિદાસ દાસ ઘેલો કહે ડાયો તે પ્રભુ ઉર ધરે. ૧
ધન તેનો અવતાર પ્રભુમાં પૂરણ પ્રીતિ,
ધન તેનો અવતાર મન્ન ઇંદ્રિયો જીતી;
ધન તેનો અવતાર દીનનાં દુખડાં કાપ્યાં,
ધન તેનો અવતાર અભય પદ જેણે આપ્યાં;
અવતાર ધન્ય તેનો સદા, આ અવનીમાં અવતર્યો;
પ્રભુ ભજન કરી ઘેલો કહે, ભવસાગર નર જે તર્યો. ૨
જગમાં મોટો તેહ જેણે પંચશત્રુ મોડયાં,
જગમાં મોટો તેહ કુકર્મના કિલ્લા તોડયા;
જગમાં મોટો તેહ ધરમની ધજા ચડાવી,
જગમાં મોટો તેહ સંતની છાપ પડાવી;
મણીધર મહત તે જાણજો પ્રભુ પરાયણ થૈ રહ્યા,
હરિ ભજન વિન્યા ઘેલો કહે, તે નર જાણો વેડીયા ૩
શાહ બને શું થયું પ્રભુમાં રંચન પ્રીતિ,
રાવ બને શું થયું નિપટ જો ચાલ અનીતી;
શું થયું બને ઉમરાવ પાંચ ઇંદ્રી ન જીતી,

હાકમ થે શું થયું જેની જગમાં નહીં ભીતી;
એ સદગુણ વિન્યાશોભે નહીં,સંત ક્ષમા વિણ માનજો;
પ્રભુ ભજન વિના ઘેલો કહે,વૃથા જન્મ જગ જાણજો.૪
ધિક્ક તેનો અવતાર રંકનાં હૃદય દુખાવ્યાં,
ધિક્ક તેનો અવતાર, ભવ્ય પથ ઇશાન ભાવ્યાં;
ધિક્ક તેનો અવતાર પામી ચિંતામણી હાર્યો,
ધિક્ક તેનો અવતાર ધર્મ મારગ નહીં ધાર્યો;
અવતાર ધિક્ક તેનો ધરા સારાસાર ન જે જુવે,
મણી તુલ્ય શ્રેષ્ટ ઘેલો કહે,મનુષ જન્મ એળે ખુવે. ૫
બડભાગી મોરધ્વજ હજી શુભ કીર્તિ ઉજાસી,
બડભાગી હરિશ્ચંદ્ર સત્યતા પૃથ્વી પ્રકાશી;
રતી દેવ બડભાગ્ય જેણે પર કારજ કીધાં,
બડભાગી અમરીષ ચિત્ત હરિ ચરણે દીધાં;
બડભાગ્ય ભૂપ અવની થયા,પ્રભુ ભજન પ્રીતિ ઘણી;
પરલોક જીત ઘેલો કહે તેવા નૃપ ભુષણ તણી. ૬
મોટો થૈ રાવણ અનીતિ કામજ કીધાં.
મોટો થૈ હિરણ્યાક્ષ દિનને કસ્ટજ દીધાં;
મોટા કૈયા કંસ નિચ પાપી લેખાણાં;
સુર મોટા જગ ઘણાં તેહના અસુર જણાણાં
મોટા થૈ હરી ભજ્યાં નહીં મોટાઈ શું કામની;

ચાલે અનીતીચાલ ઘેલા મોટપ થઈ અકામની. ૭
મુરખ તેને જાણ પ્રભુ ભજતાં જે લાજે,
મુરખ તેને જાણ પારકાં સુખ જોઇ દાજે;
મુરખ તેને જાણ અન્યનાં છિદ્ર જુવેછે,
મુરખ તેને જાણ વૃથા મળી વખત ખુવેછે;
મુરખ વળી તે જાણ તું કૂડ કપટ કરે ઘણાં,
પ્રભુભજન વિન્યા ઘેલો કહે મુરખતામાં નહિ મણા. ૮
સંતોષીને ધન્ય સ્વાર્થે મન ન ચળે છે,
સંતોષીને ધન્ય માન પણ તેને મળે છે;
સંતોષીને ધન્ય સદા આનંદમાં રેછે,
સંતોષીને ધન્ય ગુણી ધન ધન્ય કહે છે;
ભુષણ સંતોષ છે સર્વનું તે સજ્જનને દાખવો,
અસંતોષ ઘેલો કહે એક હરિ ભજ્યામાં રાખવો;
ભલે પામ્યો અવતાર મનુષનો તે ભવ આવી. ૯
ભલે પામ્યો અવતાર પ્રભુથી પ્રીત લગાવી,
ભલે પામ્યો અવતાર સદા પરમારથે પુરો;
ભલે પામ્યો અવતાર સંત સેવામાં શુરો,
અવતાર ભલો પામ્યો ભલે તે નર અવની ઉપરે;
જેના પ્રતાપે ઘેલો કહે હરિ ભજન સૌ જન કરે. ૧૦

## હરિગીત છંદ

કરી વિષય સુખનો ત્યાગ, સેવો શ્રીહરિના ચર્ણને;
સંસારના દુઃખ દુર થાશે, તરશો જનમ મરણને. ૧
જે ચરણને સેવે સદા સુરનર મુનિવર સ્નેહથી,
બ્રહ્માદિ શેષ મહેશને મન મોદ કારણ જેહથી. ૨
યોગેશ્વરો નિત ધ્યાન અંતરમાં ધરે છે જેહનું,
સનકાદિક શુક નારદ મુનીને ધ્યેય સુંદર તેહનું; ૩
છે દેવને દુર્લભ અતિ મુક્ત પણ ઇચ્છા કરે;
ભોગી ચરણપંકજ તણા અવતાર પૃથ્વિમાં ધરે. ૪
જે તિલક છે ત્રણ લોકનું સેવે સદા સાત્વિક નરો,
છે નાથ અક્ષરધામના ધરિ રદય પદ દુઃખ પરહરો; ૫
પદ સ્પર્શથી પાવન થઈ, ગંગાજનો પાવન કરે;
તે પ્રભુતણિ આ દાસ ઘેલો ચરણરજ શિરપર ધરે. ૬

## દોહરો.

જે પદ તણા પ્રતાપથી, ઉદ્ધર્યા સંત અપાર;
ઘેલો કહે કૃપા કરી, રહો મમ ઉર મોઝાર.
બોલો શ્રી સહજાનંદ સ્વામી મહારાજકી જયે.

દાસાનુદાસ જેઠીમલ ઘેલા ત્રીકમજીના જે શ્રી સ્વામી-નારાયણ વાંચશોજી અને મારાપર હમેશાં રાજી રેસોજી.

# ( પ્રભુ મહિમા વિષે. )

મુમુક્ષુએ ભગવાનના મહિમાનો નિત્ય વિચાર કરવો. જેમ જેમ પ્રભુ મહિમાનો વિચાર થાશે તેમ તેમ બુદ્ધિ સૂક્ષ્મતાને પામશે અને જ્ઞાન થશે.

જ્યા સુધી મહિમા વિચાર અને ભગવાનના સ્વરૂપ નિષ્ઠાને પુરૂપ પામ્યો નથી ત્યા સુધી તેનો સત્સંગ પરિપકવ કહેવાશે નહિ. કારણ કે તે બે વિચાર છેવટ સુધી કામ આવવાના છે માટે દરેક જીજ્ઞાસુએ તે જાણવું જોઇએ.

પૂર્વે ભગવાનના અશા અવતાર હજારો થઈ ગયા અને હજી પણ થશે એમ શાસ્ત્રમાં કહ્યું છે પ્રથમ સતયુગમા ભગવાને નરસિંહ અવતાર ધર્યો અને પોતાના ભક્ત પ્રહલાદજીની રક્ષા કરી અને અસુરોનો સંહાર કરી પૃથ્વીનો ભાર ઉતાર્યો ત્યારબાદ ત્રેતા યુગમાં ભગવાન રામચંદ્રજીનો અવતાર થયો તેમણે રાવણાદિક અસુરોને સહારી દેવતાઓની રક્ષા કરી તથા અઢાર પદ્મ વાદરા તથા રીંછોને તાર્યા વળી અગીયાર હજાર વર્ષ પર્યંત પૃથ્વી ઉપર દેહ રાખ્યો તેમા અદ્દભુત પરાક્રમો કીધાં તો પણ મોટા રાજાઓ તથા વિદ્વાનો એ ભગવાન છે એમ સ્પષ્ટ જાણી શકયા નહોતા વળી દ્વાપરની અતે અને કળીયુગની શરૂઆતમા શ્રી કૃષ્ણ ભગવાનનો અવતાર થયો હતો અને તેમણે ૧૨૫ વર્ષ પર્યંત દેહ રાખ્યો હતો તેજ સમયમા તેઓએ દૈત્યોને મારી અધર્મનો ઉચ્છેદ કરી ધર્મનું પાલન કર્યું હતું અને શરણે આવેલા જેવા કે ગોપ ગોવાળ, ઋષી પત્નીઓ,

ઉદ્ધવજી આદિક ભકતોએ આ સાક્ષાત ભગવાન છે એમ જાણ્યું હતું અને તેણે તેઓનું કલ્યાણ પણ કર્યું હતું તેમજ કેટલા-એક રાજાઓ, વિદ્વાનો, સુજજનો તથા યજ્ઞ કરતા ઋષિયો આ ભગવાન છે એમ જાણી શકયા નહોતા

આ બન્ને અવતાર ક્ષત્રીય કુળમા થયા હતા ને મોટાં મોટા પરાક્રમો કરેલાં હતાં ને દિવ્ય ચરિત્રો બતાવ્યા હતા તો પણ ભગવાનપણાનો નિશ્ચય થોડાકથી થયો પણ બધાઓથી થઇ શકયો નહિ. એવુ માયાનું બળ છે ત્યાર પછી કલીયુ-યુગનાં પાચ હજાર વરસ વિત્યા કેડે પૃથ્વી ઉપરે અસુરે વ-ધ્યા અને એકાતિક ધર્મ લય પામ્યો ત્યારે પુર્વમાં કૌશલ્ય દેશ છે તેમાં સરવાર પ્રાંત છે તેમા છપૈયાપુર નામે ગામ છે તે ગામમ. સહજાનંદસ્વામી ભગવાનનો સર્વોપરી અવતાર થયો જેને સ્વામીનારાયણ કહેછે તે સર્વના કારણ છે સરવે અવતારના અવતારી છે જેને નીગમ નેતિનેતી કહે છે જેને અનત માહા મુકતો સેવે છે અને અનંત ઇશ્વર કોટી તેને ભજી ભજીને મો-ટપને પાચ્યા છે એવા પુરૂષોતમ ભગવાન પોતાની યોગ ક-ળાએ કરી પોતાનું દીવ્ય સામ્રથ છુપાવી મનુશ દેહ ધારણ કરી જ્યારે જયારે જે જે ચરીત્રો કીધાં તેમા જે દીવ્ય ભાવ આવી ગયો તે પરથી મોટા માહાત્માઓએ ભગવાનપણાનાં નિશ્ચે કીધો અને વળી શ્રીજી માહારાજે જે જે જ્ઞાન ઉપદેશ ની સર્વોપરી વાતો કરી તે પોતે પોતાના સ્વરૂપનું ઉચું જ્ઞાન આપ્યું તે તથા અનેક જીવોનું મુળ અજ્ઞાન કાઢી નીર્વાસનિક કરી પોતાના અક્ષરધામમાં મુકયા તે અદભુત ચરીત્રો જોઇ

ભગવાન માન્યા છે વળી છપૈયાપુરના રહેવાશીઓને કોટરા, કાલીદત્ત આદિક દુષ્ટોના ઉપદ્રવથી કેટલાંક સંકટ સહન કરવાં પડતાં તે સંકટ શ્રીજી મહારાજનો જન્મ થયો ત્યાર પછી તે સર્વે નાશ પામ્યાં અને આનંદ આનંદ વર્તાઇ રહ્યો શ્રીજી મહારાજના બાલ ચરિત્રનું આ ઠેકાણે વર્ણન કરતો નથી તેનું કારણ કે શેષ અને સરસ્વતી સરખા પણ તેના મહિમાનો પાર પામી શકે નહિ. તો હું પામર શી રીતે પાર પામી શકું? માત્ર ટુકામા વર્ણન નીચે પ્રમાણે આપું છું

શ્રીજી માહારાજે પોતાની બાલ્યાવસ્થામા અસુરોને મારી પુર વાશીઓની રક્ષા કરી માતપિતાને પોતાના સ્વરૂપનું ઉત્તમ જ્ઞાન આપી દેવગતી પમાડી અને અનેક જીવોને મોક્ષ આપ્યો ત્યારબાદ પોતે ૧૧ વર્ષની વયે મુમુક્ષુ જીવોના કલ્યાણના અર્થે અને અસંખ્ય દુષ્ટ પાખંડીએનો સંહાર કરવા માટે વનને વિષે પધાર્યા રસ્તામાં ચાલતાં ચાલતા મોટા મોટા રાજાઓમાં પોતાનો પ્રતાપ દેખાડતા અને આશ્રિત કરતા કરતા નવલખે પર્વત જઈ ત્યાથી નવ લાખ જોગીઓને જ્ઞાન આપી અનેક જીવોનો ઉદ્ધાર કરી જગન્નાથપુરીને વિશે પોતાની પધરામણી કરી ત્યાં બે માસ રહી મત પાખડીઓનો નાશ કરી અનેક જનોને સુખ આપ્યુ ત્યારપછી દેશાટન ફરી યાત્રાઓ કરતા કરતા ગુજરાત, કાઠીઆવાડ, સોરઠ, વગેરે દેશોમા પધાર્યા અને ત્યાંથી માંગરોળ થઈ લોજ ગામમાં રામાનંદસ્વામી જે ઉદ્ધવનો અવતાર તેમની જગ્યા હતી તે ગામને પાદરે મહારાજ સં. ૧૮૫૬ ના શ્રાવણ માસમાં પ્રભાતના સમયે વર્ણી

વેશે જયાં સેલોર વાવ હતી ત્યાં વિરાજ્યા તે વખતે રામાનંદ-સ્વામી કચ્છમા હતા તે સમય રામાનંદસ્વામીના શીષ્ય સુ-ખાનંદસ્વામી કાવડ લઇને તે વાવમાંથી જળ ભરવા આવતા હતા તે વેળાએ સુર્યનારાયણ ઉદય પામ્યા હતા. તે સૂર્યના કી-રણ તથા શ્રીજી માહારાજના મુખારવિંદની કાન્તી પરનાં કી-રણો એક થઈ ગયાં હતાં તે જોઇ સુખાનંદસ્વામીએ એમ વિ-ચાર્યુ કે આ કોઇ મોટા દેવ પુરૂષ હોય તેમ જણાય છે જેથી તેમને મારા ગુરૂના આશ્રમમા લઈ જઉં એવી ધારણા કરી મહારાજ પાસે આવી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી વિજ્ઞપ્તી કરી કે હે માહારાજ આપ કૃપા કરી ગામમાં પધારો તેની વિજ્ઞ-પ્તિ સાભળી શ્રીજી માહારાજે કહ્યું કે અમોને ગામમા આવ-વાનું શુ પ્રયોજન છે ? ત્યારે સુખાનંદસ્વામીએ કહ્યું કે એક મહાત્મા પુરૂષ ગામમા રહે છે અને તે દર્શન કરવા જેવા છે અને બહુ સમર્થ છે જો આપ ન પધારો તો એ મહાત્માને હું દર્શન અર્થે અહિં તેડી લાવુ પછી જેવી આપની ઇચ્છા ત્યારે શ્રીજી માહારાજે કહ્યું કે એમ તો નહિ. ચાલો ત્યારે આપણે જઇ દર્શન કરીએ અમે એવા મહાત્માનેજ ગોતીએ છીએ એમ કહી શ્રીજી માહારાજ સુખાનંદસ્વામી સાથે ગા-મમા પધાર્યા ને મુક્તાનંદસ્વામીને મળ્યા ત્યારપછી કેટલોક વખત પરસ્પર ધર્મ ચર્ચા ચલાવી અને મુક્તાનંદસ્વામીએ વર્ણી મહારાજને પુછયું કે આપની જન્મભૂમી કઇ ? માતપિ-તાનું નામ શું ? તે હું જાણવા માગુ છું ત્યારે શ્રીજી મહા-

રાજે ઉત્તર આપ્યો કે આત્માની જન્મભુમી અને માતપિતા તો કાઇ નથી. જે જન્મ મરણથી છોડાવે તેજ સાચા માબાપ કહેવાય. ત્યારપછી શ્રીજી માહારાજે મુક્તાનંદસ્વામીને પુછયું કે જીવ, ઇશ્વર, માયા, બ્રહ્મને પરિબ્રહ્મનુ યથાર્થ રૂપ શું છે તે અમને જુક્તીથી સમજાવો ત્યારે મુક્તાનંદસ્વામીએ કહ્યું કે હુ મારા ગુરૂ પાસેથી જેટલુ શીખ્યો છું તેટલું આપને કહેવા તત્પર છુ પરતુ તેથી ઘણુ તો મારા ગુરૂ જાણેછે ત્યારે શ્રીજી માહારાજે કહ્યુ કે તમારા ગુરૂ કોણ ને કયા છે? ત્યારે મુક્તાનંદસ્વામીએ ઉત્તર આપ્યો કે મારા ગુરૂજી મોટા જ્ઞાની છે. અને તે કચ્છ દેશમાં પોતાના ભકતોને દર્શન આપવા ગયા છે. અને તેમનું નામ રામાનદસ્વામી છે અમો તેમના ૫૦ શીષ્યો તથા હરિભકતો તેમને ભગવાન તરિકે માનીએ છીએ પણ રામાનદસ્વામી કહે છે કે હુ ભગવાન નથી ભગવાન તો પાછળ આવનાર છે હુંતો તેમની આજ્ઞાથી ડુગડુગી વગાડી પડ જગાડવા આવ્યો છુ આવાં વચનો સાભળી શ્રીજી માહારાજે મંદ મદ હાસ્યકરી હસવા લાગ્યા. તે વખતે અદભુત આનદ છવાઇ રહ્યો તેમજ અલૌકીક દેખાવ જોવામા આવ્યો હતો જેનું વર્ણન કોઇપણ કરી શકે તેમ નથી. તે આનદ સમાયા બાદ મુક્તાનદસ્વામીએ રામાનંદસ્વામીને શ્રી કચ્છ કાગળ લખ્યો કે તમે જે પુરૂષ કહેતા હતા તે અત્રે આવેલ છે અને તમારા દર્શનની ઇચ્છા ધરાવે છે એવો પત્ર લખી મયારામ ભટ્ટની સાથે મોકલાવ્યો તે પત્ર વાંચી રામાનંદસ્વામી ગામ પીપલાણે આવ્યા ને ત્યાંથી મુક્તાનંદસ્વામીને સમાચાર મોકલ્યા કે તમે વર્ણી

માહારાજને તેડી અહિ આવો તે ઉપરથી મુક્તાનદસ્વામી તથા કેટલાક સંત જનો ગામ પીપલાણે આવ્યા અને રામાનંદસ્વામીને મળ્યા પછી પ્રશ્નોતર કરી ઓળખાણ આપી અને રામાનંદસ્વામીએ પોતાના તમામ સંત ભકતોને તેડાવીને આજ્ઞા કરી કે હે સંત ભકતો આ પુરૂષને કોઇ મનુષ્ય ન જાણશો આતો કોઇ કારણરૂપ છે જેને અલક્ષ પુરૂષ કહે છે તે આ છે જેને પારાવાર કહે છે જેને અક્ષરાતીત કહે છે જેને પંચ મહા શક્તીઓએ સેવ્યા થકા પોતાની યોગ માયાએ કરી સદા દીવ્ય ને સાકાર છે તેજોમય મૂર્તી છે અને પોતાના સ્વરૂપમાં માન્યો છે. આનંદ જેને એવા છે તે અક્ષરથી પણ પર છે જેના સ્વરૂપમાં અપ્રમીત સુખ રહ્યુ છે સર્વ ગુણનું ભાજન છે જેને ભજીને જીવ મુક્ત કોટીને પામ્યા છે જેને ભજીને જીવ ઇશ્વર કોટીને પામ્યા છે અને જેની આજ્ઞાથી અનંત કોટી બ્રહ્માડની ઉત્પત્તી સ્થીતી ને લય થાયછે જેના પ્રતાપથી કાલ માયા પણ થર થર કંપે છે અને જેની આજ્ઞાથી ચંદ્ર સૂરજ પ્રકાશમાન થાય છે તેની મરજી વિના કોઇથી તરણુ પણ તોડી શકાતું નથી એવા પુરૂષોત્તમ ભગવાન આપણા સારૂં મનુષ્ય દેહ ધારણ કરી રસ્તામા ટાઢ તડકાના દુ:ખ સહન કરી મનુષ્યભાવ જણાવતા જણાવતા પોતાના ભક્ત જનોને સુખ આપતા આપતા અહિં પધાર્યા તે કાંઇ થોડી કૃપા નથી હે સંત ભકતો આ મારી ધર્મ ધુરની ગાદી હું આ પુરૂષને સોંપું છું અને સર્વે સંત ભકતો આજથી આ શ્રીજી મહારાજથી આજ્ઞામાં રહેશો એવી મારી સર્વે સંત ભકતોને ભલામણ છે જેમ

જેમ તમે એમનો સત્સંગ કરશો તેમ તેમતેમનો પ્રતાપ જણાશે ત્યારબાદ રામાનંદસ્વામી શ્રીજી મહારાજની સાથે ૧ાા વર્ષ રહ્યા સં.૧૮૫૮ની સાલમાં ગામ ફરેણીમાં રામાનંદસ્વામીએ દેહ ઉત્સવ કર્યો સ્વધામ પધારતી વખતે રામાનંદસ્વામીએ શ્રીજી મહારાજને હાથ જોડી વિનતિ કરી કે હે પ્રભો આપે મને કૃષ્ણા અવતા-રમાં વચન આપ્યું હતું કે હે ઉદ્ધવ ! તમે બદ્રિકાશ્રમ જઇ તપ કરી ભરત ભુમીમા જઇ એકાતિક ધર્મ પ્રવર્તાવશો ત્યારે તમને હું મારા ધામમા લઈ જઇશ આ પ્રમાણેની આજ્ઞા મેં પરી-પૂર્ણ કરી છે માટે હું સ્વધામ જવાની આજ્ઞા માગું છું ત્યારે શ્રીજી મહારાજે કહ્યું કે સુખેથી પધારો તે પછી શ્રીજી મહારાજ પોતાનો અદભુત મહિમા બતાવતા હતા મનુષ્યોને સમાધી કરાવી દીવસ માસ તથા વર્ષો સુધી રાખતા તે એવી રીતે કે કોઇના ઉપર દેવતા મૂકે કે હથીઆરથી મારે જગાડે તોપણ ભાન રહેતું નહી અને શ્રીજી મહારાજ જ્યારે સમાધીમાંથી જગાડે ત્યારેજ જાગે વળી જે જન પોતાની પાસે આવે ને કહે કે મને મારાં ઇષ્ટ દેવનાં દર્શન કરાવો તો તેને દર્શન કરાવે ને પોતાના આશ્રીત કરતા હતા એટલુંજ નહિ પણ કોઇને શાસ્ત્રનો અર્થ કરી કોઇને વાતો કરી કોઇને જ્ઞાન આપી ભગવાન પણાનો નિશ્ચય કરાવત અને કોઇને પોતાના સાધુ દ્વારાએ ઐશ્વર્ય પ્રતાપ જણાવી અનેક જીવોને પોતાના આશ્રીત કરતા હતા વળી મુમુક્ષુ જીવોને શુદ્ધ જ્ઞાન આપી સ્ત્રી ધનથી જુદા કરી ૧૮ પ્રકારનાં વસનો છોડાવી માયાના બંધનથી મુકાવીને તેઓને બ્રહ્મરૂપ બનાવ્યા.વળી શ્રીજી મહારાજે એમ વાત કરી કે હે ? હરિ ભકતો આ બ્રહ્માંડમાં માયા

કોઇને મુક્ત થવા દેતી નથી અને પંચ વિષય કોઇની લાજ રહેવા દેતા નથી માટે એ બે વાત અમારે દ્રઢ કરી માયા થકી જીવોને મુકાવી અને પંચ વિષયથી લેવાય નહિ એવા સંત હરિ ભકતો કરવા છે એવો પ્રગટ પુરૂષોત્તમ ભગવાનનો પ્રભાવ સાંભળી નદી જેમ પહાડ પર્વતને તોડી સમુદ્રને મળે છે તેવીજ રીતે મુમુક્ષુ જીવો મત પથ તોડી શ્રીજી મહારાજને શરણે આવ્યા. વળી એક સમય ગામ ભાદરેથી શ્રીજી મહારાજે હરિ ભકતોને કાગળ લખ્યો કે આ પત્ર વાંચી ઘરબાર છોડી, કુટુંબનો ત્યાગ કરી, સંસાર મિથ્યા જાણી, ભગવાં વસ્ત્ર ધારણ કરી પરમહંસની દિક્ષા લઈ ભુજ આવો અમે ભુજ જઇએ છીએ તે ઉપરથી અઢાર જણાએ પત્ર વાંચી ઘરબાર વગેરેનો ત્યાગ કરી પરંમહંસની દિક્ષા લઈ ભુજ આવ્યા. તેમાં કોઈ ગામ ધણી તો કોઇ ગૃહસ્થ, કોઇ ગરાસીયા તો કોઇ પટેલ કોઇ ચોધરીઓ હતા. આ ઉપરથી એટલુંજ સમજવાનું છે કે અહો ? શ્રીજી મહારાજની વાણીમાં શું ચમત્કાર હતો, અને ઉપરના ગૃહસ્થોએ શું ભગવાનનો મહિમા જાણ્યો હશે ? જુઓને પુર્વે કૃષ્ણ ભગવાને અર્જુનને તથા ઉદ્ધવને, બદ્રીકાશ્રમ જવાનું તથા અર્જુનને યુદ્ધ કરવાનું બહુ કહ્યું તોપણ હા પાડી નહિ. પછી ગીતાના ૩૧ અધ્યાયનું જ્ઞાન કર્યું ત્યારે તેઓએ માંડમાંડ હા પાડી એવું માયાનું પ્રબળ છે અને આજ હેલાહલ કળીયુગમાં શ્રીજી મહારાજનાં એક કાગળથી ૧૮ ગ્રહસ્થો પરમ હંસો થઈ ઘરબાર મુકી ભગવાનને શરણે આવ્યા એ કાંઈ થોડી વાત નથી વળી બીજી ચમત્કારની વાત એ છે જે શ્રીજી મહારાજની સાથે ૫૦૦ પરમહંસો ઘ-

રબાર છોડીને શ્રીજી માહારાજની પાછળ ભમતા હતા. તે અવતારી પુરૂષો હતા. તેમજ શ્રીજી માહારાજના આજ્ઞાં સરવે માનપૂર્વક પાળતાં હતા અને વળી શ્રીજી મહારાજની કૃપાથી સિદ્ધ દિશાને પામેલા હતા. પણ સૌનું સામર્થ્ય શ્રીજી મહારાજે રોકી રાખ્યું હતું તોપણ વ્યાપકાનંદસ્વામીએ પોતાના મુખમા અનંતકોટી બ્રહ્માંડ દેખાડયા અને એક બ્રાહ્મણના બાળકને જીવતો કર્યો અને એક બ્રાહ્મણની ઘોડીને જીવતી કરી તેમજ મહાત્મા સંત દાસજીએ ભુજના હમીરશર તળાવમાં ડુબકી મારી પોતાના બળથી ઠેઠ બદ્રીકાશ્રમમા નીકળ્યા અને જેતલપુરમા શ્રીજી મહારાજને મળ્યા. બીજું સ્વામી સચ્ચિદાનંદજીએ નારતામાં ત્રણ ઓરડા પકવાનના ભરેલા કામમાં લગાડયા. અને દુર્વાશાના ભાઈ કહેવાયા. બીજુ સુતાર વિશ્રામભાઇના સકલ્પે અસંખ્ય કીડીઓને વીમાન તેડવા આવ્યાં બીજું કડવા ભકતે આંબાના ૬૦ વૃક્ષોને વર્તમાન ધરાવી મનુષ્ય દેહ પમાડી સંત સમાગમમાં લઇ મોક્ષ આપ્યો. વળી પરવતભાઇ તથા ગોરધનભાઇની તો વાતજ ન્યારી છે તે તો શ્રીજી મહારાજ જયાં જયા પધારે ત્યા ત્યાની લીલાની વાતો ઘેર બેઠા કરે તેમજ કેરામાં સદાબા આંખે અપગ હતાં તો પણ શ્રીજી મહારાજની લીલાની વાતો જે સંગ જાત્રા કરી શ્રીજી મહારાજનાં દર્શન કરી આવે તેને તમામ હકીકત વર્ણન કરી કહે કે તમે જાત્રામાં ફલાણે ફલાણે સ્થળે ગયા હતા અને તમને મહારાજે આમ આમ કહ્યું તે સર્વે વાત સાચી પડતી આ ઉપરાંત બીજા અનેક સંત હરિ ભકતો શ્રીજી મ-

હારાજની કૃપાથી પોતાનો પ્રતાપ જણાવતા હતા અહો ! કેવો મહારાજનો મહિમા આ ઉપરથી એમ સમજવું કે જ્યારે શ્રીજી મહારાજના ભજનથી સંત ભકતોમાં આટલો બધો ચમત્કાર આવ્યો છે. તો પુરણ પુરૂષોતમ એવા જે શ્રીજી મહારાજ તેમાં ઇશ્વરી પ્રતાપ કેટલો બધો હશે ? તે સુજ્ઞ માણસો સહજ સમજી શકશે કે ? વળી પ્રત્યક્ષ ભગવાનનો મહિમા છે તે જુઓ ? કચ્છ, કાઠીઆવાડ, સોરઠ, ગુજરાત આદિક બીજા કેટલાક દેશોમાં આજ પણ સ્વામીનારાયણના પ્રતાપથી ઉચ જાતિના બ્રાહ્મણો અને અનેક જાતીના માણસો સ્વામીનારાયણનુ ભજન કરે છે. અને કાઠી કોરી ઠાકોરની હાલચાલ ખાનપાન અવલાંને દુષ્ટ કર્મ કરતા હતા તેને પણ સ્વામીનારાયણે જ્ઞાન આપી પોતાના આશ્રીત કીધા અને તેને નિયમ ધર્મ પળાવે છે વળી સૂરત કાગણીના જનો જોબનપગી, માનભા મેગણીના પાપના પર્વત કહેવાતા, તથા તખો પગી આદિક જે મહા ભયંકર વેશ ધારણ કરતા તેમને પણ જ્ઞાન આપી અધર્મ થકી અટકાવ્યા અને પોતાને શરણે લીધા વળી ગામ બોટાદના વાણીઆ ભગોભાઇ ડોશી જે નવલાખ રૂપીયાનો આસામી હતા તેને જૈન મત છોડાવી શ્રીજી મહારાજે પોતાના આશ્રીત કીધા અને હાલ પણ કેટલાક જૈન મતવાળા સ્વામીનારાયણના આશ્રીત છે એ કેટલો બધો પ્રભુનો મહીમા ? આ સમયમાં તો શ્રીજી મહારાજનો અવતાર બહુ મોટો થયો છે તેનાં ચરિત્રો ઘણાં દીવ્ય છે તે ઉપર ઉપરથી સમજાય તેમ નથી આ વાતતો સત્સંગ, સતશાસ્ત્રો, તથા સત્પુરૂષનો સમાગમ કરશો

ત્યારેજ સમજાશે જુઓને આગળ ભગવાને રાવણાદિક અનેક દૈતોને માર્યા તથા મોટા મોટા મત પંથો તોડયા પણ અંતર શત્રુને કોઇ મારી શકે તેવી પ્રથા બાધી નહી. અને તે શત્રુઓએ મોટા મોટાઓની ફજેતી કરી. તથા માથા કપાવ્યાં જેવા કે કામ, ક્રોધ, મોહ, લોભ માનને ઇર્પા તેને મારી શકયા નહી તેને આવા કલીયુગમાં શ્રીજી મહારાજના પ્રતાપથી વગર હથીઆરે જીતી થોડે દાખડે અક્ષરધામમાં તેશત્રુઓનાં માથા ઉપર લાતો મારી ચાલ્યા જાય છે. એવો માર્ગ શ્રીજી મહારાજે બાંધ્યો એ કાઇ થોડો મહીમા છે એ બધો શ્રીજી મહારાજનો પ્રતાપ છે વળી પ્રતક્ષપણાના મહીમાની થોડીક વાતો કહું તે સાભળો

૧ મહીમા વાકય ૧ લું—પ્રથમ તો મહારાજ જ્યારે ભુજ પધાર્યા ત્યારે હીરજીભાઇને ત્યા ગયા અને લાધીબાઇને માણસ મોકલી તેડાવ્યા કે ચાલો મહારાજ બોલાવે છે ત્યારે બાઇ કહે કે મહારાજ અહીં આવે અમે પણ રામાનંદસ્વામીના શીષ્ય છીએ અને મહારાજ પણ સ્વામીના શીષ્ય છે તે ભક્ત જને માહારાજને કહ્યુ તે ઉપરથી માહારાજ લાધીબાઇને ત્યાં ગયા અને લાધાબાઇને સમાધી થઈ અને રામાનંદસ્વામીને શ્રીજી માહારાજની સેવામાં દીઠા અને અહોપણુ જણાયું સમાધી ઉતરી ત્યારે માહારાજને પગે લાગ્યા અને ભગવાનપણાનો નીશ્ચે થયો આ વાત બાઇના ભત્રીજા માધવજીભાંઇને મુખે સાંભળેલ તે લખી છે.

મહીમા વાકય ૨ જું—માહારાજ હીરજીભાઇને ત્યાં રહેતાં ત્યારે હીરજીભાઇનો એકનો એક દીકરો રણછોડભાઇ એકદમ માંદા

પડયા અને શરીર છુટી જાય એવું થયું ત્યારે હીરજીભાઇનાં ઘરવાળાં અમરબાએ શ્રીજી મહારાજને દીલગીર થઇ કહ્યું કે હે મહારાજ તમે ભગવાન કહેવાઓ છો અને અમારે ઘરે બીરાજ્યા છો ને રણછોડ જો દેહ મુકશે તો લોકોમાં હાંસી થશે કે જો ભગવાન ઘરે થીઆ છે અને આ છોકરો તો મરી ગયો માટે આવો લોકો અપવાદ દેશે એમ કહી દીલગીર થયાં ત્યારે શ્રીજી માહારાજ કહે એની આયુષ્ય તો નથી પણ તમે કહો છો તો જાઓ નહી મરવા દઇએ આજથી ૫૦ વર્ષનુ આયુષ્ય દઉ છું તમે એનું મૃત્યુ નહી જુવો એમ કહી માહારાજ ચાલી નિસર્યા આ વાત રણછોડભાઇના દીકરા મા વજીભાઇને મોઢે સાભળેલ છે તે લખી છે.

મહીમા વાકય ૩ જું—એક વખત મહારાજ સોરઠ હાલાર માં હતા તે કેમે કર્યા ભુજ આવે નહી તેડાવાને ઘણા હરીભકતોએ માણુસો મુકયાં પણ આવ્યા નહી. ત્યારે સુદરજીભાઇ ત્યા જઈ માહારાજને સમજાવી જોડીએથી વહાણમા બેસાડી ભુજ આવતા હતા ત્યારે સુદરજીને કાંઇક ગહુમ આવ્યું કે મહારાજ કોઇથી આવ્યા નહી પણ હું તેડી જાઉ છું તેનો અતરનો ઘાટ મહારાજ ઓલખી ગયાં અને સુદરજીને દેખતાં સમુદ્રમાં ભુસકો માર્યો; સુદરજીભાઇ તો રોવા લાગ્યા અને વહાણમાં બીજા માણુસો હતાં તેણે કહ્યું કે બાવો બુડી ગયો. પછે તે સુદરજીભાઇ તુણેથી ઉતરી ઘરે આવતાં વિચાર્યું કે હવે શું જવાબ દઉ ત્યાં જયાં જુવે તો માહારાજ સભા કરી ઘરે આવી બેઠા છે અને સુદર-જીભાઇને કહ્યું કે સુદરજી કયાં ગયા હતા પછે સુદરજીભાઇએ

બધા હરી ભકતો પાસે માહારાજના મહીમાની વાતો કરી આ-નંદ પામ્યા. આ વાત સુતાર નારણજીભાઇને મોઢે સાંભળેલ તે લખી છે,

મહીમા વાકય ૪ર્થુ—મહારાજ જયારે હીરજીભાઇને ત્યાં ઉપાધી થઇ ત્યારે હીરજીભાઇનું મન મુંઝાણું કે કામદાર હવે શું કરશે ત્યારે ગંગારામ મલે માહારાજને કહ્યુ કે હે માહારાજ ચાલો મારે ઘરે એ કામદાર સુ કરવવાનો છે હું એનાથી બીતો નથી ચાલો મારા શીર સાટે છે. એમ કહી એ કામદારનીજ વેલમાં બેસા-ડી પોતાને ઘેર તેડી ગયા પછી કામદારે ગંગારામભાઇને કહી મુકયું કે તમે સ્વામીનારાયણને કાઢો નકર હલા મુકું છું તે મારીને કાઢી મુકશે ને તમારી લાજ જશે પણ ગંગારામે તે વાત માની નહી અને કહ્યું કે જા જા તને કોણ ઓળખે છે પછી મે તે, હલા મુકી તે જોઇ ગંગારામભાઇએ માહારાજને કહ્યુ કે તમે મારે શીર સાટે છો આહીં બીરાજો હું હથીઆર લઇ જાઉ છું અબ ઘડી મારી કાઢી આવું છું એમ કહી ચાલ્યા વાસે મહા-રાજે વીક્રાળ રૂપ દેખાડયું કે લસ્કર જોઇ રાડ પાડી નાઠું કે ભાગો આતો આપણો કાળ આવ્યો તે ખબર મેતાને આપી અને પછી પાચ પંદર દીવસે મહેતાને એકઆર બે પાંચહ-ટડી જે ભુજમાં કહેવાય છે ત્યાં મારી નાંખ્યો. આ વાત તો જાહેર છે તે લખી છે.

મહીમા વાકય ૫ મું—વળી તે ગંગારામમલનાં ફળીઆમાં રોકડીયા લુવાણા રહેતા હતા તેમને માથે દરબાર શ્રીજીએ કાંઇક ગુનાને લીધે વીસહજાર કોરી દંડ કીધો અને કેદ રાખ્યા હતાં.

તેથી તેમનાં ઘર વાળાએ શ્રીજી મહારાજની પોતાને ઘરે પધ-રામણી કરાવી અને ઘરના માણસે મહારાજ પાસે શ્રીફળ રાખી ભેટ પુજા યથાવીધી કરી મહારાજ પાસે અરજ કરી કે હે મહારાજ તમે ભગવાન કેહેવાઓ છો અને અમારા ઘર વાળા-ઓને દરબારે કેદ આપી વીસહજાર કોરી દંડ કીધો છે તે તમે કૃપા કરો તો અમે છુટીએ ત્યારે મહારાજ કહે કે જાઓ તે કાલે છુટશે અને તમે જેટલાં નાળીએર અમારી પાસે રાખ્યાં છે તેટલા હજાર કોરી માફ થશે જ્યાં લેખ્યા તો દસ નાળી-એર થયાં જાઓ દશહજાર કોરી માફ થશે જો વધારે હોત તો વધારે માફ થાત ત્યારે કહે કે બીજા લાવીએ મહારાજ કહે કે હવે કાંઇ નહી એતો પેહેલાંનીજ વાત છે આ વાત ઠા. કેશવજી પટવા પાસેથી સાંભળેલ.

મહીમા વાકય ૬ ઠું—ભુજમાં એક કંસારો માતા પંથી હતો તેનું નામ લાલજી હતું તેને શ્રીજી મહારાજને ભુજમાં હીરજીભાઇને ઘરે દેખેલ તે દીવસથી નીશ્ચે થએલ કે આ ભગવાન છે પછી મહારાજ ઘઢડે પધાર્યા તો તેને વિચાર્યું કે મહારાજના દર્શન કર્યા વગર ગળ્યુ ચીકણું ખાવું નહી એમ કહી બે ચાર મહીને ઘઢડે ગયો ત્યાં બહુ હરી જનો આ-વેલા તે બે દીવસ સુધી માહારાજનાં દર્શન થયાં નહી ત્રીજે દીવસે માહારાજે છેટેથી સભામાં કહ્યું કે પેલા ભકતને મારી પાસે તેડી આવો એ જાતે કંસારો છે ભુજથી એ મારે દર્શને આ-વેલ છે પછે ભકત જન મહારાજ પાસે તેડી આવ્યાં મહારાજે લાલજીને કહ્યું કે હે લાલજી હવે ગળ્યું ચીકણું બધાની તમને

છુટ છે હવે ઘેર જાઓ ત્યારે લાલજી કહે કે હે મહારાજ તમે ભગવાન મળ્યા તો ઘરે તો જાશું પછે તેનો દીકરો ચીનો હતો તેને પણ સતસંગ થયો અને સાધુ થયો આ વાત તેની દીકરીના દીકરા માધવજી પાસેથી સાંભળેલ લખી છે,

મહીમા વાકય ૭ મું–ડાકોરજી પાસે ગામ ખારોલના ઉપાધ્યાં અંબારામ તથા તેની સ્ત્રી બ નેજણ એક ટટુ લઇ શ્રીજીમહારાજનાં દર્શન કરવાં અમદાવાદ આવતા હતાં ત્યારે રસ્તામાં મહા ભયંકર એક વન આવ્યું અને તેઓ વનમાં ભુલા પડયાં અને રાત પડી ગઇ પછી તે સ્વામીનારાયણ હે સ્વામીનારાયણ કહેવા લાગ્યા તે સમયે મહારાજ ગરાસીઆનો વેશ લઇ ઘોડેસ્વાર થઇ કહ્યું કે હે ડોસાં તમે કયાં જાઓ છો ત્યારે તેમણે કહ્યુ કે અમે અમદાવાદ સ્વામીનારાયણના દર્શન કરવા જઇએ છીએ તે વાટ સુજતી નથી ત્યારે માહારાજે કહ્યું કે ચાલો હું પણ અમદાવાદ દર્શન કરવા જવુ છું તમે મારી વાસે ચાલો આતો તમે ભુલા પડયા છો પછી તે વાતો કરતા માહારાજ સાથે ચાલ્યાં તે ઠેઠ અમદાવાદનાં મંદીરના દરવાજાં બતાવી માહારાજ અંતરર્ધ્યાન થયાં તે ડોસો ડોસી દેખી બોલ્યા કે ગજબ આતો શ્રીજી મહારાજ એટલામા અલોપ થઇ ગયાં આ વાત તેના દીકરાના દીકરા બાળક્રષ્ણ પાસેથી સાંભળેલ.

ાહીમા વાકય ૮ મું—કચ્છનાં ગામ તેરામાં મહારાજ પધારેલ ત્યાં સુતારના ડેહેલામાં ઉતારા કરેલ અને પોતાની સાથે પરમહંસો પણ હતા તેમાંથી બે સાધુઓને સમાધી થઇ અને મહારાજ તો બીજા સાધુઓને લઇ મોટા પરોડીએ અંધારે

ચાલતા થયા તે સુતારોએ માહારાજને વળાવી મોટી પરોડે સીમમાંથી કડબનાભર લાવી અંધારામાં તેડેલામા ખડકી મુકી તેમાં બે સાધુ પણ આવી ગયાં છ મહીને તે સુતાર ભકતોએ ભુજમાં જઇ મહારાજને દર્શને આવી કહ્યુ હે કૃપાનાથ ઘણા મહીના થઇ ગયા દરશન પણ નહી તેમ કોઇ સંતને પણ મોકલ્યા નહી શ્રીજી માહારાજ આ વાત સાંભળી બોલ્યા કે તમારી પાસે અમે બે સત મુકી આવ્યા છીએ તેની ખબર પણ લીધી નથી જાઓ જાઓ તેમની સંભાળ લીયો, તે ઉપરેતો તમે કડબ ખડકી મુકી છે આ સાભળી તેતો વિસ્મયને પામી ત્યાં જઇ જુવે તો બે સંત નીકળ્યા તે જોઈ આશ્ચર્ય પામ્યા. આ વાત તેરામા સુતાર ભકત પાસે સાંભળેલ.

મહીમા વાકય ૯ મું—જે કચ્છમાડવીમા બેયોખત્રી મહા વેદાંતી હતો અને તે બ્રહ્મનું નિરૂપણ કરી કોઇનો પગ પગ ઠેરવા દે નહી મોટા મોટા સાધુ સંત આવે તેની સાથે વાદવીવાદ કરી હટાવે છેવટે પોતાનો મત નિરાકાર ઉપાસના સિદ્ધ કરે તેને શ્રીજીમાહારાજે ખુબ જ્ઞાન કરી સાકાર ઉપાસનાનો નીશ્ચે કરાવી પોતાનો ભકત કીધો અને તે શ્રીજી મહારાજને ભગવાન કહી માનવા લાગ્યો એવો મહારાજનો પ્રતાપ છે. આ વાત સાધુઓના મોઢે સાંભળેલ તે લખી.

મહીમા વાકય ૧૦ મું—એક બ્રાહ્મણ હતો તે દેવીનો ઉપાસીક હતો તેણે યોગ્ય યજ્ઞ કરી દેવીને પ્રસન્ન કરી દેવી પાસેથી વર માગ્યો કે મારો આંતતીક મોક્ષ થાઓ ત્યારે દેવીએ કહ્યુ કે મોક્ષ મારા હાથમાં નથી રાજ સંપતિ કે છોકરાં જોઇએ

તે હું આપું ત્યારે તે બ્રાહ્મણ કહે કે એ મને ના જોઇએ મને તો મોક્ષ જોઇએ કા મોક્ષ આપો કાં મોક્ષનો મારગ બતાવો ત્યારે દેવી કહે કે જા હમણા ભગવાનનો અવતાર થયો છે તે સ્વામીનારાયણ નામે ઓળખજે તે પાસે જા મોક્ષ થશે ત્યારે તે ગોતતો ગોત તો મહારાજને મળ્યો અને સ્વામીનારાયણનો સાધુ થયો તેનું નામ મહારાજે મગ્નિરામ દેવીવાળા પાડયું તે આજ દીન સુધી સાધુમા નામ પ્રખ્યાત છે. આ વાત સતસગમાંથી સાંભળેલ તે લખી.

મહીમા વાકય ૧૧ મું—અમદાવાદમાં રાઘવાનંદ જમતગડા નામના સાધુ મહા સમર્થ હતા તેણે સાધુ થયા પહેલા જમદુતને ડાગ મારી દાત ભાગી નાખ્યો હતો તે સાધુ થયા છે તેની વાત ભુજમાં સ્વામીનારાયણના મંદીરમાં થતી હતી કે એવા સમર્થ સાધુ છે તે વાત મોટા બાવાના ખવાસ પચાણે માની નહી અને અમદાવાદ તે સાધુ જોવાને ગયો, અને ત્યાં જઇ મંદીરમાં પુછયું કે રાઘવાનદ જમતગડાં સાધુ કયાં છે તે બતાવો તે જોઇ તેના દરશન કરી રાજી થઇ ભુજ આવ્યાં એવો શ્વામીનારા- યણ નામનો મહીમા છે. આ વાત પચાણ ખવાસને મોઢેથી સાંભળેલ તે લખી છે.

મહીમા વાકય ૧૨ મું—જોબનપગી તથા તખાપગી તથા માનુભામાહા પાપી જે ચોરીમાં પુરા ધાડામાં પુરા માણુસ મારવામાં પુરા લુટ કરી ગામ ભાગવામાં પુરાં જેને દયાનું તો નામ સાંભળેલ નહોતું. તેવા મહા વિક્રાળ માણુસો જે કોળી અને કાઠી તેઓને શ્રીજી મહારાજે બોધ આપી પોતાનાં આશ્રીત કીધાં

અને હથીયારો મુકાવી હાથમાં માલા આપી અને કોઇકનો જીવ દુખ વતાંબીએ એવા ભકત કીધાં એ શ્રીજીનો પ્રતાપ છે. આ વાત વડતાળમાં સાંભળેલ તે લખી છે.

મહિમા વાકય ૧૩ મું—સુરતમા અરદેશર પારસી જે ગામનો કોટવાલ હતા અને સરકારે તેને કેટલીક આબરૂ આપેલ અને વળી મહા મદોન્મત હુકમવાળો તેને પણ શ્રીજી મહારાજે જ્ઞાન આપી પોતાનો આશ્રિત કીધો અને પોતાની છબી તથા પાઘ આપી તે આજ પણ તેમને ઘેર મોજુદ છે અને ત્યાં જે જાય તેમને દર્શન કરાવે છે અને કુવરબાઇ નામે તમના વશંજોમા એક બાઇ છે તેમને પણ શ્રીજીમહારાજે હાલ પણ પરચો આપેલ છે તે અમે એમના મુખ થકી સાંભર્યું છે કે તે પાઘ નથા છબી કોઇને વેચાતી આપવી નહિ એમ શ્રીજી મહારાજે તમને કહ્યું. આ વાત કુંવરબાઇને મોઢે અમે સુરતમાં સાભળી મહારાજની પાઘ તથા છબીનાંદર્શન કીધાં.

મહિમા વાકય ૧૪ મું—જે ભુજમાં શા. લખમીચંદ દેવચંદ તથા લધુશા કરીને વાણીઆ જૈનમતવાળા હતા તે એમ વાત કરતાં કે તમે જેને સ્વામિનારાયણ કહો છો તેને અમે જોયા હતા અમે ચળોતરમાં બજર લેવા જતા ત્યારે વડતાલમાં તે પુરૂષ હતા તે બહુ ચમત્કારી પ્રતાપી અને બહુ તેજસ્વી હતા તેને જોતાજ માણસને મુર્છા આવી જતી એક વખત અમે ત્યાં હતા અને કોઇકિ રાજાના સોદાગર ઘોડા વડતાલમાં

લઇ આવ્યા તે ઘોડા રાતના ચોરાઈ ગયાં અને ત્યાંના ધારારા લોકો જે કોળી ઠાકોર કેહેવાય તેમને માથે તોહોમત નાખ્યું કે તમે ઘોડા ચોરાવ્યા છે તે ઉપર મોટી તકરાર થઈ પછી તે પુરૂષ ત્યાં આવી ઘોડાના સોદાગરને કહ્યુ તમે તકરાર નહી કરો તમારા ઘોડા જેટલા હતા તેટલા લેખી લ્યો વધારે લેશો નહી પછી જ્યાં તે લેએ તો એક ઘોડો વધે કાં તો એક ઘોડો ઘટે પણ કેમે કર્યા પૂરા થાય નહી એટલે સરમાઇને જતા રહ્યા અને તે ઉપરથી કેટલાક લોકો તે પુરૂષના ભક્ત થયા તે અમે નજરે જોયું. વળી તે ભુજ આવતા ત્યારે હમીસર તળાવની પાર ઉપર ઉતરતા અને મોટા મોટા ચમત્કારી સાધુઓ તેમની સાથે ઘણા રહેતા અમે જોવા જતા તે અમારા મનમાં સુજ થાતું હતું તે જોઇ ભાગી આવતાં એ વાત ભુજમાં શા સાંકરચંદ માનસંગે અમારી પાસે કરેલી તે લખી છે.

મહિમા વાકય ૧૫ મું—કે ભુજમાં એક મુસલમાન વાઢો રહેતો હતો અને તે નેવું વરસ લગભગનો હતો તે એમ કહેતો જે સ્વામિનારાયણ કે મુંડીઠા હુવા. કુરો ઈનજા. મથેજા વાર રૂપારા હુવા મુરો ઇનજો. મોંમે તેજ હુવો કે જાણે ન્યારીજેજ. કેડીઈનજી. પુટડી ચાલ હુઇ કુરો ઇનજો રૂપ હુવો આઉતાં ઈંજ ભાંયાં કે જાણે ખુદા એ ઇજડેહીતે અચંધા હુવા તઠેતરાજી પારતેં ઉતરધા હુવા, કડેક સુતારે મે ઉતરધા હુવા. કડેક મલ્લેમેં ઉતરધા હુવા મુંજો પેઠા હુડાવા. ભારી પુરૂષ હુવા. આ વાત અમે તે વાઢાને મોઢે સાંભરેલ તે લખી છે.

મહિમા વાકય ૧૬ મું—જે સૌથી મોટામાં મોટું પ્રરાક્રમ તો મહારાજે એ કર્યું કે કોઇ પણ જીવ આઠ આવરણ માયાનાં ભેદી અક્ષરધામમાં પોચતો નહીં તે શ્રીજી મહારાજ આપે પધારી એવી સેલી બાધી જીવનું મુળ અજ્ઞાન માયા અને કારણ શરીરની વાસના ટાળી આઠ આવરણ ભેદી ગુણાતીતપણું જીવને આપી સુદ્ધ ચૈતન્ય બ્રહ્મ રૂપ કરી ભાગવતીતનું ધારણ કરાવી પોતાના ધામમાં રાખ્યા અને આતંતિકમોક્ષ આપ્યો. આ કાંઇ જેવી તેવી વાત નથી તે કોઈ અવતારોથી થયું નથી તે આ કલિયુગમાં શ્રીજીમહારાજે કીધુંછે અહોહોહો. બીજો કોઈ મહિમા આથી મોટો નથી એમ મુમુક્ષુએ વિચારવું. અને મહિમા સમજવા સારૂજ શ્રીજીમહારાજે વર્ષો વર્ષ ઉત્સવ સમૈયા કર્યા છે ત્યાં દેશોદેશના સંત હરિભકતો ભેળા થાય અને માહારાજના મહિમાની અરસ પરસ વાતો કરે જેથી માહારાજના સ્વરૂપનું યથાથ જ્ઞાન થાય અને અહોપણું જણાએ તે માટે સંત ભકતોએ આ વાતો વાંચી જીવમાં રાખવાની છે કે મહારાજે શું શું ચરિત્ર કીધા છે તે લક્ષમાં રાખવા.

લી. હું છું દાસાનુદાસ જેષ્ટીમલ્લ ઘેલા ત્રિકમજીના જેશ્રી સ્વામિનારાયણ વાંચશોજી.

---

# ( સાધુતા વિષે. )

જેમ સારાં ફળદ્રુપ વૃક્ષો પોતે દુખ સહન કરી બીજા ભુખ્યાઓને ફળ અને શીતળ છાય આપે છે જેમ સરીતાઓ પોતે કયાને કયા ફરી રખડી સકટ વેઠી ગામોગામ પ્રાણીઓને જળ આપે છે અને અનત જીવોને સુખી કરે છે પંખો જેમ ઉષ્ણ રૂતુમાં પોતે ફરી બીજાઓને સુખ આપે છે તેમ સાધુઓ પોતે દુખ સહન કરી દેશ પરદેશ વિચરીને અજ્ઞાની જીવોને બોધ આપી સન્માર્ગે ચલાવી સુખી કરે છે કહ્યું છે કે—

## दोहरो.

सरोवर तरुवर संतजन चोथा वरसे मेह,
परमारथके कारणे चारु धरी है देह.

તે પ્રમાણે સંત પુરૂષો અને સાધુઓનો ધર્મ છે–શું પોતાની જ્ઞાતિમાથી નીકળી બીજા આશ્રમમા ભળવાથી સાધુ થવાય છે ના. નહિ, તેમજ ભગવાં વસ્ત્ર ધારણ કરવાથી સાધુ થવાય છે ના. નહિ, તેમજ મુંડ મુંડાવે પણ સાધુ થવાતું નથી એ તો એક જંજાળ છોડી બીજી જંજાળમાં પડવું અને એક ઉપાધિ મુકી બીજી ઉપાધિ ઉઠાવવા જેવું થાય છે એ કાંઈ સાધુઓનો ધર્મ નથી ગાંજા તમાકુના વ્યસનોમાં ફસાઇ જવું દોરા ધાગા અને મંત્ર જંત્ર કરવાં ઘરની માયા

મૂક્યા છતા વળી માયા સારૂં વળખાં મારયાં કરવાં ફાટે મોડે ગમે તેમ મર્યાદા મુકી બોલવુ અને આમ તેમ ગપ્પાં મારી ખોટી ફોકટ વાતો કરવી એ કાંઈ સાધુઓનો ધમ નથી ખરેખરા સાધુનો ધર્મ તો એ છે કે—

छप्पय

ग्राम्यगीत नहि सुनत कहे नहि ग्राम्य कथाकुं,
अहो निश हरिकी याद वदत नहि वाद वृथाकुं
स्रज चंदन स्त्रीय सेज ताहि स्पर्शकुं त्यागे,
मायिक मिथ्या जान एक हरिसे अनुरागे,
लयलीन मग्न नंदलालमें जक्त स्वप्नवत जाहिके,
कहे ब्रह्म मुनी महांतसो दरसन दुर्लभ ताहिके

આવા જે સાધુ હોય તેજ પૂજનિક કહ્યા છે વળી સાધુઓનો ધર્મ તો પરોપકાર કરવો તે છે તેના ગુણ શ્રીમદ્ ભાગવત ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યા છે જે સાધુમાં આટલા લક્ષણ હોય તેજ સાધુના નામને યોગ્ય છે તેના નામ.

૧ કૃપાવાન, ૨ દ્રોહ રહિત, ૩ અતિ ક્ષમાવાન, ૪ સત્ય વાણી બોલનારા, ૫ પારકી નિંદા રહિત, ૬ કકાસ રહિત, ૭ પરોપકારી, ૮ કામનાએ રહિત, ૯ ઇંદ્રિયજીત, ૧૦ અતિ કોમળતાવાળા, ૧૧ શદા આચારવંત, ૧૨ સંગ્રહ રહિત, ૧૩ લઘુ આહાર, ૧૪ શીતળ હૃદય, ૧૫ શદા સુવિચારવાન, ૧૬ નિજ ધર્મ પાળક, ૧૭ સાવધાન, ૧૮ વિકારે રહિત, ૧૯ ધીરજવંત, ૨૦ અધિક દયાવાન, ૨૧ ષડ્ઉર્મી રહિત, ૨૨ ગુણના માન રહિત, ૨૩ દાસપણું, ૨૪ શરણા-

ગત, ૨૫ જ્ઞાનદાતા, ૨૬ સહુના મિત્ર, ૨૭ વિવેકવાન, ૨૮ વિશ્વાસી, ૨૯ ભ્રાંતિ રહિત, ૩૦ હરિપારાયણ, ૩૧ પારકી આશાએ રહિત, ૩૨ સદા ભજનમા રહેવું એ એકાદશમાં લખેલા છે

તે પ્રમાણે વર્તનારા તે સાધુ વળી કહ્યુ છે કે ત્રિવિધ તાપથી તપી ગએલા લોકોના અતરમા શાંતી રેડવી અધર્મીઓના અંતઃકરણમાં ધર્મનું અમૃત રેડવુ અને પાવત્રજનોને પ્રભુનો મહા મંગળ રસ્તો દેખાડવા માટે સાધુઓ થયા છીએ પોતે ગમે તેટલું કષ્ટ વેઠીને પણ લોકોને સત્ય રસ્તો બતાવવો એજ ઉત્તમ સાધુની ફરજ છે કહ્યું છે કે—

छपय

तीन तापकी जाल जर्यों प्राणी कोउ आवे,
तार्कु शीतल करत तुरत दील दाह मिटावे,
कहि कहि सुंदर वेन रेन अज्ञान निकासे,
प्रगट होत पहिछान ज्ञान उरँ भान प्रकासे.
वैराग त्याग राजत पिमळ भव दुःख काटत जंतको,
कहे ब्रह्म मुनि आ जगतमे संग अनुपम संतको.

ઉપર લખ્યા એવા ગુણોવાળા હોય તે માન અને દાનને પાત્ર છે જયાં જાય ત્યાં ધન્યવાદને લાયક છે પણ જે વેષધારી સાધુઓ છે જે પોતે સન્માર્ગે ચાલતા નથી અને બીજાને પણ સનમાર્ગે ચલાવતા નથી તે તો ખરેખરા ઇશ્વરના ગુન્હેગાર છે પણ એટલુજ નહિ એ તો આ દુનિયામાં પવિત્ર સાધુના નામને લજાવે છે તે સાધુ નામને યોગ્ય છેજ નહી કારણ કે

મફતનું ખાવું ને મસીદે સુવા સારૂ કાંઇ સાધુપણુ નથી પાઇ પાઇ ઉઘરાવા અને ઘરોઘર ભાટકવા સારૂ તે કાઇ સાધુપણુ નથી સાધુપણુ તો જગતના હિત કરવા માટે છે જેથી સાધુઓની તો ખાસ ફરજ છે કે તેઓને તો ઇશ્વર સંબંધી ઉંચામાં ઉંચુ જ્ઞાન મેળવવું જોઇએ અને વારવાર પોતાના મનમાં વિચારવુ કે મેં જેને અર્થે મુંડ મુંડાવી ભગવાં વસ્ત્ર ધારણ કર્યા છે તે એટલા માટે કે પોતાને સુખ થાય ભગવાન ભજાય અને લોકોને જ્ઞાન ઉપદેશ કરી આ અસાર સંસારમાં ધર્મ અર્થ કામ અને મોક્ષ પમાય તેવો સત્ય રસ્તો બતાવવો જોઇએ એ દરેક સાધુને મનન કરવાનું છે નહી તો ઇંદ્રિઓને મન ગમતા લાડ લડાવવા કે કોઇની ખુસામત કરવા ભેખ લીધો નથી તેમજ આ દેહનું ખુબ પોષણ કરી અતર ગુલાબમાં ગરકાવ કરી જ્યાં ત્યાં રખડવા ભેખ લીધો નથી રાગ રાગણીઓ કરી વાજા વગાડી ભગવાનને ભુલી બીજે તાને ચડી જવું તે સારૂ અમે ભેખ લીધો નથી કે ઉલમાંથી નીકળી ચૂલમા પડી ચલમો ફુંકવા કે ભાંગ ગાંજા પીવા અને આ દેહ સારૂ વ્યસનોના ગુલામ થઇ રહેવા કે કામણુ ટુમણુ શીખી સ્ત્રી પુરૂષોને ધૂતવા ભુવા જાગરીઆ જગાવવા અને કોડી કોડી જોડી મુડી કરી વ્યાજવટુ ચલાવી સંસાર વ્યવહાર કરવા અમે સાધુ થયા નથી અમે તો દશે ઇંદ્રિઓ અંતઃકરણ અને અગીઆરમું મન તેને કબજે કરી ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ એ ચાર સાધન યુક્ત થઈ એકાંતિકપણુ પામવા માટે સાધુ થયા છીએ એમ દરેક સાધુએ વારંવાર વિચાર કરવો કહ્યું છે કેઃ—

## श्लोक.

कान्ता कनक सूत्रेण वेष्टितं भुवनं जगत् ।
तासु तेषु विरक्तो यः द्विभुज परमेश्वर ॥

અર્થ—સ્ત્રી દ્રવ્ય રૂપી સૂત્ર તેણે કરીને સઘળું જગત્ બંધાએલું છે અને તેથી જે વિરક્ત છે તે બે ભુજાવાળા પરમેશ્વર છે એમ શાસ્ત્રમાં વચન છે એમ થવા માટે જ્ઞાન શીખવુ જ્ઞાન તે શુ તે જાણવું તેનું નામ જ્ઞાન ભગવાનને સર્વોપરી સમજી પછી પ્રકૃતિ પુરૂષના કાર્ય પર્યંત વિચારી અક્ષર રૂપ થઇ પુરૂષોતમનું સ્વરૂપ ઓળખવુ અને તેમા ડગમગાટ ન થાએ તો એનું નામ જ્ઞાન અને તપ જપ વ્રત ઉપવાસનો પણ શાસ્ત્ર વિહિત ભોગનો પણ સંકોચ કરવો તથા પોતાનો સ્વધર્મ પાળવો તે અને વૈરાગ્ય જે ભગવાનની મૂર્તી વિના કયાંય લોભાવું નહિ તે અને શૌચ જે દેહે કરી મને કરી પવિત્ર રહેવું અને સત્ય જે જેણે કરી પોતાનું અને પરનું હિત થાય એવું બોલવું તે અને અધ્યાત્મ શાસ્ત્રનો નિરંતર અભ્યાસ રાખવો અને સત્ય શાસ્ત્ર ભણવા તથા ભણાવવા અને ઉપદ્રવે રહિત એવું જે એકાંત સ્થાન તેને વિષે રહેવું અને પ્રાણ ઇદ્રિયોને અંતઃકરણ તેને સમગ્ર પ્રકારે જીતવા પણ તેને માટે બ્હી જવું નહી એ તો ભગવાન ભુલાવે એવાં જ છે તે વિચારવું અને સાચી શ્રદ્ધા રાખવી અને પોતાને જે કરવા યોગ્ય હોય તેને વિષે પ્રમાદ ન રાખવો વાણીને નીયમમાં રાખવી અને ભગવાન વાસુદેવ જે તે અંતર્યામીપણે સર્વેમાં રહ્યા છે એવું જાણી કોઇનો દ્રોહ ન કરવો એવી

ભાવના રાખવી અને મનન જે પ્રકૃતિ પુરૂષ થકી થયાં જેવા જે લોક ભોગને દેહ તેનું ચાર પ્રકારના પ્રલય કરીને નાશવંતપણું તથા દુઃખ સહિતપણું જાણીને એ સર્વને વિષે અરૂચિ થઇ જાય અને એક ભગવાનની મૂર્તીમાં જોડી જવાય એમ શીખવું સાધુએ મદ્યમાંસાદિક અભક્ષ વસ્તુનો ત્યાગ રાખવો તથા પાપીનો સંગ ન કરવો અને અષ્ટ પ્રકારે બ્રહ્મચર્ય રાખી સ્ત્રીનો ત્યાગ રાખવો એ સાધુનો મુખ્ય ધર્મ છે. કહ્યું છે કે—

## छप्पय.

त्रिया सग भाषण त्याग, नजर भर त्रिया न देखे;
सुने न त्रियकी बात, घात निज आतम लेखे.
त्रिया सकल्प न होत, न त्रिय हास विलासा;
त्रिया समरन नही करत, जानि निज जन्म विनासा.
पुतली काष्ठ परसत नहि, त्रिया त्रिया घर ना रहे;
कहे ब्रह्म मुनि मन क्रम, वचन हम साधु ताकुं कहे.

એવા હોય તેને સાધુ કહેવા, નહિ કે જ્યાં ત્યા રાંડોને ભેળી ફેરવે તેને સાધુ કેહેવા એતો શ્વાન માર્ગી કહેવાય એવા પુરૂષો તો સાધુના નામને લજાવે છે માટે હે સાધુ પુરૂષો ! આપણે તો બહુ વિચારીને ચાલવાનું છે સાધુ થવું એ કાંઈ સહેલું નથી જ્યાં સ્ત્રીઓ સ્નાન કરતી હોય ત્યા સાધુએ જવું નહી એક ભીંત આડી હોય એ સ્થાનમાં સ્ત્રી રહેતી હોય ત્યાં સાધુએ રાત રહેવું નહીં સ્ત્રીનો વેષ પુરૂષ ધારણ કરે તે ખરેખરા સાધુએ

જોવો નહિ સાધુઓને તો પંચ વિષય થકી બીહી બીહીને ચાલવાનું છે જાણે રખેને હું એમાં બધાઇ જાઉ એવો નિરંતર જીવમાં ખડકો રાખવો જોઇએ કારણ કે આ મુક્તબદ્ધ લોક છે. મોટા મોટા મુનિવરોનું પણ સરખું રહ્યુ નથી માટે શ્રીજી મહારાજે જે આજ્ઞા ત્યાગીઓના ધર્મ પ્રમાણે બાધી છે તે પ્રમાણે આપણને ચાલવાનું છે. એથી અધિક વરતવે લાભ નથી અને ઓછે વરતવે પણ લાભ નથી આજ્ઞામાં રહેવું તેમાંજ સુખ છે જુવોને આજ્ઞા મુકી વર્ત્યા તે કોણ સુખી થયાં છે આ ભવ અને પેલા ભવમા તપાસી જુવો માટે હે મહા પુરૂષો? કોઇ પણ સાધુએ તાળાંકુંચી રાખવી નહિ સારૂ સારૂ પંક્તિ વિરૂદ્ધ છાનું છાનું ખાવું નહિ. પ્રયોજન વિના જયાં ત્યાં જાવું નહિ ઘરોઘર ઉદર સારૂ ભટકશો નહિ માયા મુડી કાગ વિષ્ટા સમ જાણી માયા સારૂ વળખાં મારવા નહિ. અને કોઇ પણ પદાર્થમાં લોભાવું નહી સર્વમાંથી ઉદાસ થવું અને એક ભગવાનમાંજ પ્રીતિ રાખવી અને કયાંય પણ મમત્વ બુદ્ધિ પોતાના સારૂ કરશો નહિ અને જળ માયા જે પૈસો તેથી તો વાઘની પેઠે બીહી બીહીને ચાલવા જેવું છે કારણ કે એમાં તો અનેક પ્રકારના સંકટ રહ્યાં છે કેટલો અનર્થ કરવાથી પૈસો મળે છે અને તેમાં કલેશજ રહ્યો છે દુઃખ રહ્યું છે માટે તેને કાળા નાગની પેઠે ત્યાગીએ ત્યાગ કરવો. છે એમ શાસ્ત્રમાં વચન છે.

**छप्पय.**

**पैसो रखे न पास, ओरसे नांहि रखावे;**

पानी भोजन पात्र धातुका नांहि बनावे.
अन्न इच्छित कोइ देत, वस्त्र ताते तन ढंका,
विचरत निज मन नांहि काल कर मनकी शंका.
आधार वचन हुशीआर अति लेताकुं मन दीजीए,
कहे ब्रह्म मुनि जग सत सोइ सरनोताको लिजिए ॥१॥
करे न चोर प्रसंग वसे नहि चोर निवासे,
जाते पैसा होत वस्तुसो रखे न पासे,
देह पुष्ट केहेत कच्छु संग्रह नहि करहीं,
जोइ पराइ वस्तु दीए बीन हस्त न धरहीं,
कच्छु खेत बगीचा ना करे नाहि करत वेपारहीं,
कहे ब्रह्म मुनि निज संत सोइ भवजळ बुडतता रहीं ॥२॥

આ ઉપર કહ્યા એવા ગુણ હોય તેનેજ સંત કહેવા અને એવા મળે ત્યારેજ જીવનું રૂડું થાય માટે દરેક સાધુઓએ એવા ગુણ શીખવા. અને વળી સાધુ મહાત્માઓએ દરેક પ્રાણી માત્રનું હિત ચહાવુ કોઇનું ભુંડુ થાએ એવો તો મનમાં ઘાટ જ કરવો નહી જો કોઇ અવગુણીઓ હરિભક્ત હોય અને સ્વામિનારાયણ કહેતો હોય તેનું પણ સારૂં થાય એમ ઇચ્છવું કે બાપડાના દોષ છે તે ટળી જાએ તો એના જીવનું રૂડુ થાય એ ઉત્તમ સાધુના લક્ષણ છે.

દાસાનુદાસ જેષ્ટીમલ ઘેલા ત્રિકમજીના
જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી.

---

# પ્રભુમાં વિશ્વાસ વિષે.

હે હરિજનો! હે ભક્તો! હે મુમુક્ષુઓ! બધા વિના ચાલશે, પણ પ્રભુમાં વિશ્વાસ વિના ચાલવાનું નથી.

જેમ, જે વહાણને લંગર નાંખેલું હોય; ત્યારે તે બહુ હાલક ડોલક થતું અટકે છે. તેમ, જે માણસો ભગવાનમા દૃઢ આશરો રાખે છે; તેને પણ આ દુઃખ રૂપી સંસાર સાગરમાં બહુ હેરાન થવુ પડતું નથી. જેમ કોઇ ઝાડનું થડ પકડે તેને પવનના ઝપાટામાં આમ તેમ થવું પડતું નથી અને ડાળા પકડે તે પવનમાં હાલક ડોલક થાય છે. જેમ, લંગર વિનાનું વહાણ ઘડીકમા આગળ અને ઘડીકમાં પાછળ પડી જાય છે. તથા ઉંચે નીચે પછડાયા કરે છે. તેમ, જે માણસો પ્રભુ ઉપર વિશ્વાસ રાખતા નથી. તે આ સંસાર સાગરમા હાલક ડોલક થયા કરે છે, અને તેને જન્મ મરણના ફેરામાં ભટકવું પડે છે. એથી છુટવાનો ખરો ઉપાય તો એ છે કે—કોઈ તત્વવેત્તા મહાત્માને શરણે જઈ, વિધિપૂર્વક જ્ઞાન સંપાદન કરી, ભગવાનની દૃઢ ઉપાસના અને નિશ્ચય રૂપી આસરાનું લંગર નાખી દેવું જોઇયે કેમકે—પ્રભુ ઉપર પ્રેમપૂર્વક વિશ્વાસ રાખ્યાવિના આ જગતમાં કયાંય પણ શાન્તી મળી શકે તેમ નથી! માટે હે સુજ્ઞ જનો! તમારી પ્રભુ પ્રત્યે દૃઢ આસ્થા થાય તેમ કરો કે જેથી આ લોક તથા પરલોકમાં અને (ભગવાનના ધામમાં) પણ સુખ મળે.

અરે ! અવિશ્વાસી માણસો, શું ! તમને સર્વ વ્યાપી, સર્વ શક્તિમાન અને પાલનહાર પ્રભુ ઉપર વિશ્વાસ નથી આવતો? ભાઇયો ! જરા વિચારો તો ખરા, કે કોઇ સારો માણસ પણ આપણી મજુરી ડુબાવતો નથી. ત્યારે, અનંત બ્રહ્માડોનો નાથ, કૃપાનો ભંડાર પ્રભુ, આપણી ભક્તિની મહેનત કેમ ડુબાવશે. કેમકે-ધર્મ, જ્ઞાન,જપ,તપ, વ્રત, જે પ્રભુને અર્થે કરે છે, તે કદી પણ વ્યર્થ જતી નથી. માટે ફોકટના અવિશ્વાસી કદી પણ થવું નહીં. અને જેમ બને તેમ, ભગવાન પ્રત્યે દ્દઢ આશરો રાખતાં શીખવું જોઇયે. કેમકે— તપ, દાન, સેવા, યજ્ઞ, યોગ, ભક્તિ અને જ્ઞાન વિગેરે ઘણા સાધનો છે પણ તે વિશ્વાસ વિના એકે સાધન ફળીભૂત થતું નથી. સઘળા સંપૂર્ણ ફળીભૂત થવા માટે ખાસ પ્રભુમાં વિશ્વાસ રાખવાની મુખ્ય જરૂર છે. અને એજ પ્રકારથી પ્રભુનેદ્વારે પહોંચી શકાશે. કારણે શ્રી કૃષ્ણ ભગવાને પણ ગીતાના અધ્યાય ચોથાના શ્લોક ૪૦ મા માં કહ્યું છે કે:—

**अज्ञश्चाऽश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो, न सुखं संशयात्मनः ॥**

અર્થ —જે ગુરૂએ ઉપદેશ કરેલા અર્થને જાણતો નથી, કદી કોઇ પ્રકારે જ્ઞાન થયું તો જેને તે ગુરૂને વિષે શ્રદ્ધા નથી, શ્રદ્ધા પણ કદી થઈ તો આ મને ફળ આપશે કે નહિ એમ જેનું મન સંશયવાળું છે, તે પુરૂષ પોતાના સ્વાર્થથી ચુકે છે. એ ત્રણમાં પણ જેનું મન સંશયયુક્ત છે તે અવશ્ય નાશ પામે છે. અને તેનો આ લોક તથા પરલોક

અને બગડે છે. જુવો જે વહાણ કે આગબોટમાં બેસના- રાને સંપૂર્ણ ભરોંસો છે કે મને આ વહાણ કે આગબોટ બંદરે ઉતારશે અને આ ખેવટીઆઓ મને બંદરે પોચાડશે એવો વિશ્વાસ છે તો તે સલામત બંદરે પહોંચે છે જેમ તારમાં સમાચાર જાયછે તે જાશેજ. જેમ કોઈ ઢેડ કોળી ભોમીઓ લીધો અને તે રસ્ત ગામ પહોંચાડશે તો તે પહોંચાડશેજ એ સઘળું વિશ્વાસથી થાયછે માટે પરમાત્મામાં કેમ વિશ્વાસ આવતો નથી એ જ મોટી ભુલ છે અને એજ મોટી ખોટ છે.

માટે ભગવાન કે ભગવાનના સાચા સંત ઓળખી પછી તે ઉપર વિશ્વાસ રાખી પોતાના જીવાત્માને તેની સાથે જોડી દેવો તે જેમ કહે તેમ કરવું વિશ્વાસ રાખ્યા વિના કોઈ કાળે જ્ઞાન થશે નહી માટેજ વિશ્વાસ રાખ્યા પેહેલા બ- રોબર તપાસ કરી પછી મન સોંપવું એવી અમારી ભલા- મણ છે એમ સ્વામિશ્રી અક્ષર જીવણદાસજીનું વારંવાર કહેવું હતું. ભાઇઓ! ત્રાંબીઆની તોલડી લ્યો તે પણ વગા- ડીને લ્યો છો ત્યારે આ સંસાર રૂપી સમુદ્ર તરવા સારૂ અને જન્મ મરણથી છુટવા સારૂ કેવા ગુરૂ કરવા તેનો તપાસ નથી કરતાં એ કેટલી ભુલ છે માટે ગુરૂની પરંપરા જુવો કે તે કેવા છે કેવા તેમના શિષ્યો છે કેવા તેના મોટેરાઓ છે અને કેટલા તેથી પરમપદ પામ્યા છે એ તપાસી પછી ગુરૂ કરો. બરોબર વિશ્વાસ રાખો અને તનમનથી તેની સેવા કરો સર્વસ્વ સોંપી આપો.

દાસાનુદાસ જેઠીમલ ઘેલા ત્રિકમજીના જયશ્રી સ્વામિના- રાયણ વાંચશોજી.

# શ્રી ભગવદ્ ધ્યાન વિષે.

શ્રીમદ ભાગવતમાં શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે—જપ યજ્ઞમાં ધ્યાન હું છું હોમયજ્ઞમાં ધ્યાન હું છું સ્મૃતિયજ્ઞમાં ધ્યાન હું છું તેમજ પુરાણ પુરૂષોત્તમ ભગવાન શ્રીજી મહારાજે પણ ધ્યાનને શ્રેષ્ટ કહ્યું છે તે જોઇએ સુમુક્ષુએ શીખવું

ઝાડને જેમ પાણીની જરૂર છે શરીરને જેમ ખોરાકની જરૂર છે અને જાઝને જેમ પવનની જરૂર છે તેમ જીવને ઇશ્વરના ધ્યાનની જરૂર છે પાણી વિના ઝાડ સુકાઇ જાય છે અન્ન વિના શરીર નબળું પડી જાય છે અને પવન વિના સમુદ્રમાં વાહાણુ ચાલતું અટકે છે તેમ ધ્યાન વિના જીવ પણ પ્રભુ ભક્તિમાં મોળો પડી જાય છે નાના બચ્ચાઓને માતાના ધાવણ વિના બળ આવતું નથી તેમ પ્રભુના ધ્યાન વિના જીવમાં બળ આવતું નથી.

વળી જેમ ભઠ્ઠી અગ્ની વિના પાકતી નથી તેમ અંતઃકરણ રૂપી ભઠ્ઠીમાં પ્રભુના ધ્યાન વિના જ્ઞાન પાકતું નથી.

ધ્યાન ધરવું એટલે પ્રભુ સાથે ઐકયતા કરવી અથવા એકાગ્ર ચિત્તે મૂર્ત્તિ આગળ તેમની પાસે કાંઇ પ્રાર્થના કરવી તે. જેમ રાજાઓ, પ્રધાનો, ઉમરાવો, જેંટલમેન્ટ, જડજો વિગેરે કોઇ નાના કે હલકા લોકો સાથે વાતો કરતાં શરમાય છે તે પોતાનું પોઝીસન નથી એમ સમજે છે પણ આપણો દયાળુ પ્રભુ કોઇથી શરમાતો નથી તે તો નાના યા મોટા ઉચ્ચ યા નીચ ગરીબ યા તવંગર ડાહ્યા યા મૂર્ખ જે ધ્યાને કરી

બોલાવે તેની પાસે આવવા સદા તૈયારજ છે શુદ્ધ અંત.કરણ થકી બોલાવવા જોઇએ જેટલી આપણી ખામી તેટલી તે નડે છે એને કોઇ જાતનો વાંધો નથી.

જે સર્વથી મોટામાં મોટો, રાજાઓનો રાજા, દેવોનો દેવ, અને અનંત કોટી બ્રહ્માંડોનો પતિ તે તો ધ્યાનને રસ્તે સૌની સાથે વાતો કરવા ચાહે છે.

વળી, મોટા અધિપતીઓ નાના લોકોને ઘેર જવાને ચાહતા નથી અને મોટા રાજાઓ ગરીબ ગામડીઆની ઝૂપડીમાં બેસતાં અચકાય છે પણ આપણો પ્રભુ તો ધ્યાનને રસ્તે નાના મોટા સૌના અંતરમાં આવવાને સદા સર્વદા તૈયાર છે.

જે માણસ પ્રભુનું ધ્યાન ધરે છે, તેને પ્રભુ પોતાનો કરી લે છે, અને તે તેના થઈ જાય છે.

માટે સર્વે નાના મોટા ભાઇઓ! બાઈઓ! ભણેલાઓ! તથા વગર ભણેલાઓ! સજ્જનોએ! જપ તપ તથા ધ્યાન કરતાં શીખવુ જોઇએ. ધ્યાન કરવાથી પવિત્ર માણસની પવિત્રતા જળવાય છે, અને રૂચિ વધતી જાય છે. વળી અંતઃકરણમાં દૂર્ગુણો રહેલા દિનપ્રતિદિન ઓછાં થતાં જાય છે જેમ, સૂર્ય ઉગવાથી અજવાળું થાય છે, અને અંધારૂ નાશ પામે છે તેમ પ્રભુનું ધ્યાન ધરવાથી અંતરનું અજ્ઞાન ઘટતું જાયછે, અને સત્ય જ્ઞાનનો ઉદય થાય છે. જેમ અંધારામાં દીવો કરવાથી ઉદરો નાશી જાયછે, તેમ પ્રભુનું ધ્યાન ધરનારા માણસના અંતરમાંથી દુર્ગુણો રૂપી ઉંદરો જતાં રહેછે. જેમ નિરોગી માણસોને ભૂખ બહુ લાગે છે તેમ પવિત્ર માણસોને અને મુમુક્ષુને પ્રભુનું

ધ્યાન ધરવાની ઇચ્છા થાય છે. જેમ નાના બાળકોને વારંવાર ધાવવાની ઇચ્છા થયા કરે છે, તેમ મુમુક્ષુ જીવને પ્રભુનું ધ્યાન તથા જપની ઇચ્છા થયા કરે છે જેમ ફુલોના હારમાં દોરો રહે છે અને દોરામાં ફુલ રહે છે તેમ પ્રભુનું ધ્યાન ધરતી વખતે આપણો જીવ ઇશ્વરમા અને ઇશ્વર આપણા જીવમા જોડાઇ જાય છે જેમ, નદી સમુદ્રમા મળ્યા પછી પોતે ગુમ થઇ જાય છે, તેમ ધ્યાન ધરતી વખતે જીવ ઇશ્વરમા તલ્લીન થઈ જાય છે અને પોતાપણું ભુલી જાય છે. જેમ પક્ષી ઝાડમાં લીન થાય છે અને પત્થર પાણીમાં ડુબી જાયછે તેમ પ્રભુનુ ધ્યાન ધરતી વખતે આપણો જીવ જાણે આનંદના સમુદ્રમાં ઝીલતો હોય તેમ જણાય છે. જે માણસને એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરતાં આવડે છે, તેને ધ્યાન વખતે જાણે વિમાનમાં બેસીને અનત સુખ લેતો હોય, એવો આનંદ આવે છે.

શ્રી કૃષ્ણ ભગવાને ગીતાજીના અધ્યાય ૨ શ્લોક ૬૬ માં કહ્યું છે કે—

नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्ति-रशान्तस्य कुतः सुखम् ॥
गी. अ. २ श्लोक ॥६६॥

જેણે ઇન્દ્રિયોને વશ નથી કરી તેને આત્મ જ્ઞાનજ નથી હોતું તેમજ તેવા પુરૂષથી પરમાત્માનું ધ્યાન બનતું નથી, ધ્યાન જે નથી કરતો તેને શાતિ મળતી નથી તો પછી શાંતિ રહિત પુરૂષને સુખ કયાંથી હોય? ન હોય.

જેમ બાળકને થોડું થોડું ખાવાથી બળ આવે છે તેમ જીવમાં ભગવાનના ધ્યાનથી થોડું થોડું બળ આવે છે. અને તે અવિદ્યાકુળને જીતી શકાય છે એવો પ્રભુના ધ્યાનનો મહા ચમત્કાર છે, તે ધ્યાનના કરનારના તો એ દુર્ગુણો સેજે જીતાઇ જશે. માટે ભાઇયો ધ્યાન કરતાં શીખવું જોઇયે

પ્રથમ પાચ વખત માનસીક પૂજા કરવી. તે પોતાના જીવને ત્રણ ગુણ, ત્રણ દેહ, ત્રણ અવસ્થાથી જૂદો પાડી, શુદ્ધ ચૈતન્ય અક્ષર બ્રહ્મ પોતાને માની અને મનન દ્વારાએ પ્રભુનો સંગ ખરા અંત કરણથી કરીને મહારાજની મૂર્ત્તિ સાથે વૃત્તિને જોડી દેવી જોઇયે. એવી રીતે દરરોજ કલાક, બે કલાક, ત્રણ કલાક અને કયારે ચાર કલાક, એમ અભ્યાસ કરવાથી તમને લાભ અને સુખશાતિ પ્રાપ્ત થશે. વળી શ્રીજીમહારાજે કહ્યુ છે કે કારણ શરીરની વાસનાના મૂળ કારણના ધ્યાન વિના કોટી ઉપાએ કોઇ કાળે વળવાના નથીજ મહારાજની મૂર્તીનું ધ્યાન મુમુક્ષુઓએ જરૂર કરવું તે તે કેમ કરવું ત્રિપુટીથી જુદા પડી બ્રહ્મરૂપ થઇ પરિબ્રહ્મને અંતરમાં ધારવા એમ શ્રીજીમહારાજની આજ્ઞા છે તે જીજ્ઞાસુએ જાણવું અને સર્વે સાધનના અંતને પ્રભુના ધ્યાનથીજ પમાશે એવું પ્રભુના ધ્યાનમાં બળ છે તે કરવાથી સમજાશે.

**લિ હું છું દાસાનુદાસ જેષ્ટીમલ ઘેલા ત્રિકમજીનાં જયશ્રીસ્વામિનારાયણ વાંચશોજી.**

---

## સતસંગની ચાવી વિષે.

મહાત્માઓ તથા સત્ પુરૂષો કહે છે કેઃ—સત્સંગ કરવો એજ મોક્ષનો દરવાજો ઉઘાડવાની ચાવી છે. એ ચાવીથી અજ્ઞાનનાં તાળાં ઉઘડી જાય છે. બધા માણસો કાંઈ હાઈસ્કૂલો, પાઠશાળાઓ, કે કોલેજોમાં જઇ પાસ થઇ શકતા નથી, તેમ કાંઈ પંડિતો પણ થઇ શકતા નથી. પણ સર્વે માણસોને જીવના મોક્ષને માટે થોડા ઘણાં જ્ઞાનની તો જરૂર પડે છે અને એ જરૂર જેટલું જ્ઞાન મોટા મોટા પુસ્તકો ઉથલાવ્યાથી કે જયા ત્યાં ભાટકવાથી કે મહેનત કરવાથી જે મળતું નથી. તે સત્સગથી સહેજમાં મળી આવે છે. જેથી સત્ પુરૂષો સત્સંગના વારે વારે વખાણ કર્યા કરે છે. ભાવિક વૈષ્ણવ હરિભક્તો અને મહાત્મા લોકો તો એમજ કહે છે કે હરિ ભકતોના ચર્ણની રજ પણ દુર્લભ છે તે અંતઃકર્ણને શુદ્ધ કરે છે તેથી જયાં ઘણા ઉત્સવ સમૈયાં થતા હોય જ્યાં ભગવતી જનોની મોટી મોટી યાત્રાઓમાં મંડળી આવતી હોય અને જયાં લાખો હરિભકત વૈષ્ણવો પ્રેમથી પ્રભુ મૂર્તી અંતરમાં ધારી કથા વાર્તા ભજન કીર્તન કરતા હોય તો તેવા સ્થળની રજને પણ મસ્તક ઉપર ચઢાવી શિરોચસ્મ કરવી એવો મહિમા તે ચર્ણ રજનો કહ્યો છે એવાં ભાગવતમાં બ્રહ્માનાં વચન છે તે શ્લોક.

अध्यायः ४७ दशम उत्तरार्धे.

आसामहो चरणरेणुजुषामहं स्यां,
वृन्दावनें किमपि गुल्मलतौषधीनाम् ।

૯ १० ११ १२ १३ १४

**या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा,**

१८ १७ १५ १६

**भेजुर्मुकुंदपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥ ६२ ॥**

આશ્ચર્ય કે? વૃંદ્રાવનમાં આ ગોપીઓના ચરણુની રજને સેવનાર ગુચ્છો કે લતાઓકે ઓષધિઓના મધ્યમાં હું કોઇ પણ થાઉ, જે ગોપીઓએ પોતાના દુત્યજ એવા બંધુવર્ગ તથા આર્ય માર્ગને છોડીને શ્રૂતિવડે શોધી શકાય તેવા મુકુંદ ભગવાનના માર્ગને સેવ્યો છે.

**श्लोक २ जो उद्धवजीनां वचन**

८ ५ ६ ७

**वंदे नंदव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः ।**

१ २ ४ ३

**यासां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम् ॥ ६४ ॥**

જેઓનું હરિકથા સહિત ચરિત્ર ત્રણ જગતને પવિત્ર કરે છે, તે નંદજીના વ્રજની સ્ત્રિયોના ચરણુની રજને હું નિરંતર વંદું છું.

તે શ્લોક પરથી સમજવાનું એ છે કે:—જ્યારે ભક્તજનોના પગની રજ એટલી બધી પવિત્ર છે, ત્યારે તેઓની વાણીમાં કેટલી બધી પવિત્રતા હશે? અને એ ભકતોની વાણીથી જાણે અજાણે કેટલા બધા જીવનું કલ્યાણ થઈ જતું હશે એ વિષે જરા ખ્યાલ તો કરી જુઓ. તો તમને સ્પષ્ટ જણાશે કે—એ બધું સતસંગથી થાય છે મને આગળે મહાત્મા વશીષ્ઠ અને વિશ્વામીત્રનું કેવળ સંતસંગનું વ્રતાંત વાંચો

કે સતુસંગ કેવી ઉત્તમ વસ્તુ છે. માટે સંતોએ અજ્ઞાન રૂપી તાળાં ખોલવાની **સતસંગને** ચાવી ગણેલી છે. વળી, એ ચાવીની ખુબી એ છે કેઃ—એમાં કાંઈ પૈસા ખર્ચવા પડતા નથી, તેમ એમાં કાંઇ માથાકૂટ કરવી પડતી નથી. તેમજ કાંઈ ભાર ઉપાડવો પડતો નથી અને કાંઈ મુશ્કેલી પણ નડતી નથી ગરીબ કે તવંગર, મૂર્ખ કે ડાહ્યા મોટા કે નાના, ઉચા કે નીચા, જે કોઇ એનો લાભ લેવા ઇચ્છે, તે સહેલાઇથી લઇ શકે છે એટલુંજ નહિ, પણ સતુસંગની સભાઓમાં તથા સત પુરૂષ પાસે કાઇ એકજ જાતનો લાભ મળતો નથી પણ અનેક જાતની જ્ઞાનરૂપી અમૃતવાણીની રેલમ છેલાં થઇ રહે છે. છતાં પણ તેમાં અધિક લાભ એ છે કે—એમાં કોઇ ના પાડનાર નથી, તેઓ તો ઉલટું કહે છે કે—"આવો ભાઇયો, જ્ઞાન-રૂપી અમૃત વાણીનું પાન કરીને કૃતાર્થ થાઓ અને આવી જીવના મોક્ષની વાતો સતુસંગ વિના તમને કયાંય પણ મળે તેમ નથી." જો નિશાળમાં કે કોલેજોમાં જઇએ તો ચોપડીઓનાં પૈસા તથા સ્કૂલની ફી પડે પણ દામ વિના ન મળે વકીલ પાસે કાંઇ સલાહ પુછવા જાઓ તો ત્યાં પણ તેની ફી લાગસે અને પ્રપંચ કરવાની સલાહ આપશે પણ સંસારના બંધનથી છુટી જવાય તેવી સલાહ નહી આપે જો વળી ડાકટર અથવા વૈદ પાસે રોગની ચિકિત્સા કરાવશો તો તેનો ચાર્જ લાગશે પણ ખરેખરા પંચ વિષયના રોગની વાતો કરી દવા આપી રોગ નહિ કાઢે ઉલટા દેહ વટાળસે એમ લાગે છે. જો શાસ્ત્રીને પંડિતને ત્યાં પાઠશા-

ળામાં જશો તો ત્યાં શીધા અને દક્ષિણા શાસ્ત્રના વાદવિવાદની વાતો કરી ફળ શુદ્ધી બતાવશે પણ દહર વિદ્યા જે મોક્ષના કામમા આવે તે નડી ભણાવે જો ગુરૂ પાસે જાઓ તો ખાલી હાથે નહિ જવાએ અને જાઓ તો આવ બચ્ચા બજાર મે' કામકર આ અને ખુબ સેવા કરો પણ અક્ષર વિદ્યા નહી બતાવે જો મોટા મહંત મહારાજાઓના તથા આચાર્યોના તથા ગુસાઇઓ સ્વરુ-પના દર્શન કરવા જાશો તો ત્યાં આડા ભઇયાં તથા ઝાપટીઆ ઉભા હશે ને કેશે કે ખડે રહો મહારાજ, ના-તેં પૂન કરતેં હે' તેના તો દર્શન થવાં પણ દુર્લભ છે જો દર્શન ન થાએ

જીવને શાંતી શી રીતે થાએ અને ઉદ્વેગમાં ભગવાન પણ ન ભજાએ.

એમ દરેક ઠેકાણે કાંઇક ને કાઇક અડચણો જોવામાં આવશે પણ સતસંગ કરવામાં તો કાંઈ પણ અડચણ જણાતી નથી પૈસા બેસતા નથી ફી લાગતી નથી દક્ષિણા દેવી પડતી નથી એનાં બારણા તો સૌને માટે સદા ઉઘાડા જઇ અને મહાત્મા પુરૂષો કહે છે કે આવો ભાઇયો ભગવાનની કથા વારતા સાંભળો અને પ્રભુ ભજન કરો અને આવો અમુલ્ય વનીત ખાલી ખુવોમાં એવા દયાળું છે.

હવે તમે કહો કે અજ્ઞાનનાં તાળાં ઉઘાડવા માટે સત-સંગના જેવી ચાવી બીજે કયાં છે એવી તો સહેલી ચાવી બીજે કયાંએ તમોને મળશે નહીં.

માટે મનના શંસય ટાળવા સારૂ ધર્મના ભેદો જાણવા સારૂ અને અખંડ સત્‌ચિદ આનંદરૂપ પ્રભુનું મંગળ સ્વરૂપ સમઝવા સારૂ પ્રેમથી સદાએ સત્‌સંગમાં મચ્યા રહેવું જોઇયે. અને આજ શ્રીજી મહારાજે જ્યાં જોશો ત્યાં મંદીરોમાં પાંચ પાંચ વખત કથાના નિયમ કરી મૂકયા છે. જે વખતે જાઓ તે વખતે તૈયાર છે. અને ત્યાં કોઇ પણ અટકાવનાર નથી. માટે હે મનુષ્યો ! આવો અમૂલ્ય વખત આળસ અને પ્રમાદમાં ખોશો નહિ. ત્યાં જવાથી આત્મા અનાત્માની ચોખ્ખી વ્યકિત સત્‌સંગમાંથી મળશે. અને ત્રિપુટીથી જૂદા પડી શુદ્ધ અક્ષર બ્રહ્મરૂપ થવા વિષે પણ તમે ત્યાંથી સમજી શકશો.

વળી નિર્વાસનિક થઇ પ્રકૃતિ પુરૂષ સુધી નાશવંત જાણી માયિક પદાર્થોમાંથી પ્રીતી તોડી શ્રીજી મહારજની મૂર્તિ સાથે વૃતિ જોડવાની યુકિત પણ સત્‌સંગમાંથીજ મળશે અને આનંતિક કલ્યાણનાં સઘળાં સાધનો સહેજ તમોને ત્યાંથીજ પ્રાપ્ત થાશે બીજે કયાંએ પણ મળે તેમ નથી અને મોક્ષનો દરવાજો પણ સતસંગમાંથીજ ઉઘડશે માટે દરેક મુમુક્ષુએ એકજ જ્ઞાન પકડી બેસી રહેવું ન જોઇએ પેલા કલાસમાંથી બીજો કલાસ બીજામાંથી ત્રીજો કલાસ એમ ચડતો રંગ રાખવો પહેલુ માયિક જ્ઞાન સમજી પછી અમાયિક જ્ઞાન સમજવું અને ત્યાર પછી તત્વ જ્ઞાન સમજવું એમ ચડતી પાયરી એજ માયિક જ્ઞાન ઇશ્વર અર્થિનું છે અમાયિક જ્ઞાન આત્માનું છે અને તત્વ જ્ઞાન પુરૂષોતમ ભગવાનના સ્વરૂપને જાણી તેમાં જોડાવાનું છે આ ત્રણે જ્ઞાન સતસંગમાંથી મળશે કરોડો મણનો પર્વત જેવડો

બોજો એક જણ ઉપાડવા સમર્થ નથી પણ કળે કરી એક માણસ તેને તોડી ફોડી કયાય ને કયાએ ફેંકી દે છે અને મોટા મોટા પાણીનાં વેગોને અટકાવે છે એ બધુ બળથી નહિ પણ કળથી થાય છે તેમ આપણે પંચવિષયરૂપી મોટા પર્વતો તથા તૃષ્ણારૂપી મોટા સમુદ્રમાં સકલ્પ વિકલ્પરૂપી મોજા સમાવવાને તથા આશારૂપી માહા નદિઓના વેગને અટકાવા સારૂ બ્રહ્મરૂપ થઇ દરવાજે બેસવાની યુક્તિ શીખવી. એ સર્વેની ચાવિઓ તમોને સતસંગમાંથીજ મળશે. માટેજ સતસંગને જ્ઞાન પામવાની કુંચીની ઉપમા આપી છે અને તે કુંચી પામ્યાં પછી અતિ યૃક્તિએ કરી સાંચવી રાખવાની છે કારણ કે તે ચાવી ચિન્તામણી તુલ્ય છે માહા મોંઘી છે અતિ સુક્ષ્મ છે. તે ખોવાઇ જાતાં વાર લાગે તેમ નથી હજી એ ચાવીથી આપણે ચોરાસી લાખ જાતના નર્ક કુંડના બારણા બંધ કરવાં છે અને એક મોહોટો મોક્ષનો દરવાજો ઉઘાડવાનો છે એ દરવાજો ઉ-ઘાડવામાં ઓછામાં ઓછી હજાર મણની ચાવી જોઇએ અને એવડી મોટી ચાવી ઉઠાવવાની આપણામા શક્તિ નથી વળી તેવહું આયુષ્ય પણ નથી જુવોને પુર્વે સુભ્રી રૂષિએ સાઠ હજાર વર્ષ સુધી મહેનત કરી તો પણ તે ચાવી જડી નહી. અને મોક્ષનો દરવાજો ઉઘડયો નહી અને સતસંગ વિના કેમ ને કેમ થઇ ગયું એવી તે કઠણ છે આતો શ્રીજીમહારાજે તથા માહાત્મા પુરૂષોએ આપણાં માટે દયા કરી તે ચાવી ગોતી રાખી છે તે અતિ સુક્ષ્મમાં સુક્ષ્મ અને ઝીણામાં ઝીણી છે આખમાં રાખી ખટકશે નહીં અંતરમાં રાખી ખુચશે નહિ. દિલમા રાખી દુઃખસે નહીં એવી સુખદાઇ છે આનંદકારી છે એ ચાવી ક્રોડો પૈસા

દીધે કયાંએથી મળે તેમ નથી અતિ મહેનત અને બળે કયા-એથી જડે તેમ નથી માટે તે લેવા સારૂ હે ભાઈઓ! તમે તન મનથી સત્સંગમાં આવો અને સત્ય પુરૂષનો હમેશ સંગ કરો એવી દાસાનુદાસની વિનતિ છે.

જો જો ભાઇઓ? જગત્માં સત્સંગ ઘણે ઠેકાણે થાય છે અને સત્સંગ કરતા ફસાઈ જાઓ નહી અને ઉલટું બકરી કાઢતાં ઉટ પેસે નહી જો એકાદસીના જાગરણ કરવા ઉત્સ-વોમાં જાશો તો ગોપ ગોપીનાં વેષ નાખી ઠઠા મશ્કરી કરશે. પણ કોઇ જ્ઞાનની વાત કરશે નહી અને હોહો કરી ઘેર આવશે એ પણ સત્સંગ કહે છે. જો ભજનભાવમાં માર્ગિની મંડળી-ઓમાં ભજન સાંભળવાં જાઓ તો ત્યાં મોટા મોટા તંબુરાં લઈ રાગડા કાઢી ભેરી બાઇડીઓ ઝીણે રાગે ટાકી દઇ મંજીરા વગાડી બહાર વૃત્તિથી ભજન કરી ગાંજા તમાકુ ભાંગ પીનિમ વગર જેમ તેમ વરતી ઘેર જાએ એ પણ સત્સંગ કહે છે. વળી રાસ ધારીઓ રામ કૃષ્ણાદીક ભગવાનના વેષ નાખી લીલા કરે અને ભગવાનના ચાળા કાઢે. ચિનમ વિરૂદ્ધ વર્ત્તે તે જોઇ ઇશ્વરના ગુનેગાર થાવું એ પણ સત્સંગ કહે છે. વળી હરિકથા સાં-ભળવાના નામથી શ્રોતા વક્તા બાઇઓ ભાઇઓ ભેળા થાએ વાજાં વગાળી અને વક્તા કિડતાળો વગાડી હાવભાવ કરી પ્રભુ મૂર્તી મુકી તાન બીજે તોડે અને સાંભળનારાની વ્રતિ કયાંય દોડે ને કોઇ જાતનું નિયમ રહેતું નથી એ પણ સત્સંગ કહે છે.

વળી ઓઠવીઆઓની મંડળીમાં પદો સાંભળવા જાશો ત્યાં પણ તાળ મૃદંગ ઝાંઝ પખાજમાં કિર્તનો કરી વેગમાં ને વેગમાં પ્રભુ મૂર્તી ભુલી બહાર દૃષ્ટિએ ધામધુમ કરેથી પ્રભુ સ્મરણ થાએ નહી એ પણ સત્સંગ કહે છે. અને વળી

ભાવ કરી ઠાકોર થાળીનું નામ કરી અને ઠાકોર ક્યાં છે તે સંભારે પણ નહી તેની મર્યાદા પાળે નહી અને બનજરો સુંગી તમાકુ પી જેમ તેમ વરતી ઘેર આવે એ પણ સત્‌સંગ કહે છે વળી હિંસામય યાગયજ્ઞમાં જઇ શકિત પંથીઓ ભેળા થઇ દારૂ માંસ વાપરી જેમ તેમ વરતી ભજન ભાવ કરી ઘેર જાએ એ પણ સત્‌સંગ કહે છે અને વળી નીતી ધર્મોના નાટક જોવા જશો ત્યાં પણ મર્યાદા મુકી સ્ત્રી પુરૂષોના વેષ નાખી હાવભાવ બતાવે અને જેમ તેમ ચાળા કરી હાંસી મશ્કરી કરે તે જોતાં મનુષ્યની વૃતી ભ્રમિત થાએ અને પ્રભુન ધ્યાનમાં આડા આવે એ પણ સત્‌સંગ એમ અનેક જાતનાં સત્‌સંગ જગતમાં છે પણ એમાંથી મોક્ષના કામમાં એકે આવે તેમ નથી ઉલટાં બંધનકારક છે. ભાઇઓ! ખરેખરો સત્‌સંગ એ કહેવાય કે જ્યાં નિયમ ધર્મ વ્રત વર્તમાન રાખી ક્રિયા જ્ઞાન ધ્યાનની વાતો થતી હોય અને મનોમય ચક્રની ધારા કુંઠિત થતી હોયઅને આત્મા પરમાત્માનું યથાર્થ સ્વરૂપ ઓળખાતું હોય જ્યાં પ્રભુ મહિમા સમજાવી પ્રભુની મૂર્તીમાં જોડી નિર્વાસનિક કરે એવા સંત રહેતા હોય ત્યાં જવું એજ સત્‌સંગ છે અને મોક્ષ પણ ત્યાંજ છે એમ શાસ્ત્રમાં વચન છે અને ત્યાં જવાથી ડગલે ડગલે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે અને સત્‌સંગની જ્ઞાનની મૂર્તીરૂપી ચાવી પણ ત્યાંથીજ મળશે માટે મુમુક્ષુએ અતિ ગરજુ થઇ ત્યાં જઇ સત્‌સંગ કરવો.

**દાસાનુદાસ જેષ્ઠીમલ ઘેયલા ત્રિકમના જયશ્રી સ્વામિનારાયણ વાંચસોજી.**

---

# આશ્રયપત્રિકા.



**આ પુસ્તકમાં** જે સદ્ગ્રહસ્થ હરિ ભક્તોએ આગળથી ગ્રાહક થઈ આશ્રય આપેલ છે તે અહોભાગી પ્રેમી ભક્તોનાં મુબારક નામ હુ નીચે આપુ છુ જે વાંચવાથી સ્મૃતિ કરવાથી જીવનુ રૂડુ થાય કારણ કે તેઓને પ્રગટ પુરૂષોતમ ભગવાનનુ ભજન અને ઉપાસના છે, ધન્ય છે એવા ભક્તોને અને વળી ભુલે ચુકે જો કોઇ સ્વામીનારાયણ કહે તેના પણ અહો ભાગ્ય છે જેણે પ્રગટ પ્રગટ પ્રગટ પ્રભુનુ નામ લીધું.

## સોરઠો.

પ્રગટ પ્રભુનુ નામ, જાણે અજાણે જો લહે,<br>
તેનો હુ છુ ગુલામ, દાસ ઘેલો નિસ દીન કહે.

એવો આપણા ઇષ્ટદેવનો મહિમા જાણવો આ પુસ્તકમા ભગવાનના ભક્ત સિવાય બીજા કોઇનુ નામ દાખલ કરેલ નથી અને જો ભુલથી સતસગી જાણી નામ દાખલ કરેલ હોય તો તેનો અતિ મહિમા જાણી તુલસીદાસજીની સાખી સંભારવી

## સાખી.

તુલસી જાકે મુખસે, ભુલે નીકસે રાત,<br>
વાકે પગકી પેનીઆ, સો મેરે તનકો ચામ.

કેવો મહિમા પોતાના ઇષ્ટનો કર્યો તેવો મહિમા આપણે આપણા ઇષ્ટ સહજાનદ સ્વામીનો જાણી તેમના ભક્તોનાં નામ વાચો વાચક વૃંદોને અરસપરસ જયશ્રીસ્વામીનારાયણ છે.

**શ્રી નગર.**

૧૦ પરમ કૃપાલુ દયાના સાગર ધર્મ ધોરધર આચાર્ય શ્રી ૧૦૮ વાસુદેવપ્રસાદ પુરસોતમપ્રસાદજી માહારાજ અમદાવાદ સ્વામીનારાયણની ગાદીવાલાના આશ્રય તરીકે

૧ ધર્મકુળના કાસીપ્રસાદમહરાજ

૧ ધર્મકુળના જાનકીપ્રસાદજી મહારાજ

૧ સદ્‌ગુરૂ માહાત્મા સ્વામીનારાયણ મુની શાસ્ત્રી

૧ સદ્‌ગુરૂ સાધુ હરીકૃષ્ણ ચરણદાસજી ગવૈયા.

૧ સદ્‌ગુરૂ સાધુ કૃષ્ણચરણદાસજી ગવૈયા

સદ્‌ગુરૂ સાધુ કૃષ્ણસ્વરૂપદાસજી ગવૈયા.

૧ સદગુરૂ સ્વામી મુકુન્દજીવનદાસજીનાશિષ્ય પાર્ષદ કાલીદાસ ગવૈયા

૧ સદગુરૂસાધુ ગોપી વલ્લભદાસજી

૧ પ્રગટ પુરસોતમના ઉપાસક ભક્તરાજ ગીરોમણી પાર્ષદ ભક્ત કેસરા આચાર્યશ્રી નામુ સાહેબ

**જેતલપુર.**

૧ સદા પ્રભુપરાયણ તન મન ધન જેનુ એવા એકાંતિક ભક્ત શીરોમણી ગબડભાઈ

**શ્રીમુળી.**

૧ સદા પ્રભુપરાયણ એકાતિક ભક્તરાજ શિરોમણી ગરાસીઆ કલ્યાણસિંહજી—માથક

**શ્રી કચ્છ અંજાર.**

૨૫ રા સદા પ્રભુપરાયણ સત ભકતોની સેવામા તત્પર સત સંગ શીરોમણી ઉપાધ્યાય અનવેસરભાઈ ચત્રભુજ સદ્‌ગ્રહસ્થ કંટ્રાકટર

૨૦ સદાએકાંતીક ધર્મપરાયણ સત ભકતોની સેવામાંતત્પરસત્સગી મર્યાદાપાલક પરોપકારી સતસગ શીરોમણી ઉપાધ્યાય ગરીશંકરભાઈ અનવેસર કંટ્રાકટર મીંગે માડલ પોસ્ટ બરમા

૧૫ સદા પરોપકારી વૃતિવાળા તન મન પ્રભુપરાયણ સતસગ

શીરોમણી. ઉપાધ્યાય પ્રભા-
શંકરભાઇ અલવેસર કંટ્રાકટર
રેલ્વે ઠાસી બરમા
૧ ઉપાધ્યાય ભવાનીશંકર પ્રાગજી
મીગે માંડલા
૨ રા. જેઠીમલ શંકરલાલઘેલા-
ભાઇ રેલવે સ્ટેશન માસ્તર
૧ જેઠીમલ ભગવાનજી ઉમરા-
ભકત ડાકટર
૧ રા. પુરશોતમરાય અંજાર
નજરીજદાર

### શ્રી કચ્છ કુભારીઆ.

૧૫ મીસ્ત્રી જેરામભાઇ ગાંગજી
કંટ્રાકટર
૧ મી લાલજી વસ્તા
૧ મી. અમરસિંહ ગોવામલ
૧ મી. જીવણ વસ્તા
૧ મી. જેરામ જગમાલ

### શ્રી કચ્છ શીંડુગરા

૨૫ મી કાનજીભાઇ મુળજી
૧ મી દેવજીભાઇ ડોસા
૧ મી. ડાહ્યાભાઇ ડોસા
૧ મી કાનજી નાનજી
૧ મી. શામજી નાનજી

### શ્રી કચ્છ દેવળીઆ.

૧૫ મીસ્ત્રી બાલુ પ્રેમજીભાઇ ગો-
વીંદ કંટ્રાકટર

### શ્રી કચ્છ ભુજ.

૨૫ મે. રા. રા. જેઠીમલ ધનજી-
ભાઈ બલદેવ પ્લેગ ઇન્સ્પેકટર
ઓફ ભુજ કોટવાળ સાહેબ
૫ મે. રા. રા. ગીરજાશંકરભાઇ
મુલજી સરવે સુપ્રિં૦ સાહેબ
૪ મે રા. સુતાર માવજીભાઇ રણ
છોડ બાગ સુપ્રીટેન્ડેન્ટ સાહેબ
૪ રા. સુતાર વાલજીભાઇ માવજી
આ. બાગ સુપ્રિં૦ સાહેબ
૧ રા. માનજીભાઇ કાનજી
હાઇસ્કુલ માસ્તર સાહેબ
૧ રા. ગંગારામભાઇ જેઠા હાઇ-
સ્કુલના માસ્તર સાહેબ
૨ સુતાર મુલજીભાઈ નારાણજી
આઇના મોલ સુપ્રીટેન્ડેન્ટ
૨ રા. જેઠીમલ નાનાલાલ ઘેલાભાઇ
હજુર સેક્રેટરીના સીરસ્તેદાર
૫ રા. ઠા. હંસરાજ દેવકરણ ઝવે-
રાત વીગેરે માલના વેપારી

૨ રા. ઠા. જાદવજી ખીમજી દરબારી માપારા

૧ જેઠીમલ ભનુભાઈ વસરામ ભુજ અદાલત કારકુન

૨ પારેખ લાલજી હરચંદ ભુજ વાળાં મોટીબા સાહેબના કામદાર

૧ જેઠીમલ ગંગારામ મગન હજુરી

૨ મેતા વ્રજલાલ જીવણ કોઠારી

૧ રા. ઠા. વેલજી જાદવજી સ્વામીનારાયણનામંદીરનાકોઠારી.

૧ ઠા. નરશી સેજપાલ જરમન સીલવર વેપારી

૧ રાજગોર નરભેરામ પ્રાગજી કંટ્રાકટર

૧ રા. ઠા. રાઘવજી લખમસી વેપારી

૧ ઠા. અરજણ સામજી મપારા

૧ મેતા ભોગીલાલ પરસોતમ

૧ જેઠીમલ ઓધવજી અમરા પ્લેગ ખાતાના અવલ કારકુન

૨ બાબારાવભાઇ દુરીપ્રસાદ રેવન્યુખાતાના નાયબ કારકુન

૧ ઠા. વેલજી પારપીઆં ભુજ ડીસપેન્સરીના દાક્તર

૧ જેઠીમલ હરીરામ સામજી સરવૈ ખાતાના મોજણીદાર

૨ ઠા. નારણજી દેવકરણ બાગ ખાતાના અવલ કારકુન

૧ ઠા. કુંવરજી લખમશી વેપારી

૧ સુતાર હરજીભાઈ રતનજી આ. મીન્ટ સુપ્રી.

૧ સુતાર મીસ્ત્રી પુંજા સામજી

૧ મેતા રેવાશંકર જેઠાભાઇ લખપત ફોજદાર સાહેબ

૧ રાઠોડ : નારાયણ રાયમલ હજુરી

૧ જેઠીમલ હરીરામ ચદા હજુરી

૧ મેતા મગનલાલ મોનજી

૧ ઠા. લખમસી મનજી બનીનાત્રુ

૧ ઠા. વલભજી ખીમજી હજુર ટ્રેઝરર હીસાબી કારકુન

૧ ઠા. હસરાજ ખીમજી સીલે ખાનાવાળા

૧ રા. વ્રજલાલ ભાઇછગનલાલ વકીલ

૧ મુદીયરા સોની વાઘજી મોનજી

૧ ઠા. મોનજી વિજીઆધર મપારા
૧ જેષ્ટીમલ રાઘવજી પરસોતમ
મીન્ટ ખાતાના દારોગા
૧ જેષ્ટીમલ નારાયણજી વીસરામ
હજુરી
૧ મેતા ગોવીંદજી રામજી બક્ષી
ખાતાના હેડ કારકુન
૧ લુવાર ભવાનભાઇ નરસી
સરકારીખાતા મીસ્ત્રી
૧ કસારા ડામજી હસરાજ સોના
ચાદીના કચ્છવર્ગકામનાવેપારી
૧ કસારા ડુગરશી દામજી
૧ મીસ્ત્રી સલાટ જેઠાભાઈ હીરજી
૧ મી સલાટ ઘેલા કુવરજી
૧ ઠા. લાલજી ગોકલ મુકાદમ
૧ ભાવસારસલાટ ઉમરશી રવજી
૧ જણુસારી મસ્ત્રી મનજી ચના
ભરતવાળા
૧ જણુસારી બાલા સામજી
ઓછવીઆ
૧ જણુસારી ધનજી ચના
૧ જણુસારી જેરામ વીસરામ
ભરતવાળા
૧ રાજગોર વાલજી હીરજી

## શ્રી કચ્છ માંડવી.

૨ રા. રા. ત્રીભોવનદાસ
દાસ કસ્ટમખાના હારી
૧ ઠા દેવજી ખીમજી વેપારી
કમીશનથી માલ મોકલનાર
૧ વાણીઆ કદોઇ લીલાધર
લખમશી
૧ સલાટ શીવજી નારણ
૧ સલાટ પોપટ

## શ્રી કચ્છ દઈસરા

૧ પ્રગટ પુરૂષોતમના ઉપાસીક
એકાંતીક ધર્મ મર્યાદા ધાળનાર
સતસગ સીરોમણી ભક્ત
કેસરાભાઇ

## શ્રી કચ્છ બળધીઆં

૧ પ્રગટ પુરષોતમના ઉપાસીક
એકાંતીક ધર્મ મર્યાદા પાલક
સદા પ્રભુ પરાયણ સતસગ
શીરોમણી અબજીભાઇ
૧ પટેલ ગાગજીભાઇ નારાયણ
ચણતર કામદાર

## શ્રી કચ્છકેરા નારાણપર

૧ પ્રગટ પુરષોતમના ઉપાસીક
સતસગ શીરોમણી પટેલ
ધનજીભાઇ જાદવજી

## શ્રી કચ્છ સુખપર.

૧ પ્રગટ પુરૂષોતમના ઉપાસીક સતસંગ શીરોમણી પટેલ દેવજીભાઇ

૧ મીસ્ત્ર સુતાર ગોપાળ જેરામ

૧ સુતારસામજીભાઇગોવીદમીસ્ત્રી

## શ્રી કચ્છ માનકુવા

૧ પ્રગટ ઉપાસીક સતસગ શીરોમણી પટેલ ગાગજી દેવરાજ

## શ્રી કચ્છ રામપુર

૧ પ્રગટના ઉપાસીક સતસગ શીરોમણી એકાતીક પટેલ દેવરાજભાઇ મેઘરાજ

૧ એકાતીક ભક્ત પટેલ અરજણભાઇ ભીમજી

૧ પટેલ વાલજીભાઈ અરજણ

## શ્રી કચ્છ અંગીઆં

૧ પ્રગટ પુરૂષોતમના ઉપાસક પટેલ હીરા રતના

૧ ભક્ત શીરોમણી પટેલ પુજા હીરા

## શ્રી કચ્છ નયત્રાણા

૨ રા. ગોર માધવજી કલ્યાણજી નખત્રાણા થાણદાર સાહેબ

## શ્રી કચ્છ લખપત.

૨ રા. કાયસ્થ મેતા જીવરામભાઇ વેલજી લખપત વહીવટ દાર સાહેબ

## શ્રી કચ્છ રોહા

૧ રા. સતસગ શીરોમણી ઠા કુવરજીભાઇ નારાણજી કારભારી સાહેબ

## શ્રી કચ્છ દયાપર.

૧ સોની નારાયણભાઇ પરસોતમ

૧ કસારા સોની હરીરામ પુરસોતમ

૧ સોની નાનજી પરસોતમ

૨ સોની ધારસી પુરસોતમ

## શ્રી કચ્છ રવાપર.

૧ ઠા. ભકત માધવજી ધનજી

૧ રા ઠા. કાનજી વેલજી વેપારી.

૧ ,, પટેલ નાગજી સોયજી

૧ ,, શામજી કાનજી વેપારી

## શ્રી કચ્છતેરા.

૧ રા. ઓધડલાલભાઇ પ્રાણજીવન તેરા જાગીરના વકીલ

૧ જેઠીમલ ચત્રભુજ ઇશ્વર ઇસ્કુલ માસ્તર

**શ્રી કચ્છ ભવાનીપુર.**

૧ પટેલ દેવસી ગાંગજી ભક્ત

**મીરઝાંપુર.**

૧ ભક્ત શીરોમણી પટેલ હીરા
જેઠા ક્ષારમબાગવાળા

**મુંબઇ**

૧ મે રા. રા રાવબાહાદુર કર-
મશીભાઈ ડામજી કચ્છવાળા
વાધુરાવાળા જસ્ટીસ ઓફ
ધી પીસ

૨ ડા જીવરાજ સીંગજી દાણાના
વેપારી અંજારવાળા.

૧ મીસ્ત્રી સલાટ જેરામભાઈ
ગોવા ભુજવાળા.

૧ સલાટ મીસ્ત્રી માધવજી હર-
ખા ભુજવાળા.

૧ હરગોવનદાસ તુલસીદાસ હા-
થીભાઇ જરમન સીલવરના
વેપારી મારવાડી બજાર.

**વડોદરા.**

૧ જેઠીમલ ભાગીરથ હરખજી
તમાસગીર ખાતાના મેનેજર

૧ જેઠીમલ પુજમલ જેઠાજી.

૧ જણુસારી છોટાલાલ કરસન
મોતી કામવાળા.

**વડતાલ.**

૧ સતસંગ શીરોમણી માસ્તર
જીવરામભાઇ રાજારામ

૧ ગોર પંડ્યા હરીલાલભાઇ
હરિશંકર

**નડીયાદ.**

૨ મે. રા. રા ઝવેરીલાલભાઇ
ઉમીયાશંકર કચ્છના માજી
જાડેજા કોર્ટના પ્રેસીડેન્ટસાહેબ

**અમદાવાદ**

૧ રા. માસ્તર ગોકુલદાસ

૧ ભક્તરાજ મોહનલાલ હાથી

૧ પાટીદાર ચુનીલાલભાઇ

૧ પાટીદાર સકુભાઇ

૧ ગરાસીઆ ગબરજી કલેકટર
સાહેબના પટાવાળા.

**ધોલકા**

૧ સદ્ગુરૂ સાધુ ધનશામ પ્રીય-
દાસ સ્વામીનારાયણનુ મંદીર

**વીસનગર**

૧ સદગુરૂ સાધુ અનીરૂધદાસજી
સ્વામીનારાયણનુ મંદીર

**કાલી.**

૧ પટેલ ડાહ્યાભાઇ દેસાઇ મુખી
સાબરમતી સ્ટેશન.

**ખારોલ**

૧ ઉપાધ્યા બાલક્રશ્ન પુરસોતમ

**ધમોસણ.**

૧ પટેલ માધવદાસ જીવણદાસ કળી પરગણે

**વાટાવદર**

૧ ઠા. જીવજી બેચર વેપારી

**સોલડી.**

૧ પટેલ દલા પીતાંબર ધધો ખેડ પોઇ ધાગધ્રા

**ધંધુકા**

૧ પાઠક નારાયણ ઉતમરામ મીગે માડલટી.

**ભાવનગર.**

૧ શ્રીમાળી ગોપાલજી પીતાંબર તાર માસ્તર હાલ ધ્રોળ.

**બોટાદ.**

૧ ગાંધી ચત્રભુજ લાલજી ટપાલ ઓફીસ માસ્તર

**ભરળાા.**

૧ દવે લાલજી કુબેર મીંગે માંડલા

૧ દવે હરીલાલ દયારામ વેપારી ધાંટીલુ જુતું.

૧ નદવાણા ભવાનીશકર હરજીવન સાવર કુડલા.

૧ કદોઇ વાણીઆ માધવજી નાગાયણજી હાલ મુબઇ.

**સાયલા**

૧ લુવાર સુતાર વાલજીભાઈ કલ્લા ભુજના મંદીરનુ સિંહાસન બનાવનાર મીસ્ત્રી.

૧ લુવાર સુતાર ભગવાનજી ગોપાલજી

**વાંકાનેર.**

૨ સોની માવજી ત્રીકમજી ઝવેરી જેપુર.

૧ સોની પ્રભુલાલ ત્રીકમજી ઝવેરી જેપુર.

**શ્રી જામનગર.**

૧ મેતા તારાચદ માવજી મીગે માડલાં

૧ સલાટ મીસ્ત્રી સામજીભાઇ વડતાળવાળા.

**કરાંચી.**

૨ સુતાર મીસ્ત્રી નરસીભાઇ દેવરામ.

૨ મે. બાબુમલ પદમમલ.

૧ ઠા. વાલજી બેચર વેપારી

૧ રાજગોર દેવજી જેઠા સુતાર

**કામના મીસ્ત્રી ભુજવાળા.**

**ધાગધ્રા.**

૧ સોની ગણેસ હીરા પેપારી.

**દુલવદ.**

૧ શાસ્ત્રી દેવશંકર નાગેશ્વર.

૧ રા.સોની મોતી નાનજી હાલ ભુજ

૧ રા સોની છગન નાનજી હાલ ભુજ

**શ્રી કચ્છ ખાવડા.**

૨ રા. કાયસ્થ મેતા માવજીભાઇ
લધુ ખાવડા થાણદાર સાહેબ

**શ્રી કચ્છ ભમાઊ**

૧ રા. શા કાનજી ડાહ્યાભાઇ

**શ્રી કચ્છ ધમકડાં.**

૧ ભક્ત પડયા મુળજી મેઘજી

૧ જાડેજા વીસાજી બાવાજી

**શ્રી કચ્છ કોટડાં.**

૧ જાડેજા ગોવીંદજી ભાવસંગજી

**શ્રી કચ્છ ચીરઈ.**

૧ જાડેજા જેસાજી દાનસંગજી

૧ જાડેજા ચેલાજી ખેતાજી

**શ્રી કચ્છ ચોબારી**

૧ ઠા. પ્રાગજી અમરસિંહ વેપારી

**શ્રી કચ્છ મનફરા.**

૧ ઠા ખેતસીભાઇ વેપારી

**શ્રી કચ્છ ખાટોઇ.**

૧ ઠા. નથુ પદમસી વેપારી

**શ્રી કચ્છ ભીમાસ્તર.**

૧ આએર ભક્ત વસ્તા વજા

૧ આયુર ભક્ત પચાણ રૂડાં

**શ્રી કચ્છ દુધઈ**

૧ રા. પડયા અજાભાઇ મેઘજી

**શ્રી કચ્છ બદર.**

૧ રા.જાડેજા રવાજી નારાણજી

**શ્રી કચ્છ ખાખર.**

૧ રા.સુતાર વીરજી માવજી મીસ્ત્રી

**શ્રી કચ્છ ધાણેરી.**

૧ રા. જાડેજા અભેરાજ ગોવિંદજી

૧ આહેર ભક્ત પટબત રણમલ

૧ આહેર ભક્ત ગગા રણમલ

**શ્રી કચ્છ નીગાર.**

૧ આહેર ભક્ત મેગા ડોસાં

૧ આહેર ભક્ત નારણ પુંજા

૧ આહેર ભક્ત

☛ હું આપનો દાસાનુદાસ જેઠીમલ ઘેલા ત્રીકમજીના જય શ્રી સ્વામિનારાયણ વાંચસો, વાંચક વૃંદો આ પુસ્તકમાં જે કાંઇ ભુલ

ચુક હોય તો કૃપા કરી માફ કરશો, હુ આપનો સેવક દાસ છુ તેમ અવગુણો ભરેલો છું, તે મારા ઉપર સત હરી ભક્તો પ્રસન્ન થઇ રાજી રેહેજો અને મારા દોષ નીકળી જાય ને મારા જીવનું રૂડુ થાય એવી આશીષ દો એવી આશા રાખું છુ.

આ પુસ્તક અમારી પાસેથી મળશે, બાહાર ગામવાળાઓને વી. પી. અને પોષ્ટ ખર્ચ કીંમત ઉપરાંત ગણાશે. ઇચ્છા હોય તેઃ મગાવવુ. એજ,

કચ્છભુજ,
ડેકાણું-ટંકશાળ પાસે
દરબારગઢ નીચે

જેઠીમલ વેલા ત્રીકમજી હજુરી.
સત્ય ઉપદેશ કિર્તનાવલીનો રચનાર
આપનો દાસ,

